# ખાનદાની ખુની.

એક કલ્પિત, રસીલી, અને ચાનક આપનારી
નવી વારતા.

લખનાર—રૂસતમજી હોરમસજી મીસતરી.




પ્રગટ કરનારાઃ—
ધિ ઇન્ડિયન પબલિશિંગ કો૦
મુંબઈ



કિંમત રૂપિયો દોઢ.

# દિબાચો.



વારતા લખવાનું કામ મેં પાછું ઘણે વરસે હાથ ધર્યું છે. કારણકે વચમાં "પ્યાર અને પરણેલી જીંદગી" નામનો ગુજરાતી નિબંધ, અને "Zoroaster and Zoroastrianism" નામનું મારૂં ઈંગ્રેજી પુસ્તક મારાં વાંચનારાંઓ સનમુખ પુરસદે હાજર કરતાં કેટલોક વખ્ત નીકળી ગયો છે.

આ વારતામાં રમુજ સાથે જ્ઞાન અને અનુભવ વધારવાની પણ નેમ રાખી છે, કારણ કે જે વારતા ફકત લાગણીના લુખ્ખા જુસ્સા ઉભા કરે, તે વારતા વાંચવા પાછળ કાહડેલો વખ્ત ગુમાવવા બરાબર છે.

શરૂઆતમાંજ વારતાનું વળું એકદમ ખુલ્લું કરીને વાંચનારની જીજ્ઞાસા તોડી નાખવાનું કામ વાજબી નહી કહેવાય, તે છતાં કાંહિક મુખ્ય બાબદ ઉપર ધ્યાન ખેંચવાથી વાંચનારને આ વારતા વાંચતી વેળાજ લખનારની મૂળ નેમ શું છે તે સાથે સાથે થોડેક અંશે પણ જણાય, તે માટે એટલું કેહવું બસ થશે કે આ વારતામાં જે બે કલ્પિત છુપી પોલિસના અમલદારો આવે છે, તેઓના બાહેરના દેખાવ અંકકથી ઉલટા તેમજ ભુલાવો ખવાડનારા છે, અને બાહેરના દેખાવ ઉપર લલચાઈ નહી જવુ તે અમૂલ્ય ધડો આપવાની આ વારતાની એક નેમ છે. બીજું જે અગત્યનું એમાં શિખવાનું છે તે એ કે આબરૂને ખાતર કેટલાક જન ધન માલ ખજાનો અને પોતાની સર્વસ્વ ખોહવા તૈયાર થાય છે, અને બાપદાદાનાં નામને કલંક નહી લાગે તે માટે કેટલાક કાળજી રાખે છે. તેવા જો કે દુન્યામાં ગણત્રીના હશે, તે છતાં તેવો એક દાખલો અસરકારક રીતે આ વારતામાં રજુ કરવાની મારી બીજી નેમ છે. વળી બીજી બાબદોમાં

એક મૂખ્ય એ છે કે આ વારતા માંહે મૂખ્ય ભાગ ભજવતી બાનુ, જેને જાણી જોઇને કળવાયલી ચિતારવાનું મને દુરસ્ત લાગ્યું છે, તેણીનો સાચો પ્યાર તેણીને જે ઘણી હદ સુધી દોરવી લઇ જાય છે, તે પેહલી નજરે કદાચ કોઇને અતિશ્યોકતી જેવું લાગે, પણ એ સઘળું જોડી કાઢેલું છતાં બનવા જોગ છે એમ હું ધારૂં છું, અને કદાચ અત્યાર અગાઉ દુન્યાના કોઇ સ્થળે એવાં નહીં તો એને મળતાં અને આગળ વધીને કહું તો એથી પણ જબુન પગલાં સાચાં આશક માશુકોએ ભર્યાં હશે. પ્યાર આંધળો છે અને આંધળા બનાવીને સાચો પ્યાર કેવી રીતે ભાન ભૂલાવી દે છે, તે અસરકારક રીતે દેખાડવાની મારી ત્રીજી મૂખ્ય નેમ છે.

એ ઉપરાંત આ વારતામાંથી બીજા ઘણા સાર ખેંચી શકાય છે, પણ તે સઘળા અત્રે વર્ણવાની હું કાંઇ ખાસ જરૂર જોતો નથી, પણ એટલી ઉમેદ રાખું છું જે મારી આ વારતા સઘળાંઓને પસંદ પડશે.

ગુજરાતી લખનારાઓને જાહેર આશરો મળતો નથી એવી ફરિયાદ અનેક ઠેકાણેથી થાય છે, તેનાં ઘણાં કારણોમાં એક કારણ એ છે જે ગુજરાતી વાંચનારાઓની સંખ્યા નાની છે. તે છતાં સારાં વારતાનાં પુસ્તકોને ગુજરાતી વાંચણના શોખીનો હમેશાં આવકાર દે છે. અલબતાં ગુજરાતી લખનારાઓને દમ જેવા નફા થતા નથી, અને તેથી જે ગુજરાતી લખનારાઓ હાલ વાંચક વર્ગની શોખના એવાજ કરવા તૈયાર હોય, તેઓને હાલનો હિંગામ ધ્યાનમાં લેતાં નફાની આશા રહેતી નથી. આટલું છતાં મને તો જણાવવાને સંતોષ છે કે જેટલી ગુજરાતી ચોપડીઓ મેં બાહેર પાડી છે તે મારે માથે પડી નથી, ને પ્રજા મને હમેશાં આશરો આપતી આવી છે, અને તેમજ આ વખતે પણ આપશે એમ મને આશા રહે છે.

(૭) રૂ. હો. મીસતરી. કર્ત્તા.

Works by the same author.

# રૂસતમજી હોરમસરજી મીસતરીનાં

## બનાવેલા પુસ્તકોની ટીપ:—

દુશમન દારાબ (ફરીથી છપાય છે)........................૧–૦–૦
ગુલબાનું (એક ઓરીજીનલ વારતા)........................૧–૦–૦
લીકોક ભાગ ૧ (ડીટેકટીવ વારતા)........................૧–૪–૦
" " ૨ ( " )........................૧–૪–૦
સપલની સુના (પારસી સંસારી વારતા.)........................૧–૪–૦
પ્યાર બડો કે પૈસો........................૧–૦–૦
દિલ્હીનો બાદશાહ........................૦–૮–૦
ટોમી અને હેરી........................૧–૦–૦
પ્યાર અને પરણેલી જીંદગી (નિંબંધ)........................૧–૦–૦
સોનારણ........................૧–૮–૦
શરમાલ કુંવર........................૦–૮–૦
Analytical Assays........................1–0–0
Zoroaster and Zoroastrianism........................2–0–0
Gujarati—English Pocket Dictionary........................1–0–0
Notes on Lamb's Tales from Shakespeare.0–12–0
,, ,, Pope's Homer's Iliad Bk. I....... 0–6–0
English Idioms rendered into Gujarati.......0–8–0

# માસિક હિંદી—આફ્રીક.



## ( માસિક ચોપાનિયાઓનો સરદાર. )

આખાંહિંદમાં આ ચોપાનિયાની જોડી કોઇથી જોઇ જાણી શકશે નહીં

આજે ખરેખર કેલવણીનાં જમાનામાં ચોપાનિયા કેવાં પ્રગટ કરવા–થવા જોઇએ તે મારા યુરપ અને અમેરીકાનાં પ્રવાસે મને બરાબર શીખાડયું–દેખાડયું છે, તો આ નવું "માસિક" **તેનાંજ** માત્ર પ્રતાપ સમજવાં.

વાંચણો અને વિષયો કેવા છે—લેખકો કેવાં ચુનંદા ને નામીચા છે–ચિત્રો અને ચિત્ર યુકત બાબદો કેવી સંભાળ ભરી છે–સુધારા અને વધારા કેવા સંગીન અને નવાજ છે એ સઘળું માત્ર જાતી–તપાસને જરૂરનું છે તો પછી તમારે નમુનાની એક નકલ મંગાવીને જીવ ખુશ કરવાના છે.

ભરત કામ માટેનાં નવાજ એકેકથી સરસ નમુનાઓ દરેક બાનુ વખાણ્ય વીના રહેશે નહીં. એવા નવા–નવાંજ નમુનાઓ દર મહીને ભેટ મળ્યા જશે.

**☞ ૧૯૦૭ ની ઘણી શુંદર ભેટ. ☜**

જાણીતું પત્ર "અખબારે–સોદાગર" અમારા પીકચર માટે લખેછ તે ખરૂંજ છે કે યુરપને કાનટીનંટનાં ચોપાનીયાવાળાં વતીક પોતાનાં ઘરાકોને આવી ખરચાલી પણ જાલવવા લાયક ભેટ આપી શકયા નથી.

ભલે ઘરાક નાં થતાં પણ "હિંદી આફ્રીક" શું છે તેની માત્ર નકલ જોવા મંગાવજો અને પછી તમો પોતેજ જોઇ અને જાણી શકશો કે કેવા ચોપાન્યા પાછળ ખરેખર પૈસા ખરચવા જોઇએ.

**" માસિક હિંદી–આફ્રીક "—ઑફીસ.**

**હેલીના પ્રીંટીંગ વર્કસ.**

નં૦ ૧૨. બેંક સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

# આનંદાની અનુની.

## પ્રકરણ ૧.

### ભરમનું વળું.

વિકટોરિયા ગારડનના ઘડિયાલના ઉંચા મિનારામાં હજી તો ત્રણ વાગાનો ટકોરો પડે છે, તેટલાં ડાકટર શીરાઝની વિકટોરિયા તે રસ્તેથી પસાર થઈ. સઘળું શાંત હતું. અને સરવે જગે અંધારું વ્યાપી રહયું હતું. ડાકટર શીરાઝનો ભાણીઓ ગાડી હાંકતો હતો. અને ગાડી છેક ભાયખલાનો પુલ વટાવી ગઈ હતી. ભાણીઆએ ગ્રાંટરોડ તરફ ગાડી લેવા વળાણ લીધો, તે વખતે તેણે એકદમ ઘોડાની લગામ એટલી બધી ખેંચી કે ઘોડો તેના પાછળા બે પગ ઉપર ફસડાઈને પડી જતો સેહજમાં બચી ગયો.

ડાકટર શીરાઝ સુવાવડનાં કામમાં ઘણો બાહોશ હોવાથી તેને તે રાત્રે એક સુવાવડના કેસમાં બોલાવવામાં આવ્યો હતો, અને ત્યાં તેણે ૭ કલાક સુધી એટલી તો મેહનત કીધી હતી કે તેથી તે થાકીને 'લૂસ' થઇ ગયો હતો, અને તેથી વિકટોરિયાના એક ખુણામાં પડીને ઝુંપતો હતો. તેણે દગલાનો ગીરેડો ઉંચો ચઢાવેલો હતો, કારણ કે ડિસેમ્બર મહિનાની ચોથી તારીખની ઠંડી સહવારનો પોહોર હાટે તે અગાઉ નિકળો હતો.

અને તેથી ગાડીનું ધમણ નાંખેલું હતું તેમાં તે ભરાઇને બેઠેલો હતો, પણ જ્યારે ભાણીઆએ ઘોડાની લગામ તાણ્યાથી ઘોડો પડતો બચી ગયો, ત્યારે તે ચોંકીને ઉઠયો, અને ગુસ્સામાં બોલ્યો :—

"કેમ! આજે નવો હાંકવા બેઠો છે કે? મારી નાખશે કે? રાતનો પીધેલો હજી ઉતર્યો નથી શું! કે ઠંડી લાગે છે તેથી હાથમાં આંકરાં આવે છે? અરે! તને છે શું!"

આ છેલ્લો સવાલ તેણે ભાણીઆને કીધો, તેનું કારણ કે ગાડી ઉભી રાખીને ભાણીઓ બેઠેલો ઉભો થયો, અને સામી બાજુએ ટગર ટગર જોતો હતો.

ડાક્ટર ફીરોઝ ભાણીઆની આજની નવી રીતથી કાંઇ બીજું બોલવા જતો હતો, તેટલામાં આજુબાજુની ચુપકાદીમાં કોઇની કાન ફાડી નાખે એવી ચીચીઆરી સંભળાઇ.

"હેક, હું જમજેલો! હીં કાંઇ ગોટાલો સે? આજે કોઇનો જાન જાતો સે!"

ડાક્ટર ફીરોઝે પણ ચીચીઆરી સાંભળી હતી. તેણે ભાણીઆને કહ્યું, "ચીચીઆરી આગે ગલીમાંથી આવી. હાંક એ બાજુ ઉપર હાંક!"

ભાણીઆએ ગાડી તે બાજુ ચલાવી. હવે કાંઇ બીજી ચીચીઆરી કે બીજો અવાજ આવ્યો હતો નહીં. પણ આજુબાજુના લોકો બારી ઉઘાડીને બાહેર ડોકયાં કાઢતાં હતાં, તે ઉપરથી જણાયું કે તે તરફ જ કાંઇ બનાવ બન્યો છે.

કૅમ્પનું તમાખાનું દુકાન [illegible] રસ્તે સફેદ ગલી તરફ જવાના રસ્તાના નાકા ઉપર કેટલાંક લોક ભેગાં થયલાં હતાં. કોઇના હાથમાં

ફાનુસ હતું. કોઇ અજાયબીમાં ગરકાવ થયલાં હતાં. કોઇ ઉંઘમાંથી ઉઠી આવેલાં ભુત ડાકણ જેવાં લાગતાં હતાં. કોઇની આંખમાં હજી ઉંઘ હોવાથી આંખ ચોળતાં હતાં. પણ સઘળાં ગભરાયલાં એક જગે ભેગાં મળ્યાં હતાં.

ડાકટર શીરોઝ ગાડીમાંથી ઉતર્યો, અને જ્યાં લોક ઘણું ભેગું થયું હતું ત્યાં સીધો જઇને બોલ્યો, "શું છે? શું બન્યું છે? કોઇને કાંઇ ઇજા થઇ છે?"

તેણે આ સવાલ કોઇ ચોકકસ માણસને નહીં પૂછ્યો હતો, તે છતાં દસ બાર જણ બોલી ઉઠયાં, "સાહેબ, ખુન થયું છે! કોઇ બાયડીનું ખુન થયું છે!"

કાંઇ પણ બોલ્યા વગર, જરાં પણ આશ્ચર્ય પામ્યા વગર ડાકટર શીરોઝ એક મુસલમાની ઓરતના હાથમાં ફાનુસ હતું તે લઇને મરણ પામેલી ઓરત આગળ ગયો.

ડાકટર શીરોઝની ઉમર સાઠ વર્ષની હતી. તેણે સરકારી નોકરીમાં પોતાની ઉમર પસાર કરી હતી, અને હાલ તે સરકારનું પૅનશન ખાતો હતો. સરકારી નોકરીમાંથી ફારેગ થયા પછી તે હાલ 'પ્રાઇવેટ પ્રૅકટિસ' કરતો હતો. આખી ઉમરમાં તેણે એવાં ઘણાં ખુનના અને કાપાકાપીના કેસો જોયા હતા. વળી તે એક અચ્છો 'સરજ્યન' હોવાથી વાઢ કાપમાં એક્કો હતો, અને લોહીના દેખાવથી તે સહજ પણ કમકમતો કે ડરતો હતો નહીં. તે છતાં જ્યારે તેની નજર ખુનના ભોગ થયલી સ્ત્રી ઉપર પડી ત્યારે કમકમાટનો એક ઝટકો એક પળમાં તેના બદનમાંથી પસાર થયા વિના રહ્યો નહીં. તે વાઢ કાપ કરતો હતો તે સારી નિષ્ઠાથી કરતો હતો, અને દર્દીને આરામ કરવાની તેમાં ઉમદા નેમ હતી, પણ આ તો લોહીની અંદર ખરડાયલાં કપડાંથી જાણે એક રનો કપડાંનો ગાંસડો

પડયો હોય તેમ એક ગાંસડો થઇને પડેલી પેલી સ્ત્રીને જોતાં કાઇપણ ઘાતકી પુરૂષને પણ થોડી પળ દયા આવ્યા વિના રહે નહીં, તો શીરોઝ ડાકટર જેવા એક નિરદોષ ગ્રહસ્થને તેથી કમકમાટ ઉપજે નહીં એ નહીં માનવા જોગ છે.

પેલી સ્ત્રી ચત્તી પડેલી હતી; અને ગરદનમાંથી લોહીની ધાર હજી વેહતી હતી. લોહીના ધસારાથી ડાકું એમ તેમ હીલતું હતું. પગ બેવડા વળેલા હતા, તે એવી રીતે કે તેણીના પગનાં તળિયાં જાગને લાગતાં હતાં. તે ઉપરથી દેખાતું હતું કે ભોગ થઇ પડેલી સ્ત્રી ગુંટણ મંડીએ પડેલી હોવી જોઇએ, અને વાળેલાં ગુંટણ સાથે ચત્તી પડી ગઇ હોવી જોઇએ. વળી દેખાતું હતું કે ખુન કરનારે તેણીને પછવાડેથી પકડેલી હોવી જોઇએ, અને પકડતાંને વાર તેણી ગુંટણ મંડીએ પડી ગઇ હોવી જોઇએ, અને ખુનીએ પછવાડેથી તેણીની ગરદન ઉપર અસ્ત્રા જેવા તિક્ષણ હથિયાર વતી ઘા કરી તેનું ખુન કરેલું હોવું જોઇએ. જે છેલ્લી ચીસ સંભળાઇ હતી તે ચીસ જ્યારે તેણીએ જાણ્યું હશે કે મારૂં ખુન થાય છે, તે વેળા પાડેલી હોવી જોઇએ.

આ સઘળું ડાકટર શીરોઝે એક પળમાં જોઇ લીધું અને જો કે હવે તે સ્ત્રીને બચાવી શકાય એવું નહતું, તે છતાં ડાકટરોની ટેવ પ્રમાણે તેણે તે સ્ત્રીના શરીર ઉપર તપાસવા માટે હાથ લગાડી જોયો. બિચારી સ્ત્રી તેણીની ધોરી નસોમાંથી લોહી ધોધબંધ બાહેર રસ્તો લેતું હતું. ડાકટર શીરોઝ એ પ્રમાણે તે સ્ત્રીને તપાસે છે તેટલામાં લોકો એમ તેમ ખીસવા માંડ્યા, અને એક હવલદાર હાજર થયા. આ હવલદાર તે સ્ત્રીની ચીચીઆરી સાંભળનાર પેહલો હતો, અને જે સીસોટી વગાડીને તેણે આસપાસના સીપાઇઓને ચેતવ્યા હતા, તે સીસોટી હજી તેના હાથમાંજ હતી. જમાદાર વાળાનું નંબર ૩૩૩૩ X હતું. તે ટોળામાં આવીને મુવેલી સ્ત્રીને જોતાંને વાર

ચમકીને બોલ્યો, "યા અલ્લા!" અને તેણે સીસોડી પાછી વગાડયા કીધી કે જેથી બીજા સીપાઇ હવલદારોની મદદ મળે.

એક પળમાં સીસોડીના જવાબ પાછા મળવા લાગ્યા અને બે ચાર મિનિટમાં બીજા બે ચાર જમાદાર આવી પુગ્યા. તેમનાં નંબર ૨૨૨૧, ૧૭૫૮, અને ૩૩૯૯ હતાં.

કેટલીક વાર સવાલ જવાબ કરવામાં નિકળી ગઇ, પછી ડાકટર ફીરોઝે જમાદારને કહયું કે એ ખુન કરનાર કોણ છે તેની તજવીજ કરો.

ડા૦ ફીરોઝ બોલ્યો, તે લુચ્ચો ખુની આટલામાંજ હશે. હજી તો ચીચીઆરી આવ્યાને પાંચ મિનિટ થઇ નથી, અને ખુની તેથી હજી અહીંથી કંઇ દૂર ગયો નહીં હોય.

"કોઇબી માણસ મારી આગલથી ગયું નથી, યા સામું મલ્યું નથી," ૩૩૩૩ X નંબરનો જમાદાર બોલ્યો, "હું આ ગલીનાં નાકા ઉપર પોહરો ભરતો હતો, અને મેં આ સ્ત્રીની ચીચીઆરી પેહલી સાંભળી. જો કોઇ મારી તરફથી ગયો હોય તો હું તેને જોયા કે પકડયા વગર રહેતે નહી. શાયદ ભાયખલા તરફ તે નાહસી ગયો હશે."

"તે રસ્તે હું આવ્યો અને મેં એક ચલીઉં પણ મારી ગાડી આગલથી જતાં જોયું નથી," ડાકટર ફીરોઝે કહ્યું.

જમાદારોની જુબાની ઉપરથી તો એમજ ઠર્યું કે જે રસ્તેથી ૨૨૨૧, ૧૭૫૮ અને ૩૯૯૯ નંબરવાલાઓ આવ્યા, તે રસ્તે ખુની નાહસી ગયો નહીં હોવો જોઇએ. આ જમાદારોના રસ્તા ઉપરથી એક પણ માણસ પસાર થયું નહીં હતું અને તેઓએ કોઇનાં પગલાંનો અવાજ વતીક સાંભળ્યો નહીં હતો. ખુની ઉંઘાડા પગે નાહસી ગયો હોય, તો પણ તે આ રસ્તાઓમાંના એકબી રસ્તે ગયો હતો નહીં, એમ ત્રણે જમાદારો ખાત્રી પુરવક કહેવા લાગ્યા.

જ્યારે બધા જમાદારોએ ખુનીને નાહસતાં નહીં જોયો, ત્યારે એક છેવટ ઉપર આવી શંકાય કે ખુની કોઈ આજુબાજુના ઘરમાં ભરાઇ ગયો છે, અથવા પોતાનાં નજદીકમાં આવેલાં ઘરમાં જઇને નિરાંતે બેઠો છે. તે તેજ રસ્તાનો રહેવાસી હોવો જોઇએ અને તેથી તુરત પોતાનાં ઘરમાં નહાસી જઇને ખુનની સઘળી સાબેતીઓનો નાશ કરી નાખશે, એવો વિચાર ડાકટર ફીરોઝને આવ્યો.

ડા૦ ફીરોઝે જમાદારોને સુચવ્યું "કે જો ખુની નાહસી નહી ગયો હોય તો તે ટોળાંમાજ હોવો જોઇએ," અને તેથી તેણે જમદારોને કહ્યું કે ટોળાંમાંથી કોઇને જવા દેવું નહીં. ખુની આ ટોળાંમાં હોવો જોઇએ, નહી તો આજુબાજુનાં કોઇ ઘરમાં ભરાયલો હોવો જોઇએ.

એક જમાદાર ત્યાંજ ઉભો, અને બીજાઓ આજુબાજુનાં ઘરમાં પૂછપરછ કરવા લાગ્યા. ડા૦ ફીરોઝ ટોળામાંનાં દરેક આદમીને હાથમાં ફાણસની મદદે તપાસવા લાગ્યો. તપાસવા પહેલાં જમાદારોને તેણે પૂછ્યું, "મને તમો ઓળખો છો?"

"હા સાહેબ તુમ સરકારી ડાકટર હય," ૨૨૨૧ નંબરવાલા જમાદારે જવાબ દીધો, "તુમ પહેલે ચીચપોગલીકા હાસ્પીટલકા ડાકટર થા."

"બરાબર. મારૂં નામ ફીરોઝ છે, અને હું છુપી પોલીસના સરદાર નઝરઅલીનો માસીનો દીકરો થાવું છું. જુઓ, ખુની નાહસી નહી ગયો હશે તો આપણે તેને પકડી શકીશું," ડાકટર ફીરોઝે જવાબ આપ્યો.

અમારાં વાંચનારે જોયું હશે કે ડાકટર ફીરોઝ પારસી ગ્રહસ્થ નથી, પણ એક મુસલમીન ગ્રહસ્થ છે. વળી અમારાં વાંચનારે જાણવું જોઇએ કે જમાદાર અને ડાકટર વચ્ચે વાતચીત સઘળી હિંદુસ્તાની ભાષામાં થઇ હતી, તે છતાં અમે આ આખી વારતા ગુજરાતી જબાનમાંજ રજુ કરીશું.

વધારે વાતચીત કર્યા વગર ત્રણ જમાદાર, તેમાં ૩૩૩૩ X પણ હતો, તેઓ ટોળાંમાંથી નિકળી આજુબાજુનાં ઘરોમાં તપાસ કરવા લાગ્યા.

નંબર ૨૨૨૧ વાલો જમાદાર ખુનની જગાપરજ રહ્યો હતો. તેણે સઘળા સ્ત્રી મરદોને ત્યાંજ અટકાવી રાખ્યાં હતાં, અને તેમાંનાં દરેકને ડાકટર ફીરોઝે પગથી માથાં સુધી તપાસ્યાં હતાં. દરેકે ડાકટરને ખુશીથી તપાસ ગલાવ દીધી હતી.

આ એક નવાઈ જેવો દેખાવ હતો. ખુલ્લી હવામાં તપાસ થતી હતી. ડાકટર ફીરોઝ હાથમાં ફાણુસ લઈને દરેકને બારીકાઈથી તપાસ્તો હતો. પણ જ્યારે દરેકે ખુશીથી તપાસ કરવા દીધી અને જ્યારે તપાસ પૂરી થઈ, ત્યારે છેવટ એ આવ્યું કે ખુની આ ટોળાંમાં નથી. જમાદારો એક પછી એક ઘરમાં તપાસતા ગયા, તે છતાં ત્યાંથી પણ કોઈ મળી આવ્યું નહી. એટલું છતાં ડાકટર ફીરોઝને શક હતો કે ખુની તેટલા રસ્તામ કોઈ ઘરમાંજ ભરાયલો હોવો જોઈએ.

ખુન ભર વસ્તીમાં થયું હતું. આજુબાજુ પુષ્કળ ઘરો હતાં, અને ત્યાં સેંકડો આસામીઓ રહેતાં હતાં. વળી મોટા રસ્તાપરથી ખુનીને નાહસવાની અગત્યતા શી હતી? બીજી ગલીગુંચી અનેક હતી તેમાંથી તે કાં નહી નાહઠો હોય? મોટા રસ્તા પરથી ચારે બાજુથી ચાર જમાદાર આવ્યા હતા, અને તેઓએ કોઈને નાહસ્તાં જોયો હતો નહી, એટલુંજ નહી પણ તેઓના રસ્તેથી કોઈ પણ બીજો જીવડો પસાર થયો હતો નહી.

ડાકટર ફીરોઝની આગલ ઘણાં લોક ભેગાં થયલાં હતાં, તેમાંથી એક બુઢી મુસલમાન સ્ત્રી ધ્રુજતી ધ્રુજતી બોલી, "ખુની બુલુનમાં બેઠકે ઉડ ગયા હોગા!" ખરેખર! જો કોઈ બીજી વખતે એ શબ્દો બોલત, તો કોઈ પણ હસી કાહડયા વગર રહેત નહીં. પણ આ તો એવુંજ થયું કે ખુની કોઈ દિશાએ ગયો નથી, તો પછી આસમાન

તરફજ બલુન મારફતે ગયો હોય. સરવે પેલા બુઠીના બોલથી આસમાન તરફ જોવા લાગ્યાં, પણ બલુન હોય તો દેખાય, નહીં તો શું દેખાય?

જમાદારો ઘરોની તપાસ લએ તેટલાં કોનસ્ટેબલો આવી પુગ્યા, પણ તેમની સામટી તપાસ નિષ્ફળ નિવડી. આજુબાજુનાં કોઇ ઘરમાં ખુની મળ્યો નહીં.

ખુનીને પકડવાનાં વિચારમાં સઘળાંઓનું ધ્યાન એટલું તે રોકાઇ ગયું હતું કે ભોગ થઇ પડેલી સ્ત્રી કોણ છે, અને તે કયાં રહેતી હતી, અને તેને કોઇ ઓળખે છે કે નહીં, તેની તપાસ કરવાનું અગત્યનું કામ સૌ કોઇ થોડી મિનિટ ભૂલી ગયા હતા.

બેવકુફઇ! આવો વિચાર જમાદારોને તેમજ ફીરોઝ ડાકટરને પેહલાં કેમ નહીં સુઝ પડયો! જો મરનાર સ્ત્રીને કોઇએ ઓળખી, તો તે કોણ હતી, કયાં રહેતી હતી. અને શું કરતી હતી, એ વગેરે સઘળી તેણીની હીલચાલનો પત્તો મલ્યો, કે ખુનીને પકડતાં વાર શી?

ડાકટર ફીરોઝ તે મરનાર સ્ત્રી આગળ ગયા ને તેણીનાં વાકાં પડેલાં ધડ આગળ જઇને વાંકા વળીને તેણીનો ચેહરો જોયો. જોતાંનેવાર તે કમકમીને ઉઠયો. ભયંકાર ચેહરા તેણે આગળ ઘણી વાર જોયા હતા, પણ આ સ્ત્રીના ચેહરાથી તેના આખા શરિરમાં કંપારી છુટી.

તે મરનાર સ્ત્રી જીવતી હતી તે વખતેજ તેણીનું મોહડું જોતાંને વાર બિહક અને કમકમાટ ઉપજાવે એવું હતું. ચામડી ઉપર ચાઠાં પડેલાં હતાં. દામ દીધા હોય ને ચાઠાં પડે તેવાં તે લાગતાં હતાં. વળી સફેદ કોઢ જેવા ચાઠાં પણ હતાં. વળી તે સ્ત્રીના શરિર ઉપરથી ગરીબાઇની છાપ મજબુત જણાતી હતી. આંખમાં ખાડા, ગાલ બેઠેલા અને મોહડું સોરાયલું એ સઘળું ખુદરતી રીતેજ કમકમાટ ઉપજાવનારૂં હતું. બેડોળ સ્ત્રીના

નમુનો જોવો હોય તો આ સ્ત્રી હતી. ટોળાંમાંથી એક જણે કોઈને અટકાવીને કહયું, "આગળ ના જાઓ. કોઇ ડાકણનું ખુન થયું છે!" ખરેખર, તે સ્ત્રી કોઇ ડાકણ જેવીજ લાગતી હતી.

ડાકટર ફીરોઝ કાંઇ બોલ્યો નહી, પણ મનમાં વિચાર કરવા લાગ્યો કે આ ગરીબ કંગાળ સ્ત્રીનો કદરૂપી ચેહરો તેણીને પોતાની, મા તરફથી વારસામાં મળ્યો હોવો જોઇએ. કદાચ એ કદરૂપી ચેહરાને આધારે એ સ્ત્રીની ઓળખ કાં નહી મળી આવે?



## પ્રકરણ ૨.



## ભરમમાં ભરમ.

પોલીસની તપાસમાં નહી માલમ પડયું કે ખુન કોણે કીધું છે, કે નહીં માલમ પડયું કે તે મરનાર સ્ત્રી કયાં રહેતી હતી, અને તેણી કોણ છે. અત્યાર સુધી મરનાર કદરૂપી સ્ત્રીનો કોઇ પત્તો આપી શકયું નહી. પોલીસને આગળ કામ ચલાવવા માટે સેહેજ પણ 'પોઇન્ટ' મળી શકી નહીં.

કાદવવાળી જગામાં, કે પોચી જમીન ઉપર માણસનાં પગલાંથી પણ ઘણી વાર ખુનો પકડાયાં છે, પણ મુંબઇમાં ડિસેમ્બર મહિનામાં અને તે પણ સહવારના પોહોર અગાઉ જે વારે રસ્તાની પગથી સુકી રહે છે ત્યારે, સુકા રસ્તા ઉપર પગલાં ઉપરથી કાંઇ પણ પત્તો મેલવવાની આશા ખોટી હતી.

તે છતાં તે મરનાર સ્ત્રીનું કે ખુનીનું નાહસ્તાં કાંઇ પડયું હોય તે તપાસવાની નેમથી પોલીસના અમલદારો ફાણુસ લઇને રસ્તો તપાસવા લાગ્યા. ઘણી ખોળ કીધી અને અરધો કલાક નિકળી ગયો. લોક ત્યાંથી ખસ્યું હતું નહીં, ને પોલીસને તપાસવામાં સામું મદદ કરવા લાગ્યું.

તેટલામાં લોકમાં ગડબડ થવા લાગી અને પોલીસને માલુમ પડ્યું કે અકબરી નામની એક મુસલમીન બુઢીઆને કાંઇ જડયું છે. પોલીસ કૉનસ્ટેબલ લાગલો તે તરફ ધસ્યો, અને પેલી બુઢીઆએ તેને બંધ કીધેલી મુઠીમાંથી કાંઇ આપ્યું.

આ મેળેલી ચીજ શી હતી? એક હાથનાં બટનની જોડીમાંથી છૂટું થઈ ગયલું બટન. સંબગોળ આકારનું, વચમાં હીરો જડેલો, હીરાની આસપાસ એક તારો પાડેલો, એવું તે એક બટન હતું.

બટન ઉપરથી ખુની પકડાય તેમ નહી હતું. એવાં બટન તો બજારમાં ઘણાં વેચાય છે. કાંઈ નવી તરાહનું તે બટન નહી હતું. દરેક જવેરીની દુકાનમાં તેવું બટન મળી શકે એમ હતું. બટન ઉપર કાંઇ નિશાની કે નામ નહી હતું, કે જેથી તેનો ધણી પકડાઇ શકાય.

પણ એક વાત પોલીસ હવે માનવા લાગી કે આ બટન ખુનીનું હોવું જોઇએ.

આ બટન, મુવેલી સ્ત્રી પડેલી હતી ત્યાંથી ઓગણીસ ફુટના તફાવતેથી મળ્યું હતું, અને આ બટન મલવાની જગા ઉપરથી એમ પણ કહી શકાય કે નાહસી જનાર શખ્સ તે ગલીઓમાં રહેનાર નહી હતો, કારણ કે આવી ગલીમાં હીરાનાં બટન પેહરનારાં રહે, એ માનવાજોગ નહી હતું. એ ગલીની આજુબાજુ ગરીબ અને હલકી વરણના લોકોનાં ઘરો અને અનીતિ ભરેલાં મકાનો વધારે હતાં. આબરૂદાર લોકો ત્યાં થોડાં રહેતાં હતાં.

ત્યારે ખુની ખાનદાની અને પેહલા વર્ગનો કોઇ આસામી હોવો જોઇએ અને તે ત્યાં રહેતો નહી હોવો જોઇએ, એટલું આ બટન ઉપરથી સીધ્ધ થયું, પણ તે બટન ખુનીનું હોય ત્યારે કે? વળી અજાયબ જેવું એ લાગતું હતું કે આવા મોટા માણસને આવી એક હલકી કદરૂપી અને બિહક લાગે એવી સ્ત્રી સાથે આવી મોડી રાત્રે શું કામ હતું? આવી કદરૂપી બિહામણી સ્ત્રીની આગલ જવા કયો શ્રીમંત ખુશી થાય?

૧૮-૧૬



આ સઘળી ખટપટ ચાલતી હતી તેટલાંમાં તે જગા ઉપર પોલીસને ખબર પડી કે ગલીનાં બીજાં નાંકાપર એક માણુસ ચત્તોપાત પડેલો છે, અને તે મરી ગયલો હોય એમ લાગે છે.

પોલીસ તુરત તે તરફ દોડીને જોય છે તો ખરેખર, એક માણુસ મરણ પામેલો હતો. વળી આ માણુસને બરાબર ગોઠવીને સુવડાવેલો હોય તેમ સંભાળથી બાજુ મુકીને કોઇ નાહસી ગયું હોય એમ લાગતું હતું.

આ મરનાર પુરૂષ મધ્યમ ઉમરનો અને જાતમો મુસલમીન હતો. ડાકટર ફીરોઝ, જે હજી પોલીસ સાથે તપાસમાં ખુશીથી ભાગ લેતો હતો, તેણે મરનારને તપાસ્યો, ત્યારે માલમ પડયું કે તેને કોઇએ ગળું દાબીને મારી નાખ્યો હતો. આ મરનારના આંગ ઉપર ફકત ચોલણું અને સફેદ પેહરણ હતું. દગલો, પાટલુન, ટોપી કે બદીઆન બીજુ કાંઇ તેણે પેહરેલું હતું નહી. હજી ઉજરડું થયું હતું નહી તેથી એક જમાદારે પોતાના હાથમાંનું ફાણસ તેનું મોં તપાસવા આગલ ધર્યું: મોં જોતાંને વાર તે પડી જતો હતો, અને જો તેને કોઇએ પકડી રાખ્યો નહીં હોત તો તે જરૂર પડી જાત.

"બાપરે!" તે બોલ્યો, અને બોલતાં બોલતાં પેલા મુવેલા માણસની સામું ટગર ટગર જોવા લાગ્યો, "એ શું થયું! એમ કેમ બને! એ તો હમણા જીવતો હતો! અને પેલી સ્ત્રીના ખુનીને શોધવામાં થોડી મિનિટ થઇ અમારી સાથે હતો!"

પોલીસે આ મરનારને તુરત ઓળખ્યો. જમાદાર નંબર ૨૨૨૧ એ તેને તુરત પીછાણ્યો. આ મરનાર બીજો કાંઇ નહી, પણ પોલીસનો જમાદાર જેને આપણે આગલાં પ્રકરણમાં નંબર ૩૩૩૩ X ને નામે ઓળખી ગયા છીએ, તે પોતે હતો, અને આ બીજું ખુન તેનું થયલું હતું.



## પ્રકરણ ૩.

---:o:---

### બીજું કાંઇ જડયું.

ઘણાં માણસો—કહોકે સઘળાં માણસો—જ્યારે તેઓની જીંદગીમાં કાંઈ અતી અજાયબ જેવું બને છે, ત્યારે દંગ થઈ ઉભાં રહે છે, અને તેઓને બોલવા ચાલવાનું ભાન રહેતું નથી, અને તેઓની મતિ થોડી પળ દૂર થઇ જઈ તેમનું શરિર ફકત એક સાંચા મીસાલ કામ કરે છે.

એવોજ વખત ડાક્ટર ફીરોઝને માટે આવ્યો હતો. તેને અજાયબી એટલી બધી થઇ હતી કે તે વીસ પળ સુધી બોલી કે ચાલી શકયો નહીં.

જે જમાદારને તેણે થોડી મિનિટ ઉપર જોયો હતો, જે જમાદારને થોડી મિનિટ અગાઉ એક ઘરમાંથી નિકળી બીજા ઘરમાં જતાં તેણે પોતે નજરે નજર જોયો હતો, તે જમાદારને કોઈ મારી નાખીને ખૂણામાં નાખીને ચાલતું પણ થયું ! એ કેટલું અજાયબ ! નહી માનવા જોગ ! કાંય નહીં માનવાજોગ ? પેલી સ્ત્રી જેનું ખુન થયું હતું તે સ્ત્રી એક કલાકની વાત ઉપર તો જીવતી, જાગતી, અને તનદરોસ્ત હતી, તેનું ખુન કેમ થયું ?

ડાક્ટર ફીરોઝે પેલા મુવેલા પુરૂષના હૃદય ઉપર હાથ મુકયો, તેના હાથ પગ અને મોઢું તપાસ્યું. તેનું શરિર ઠંડું પડી ગયુ હતું, અને દરેક નાડ બંધ પડેલી હતી, અને હાથ પગ વળી શકતા હતા નહી.

ડાક્ટર ફીરોઝ તપાસીને પોલીસના કોનસ્ટેબલ તરફ, તેમજ પેલા નંબર ૨૨૨૧ વાલા જમાદાર તરફ ફરીને બોલી ઉઠયો, "આમાં કાંઇ ભૂલ છે ! તમે કહો છો તે માનવામાં આવતું નથી ! આએ મરનાર તે પેલા આપણે જમાદાર ધારીએ છીએ તે કેમ હોય !"

નંબર ૨૨૨૧ વાલા જમાદારે જવાબ દીધો, "સાહેબ, હું સોગંદ ઉપર કહી શકીશ કે એ પોલીસનો જમાદાર નંબર ૩૩૩૩ X છે." એમ બોલી

વધારે ખાત્રી કરવા તે જમાદારે મરનારના મોઢાં તરફ ટીકી ટીકીને જોયું અને વધારે ખાત્રી કીધી, ને પાછું પોતાના બોલવાનાં ટેકામાં માથું ધુણાવ્યું.

"નહી નહી ! નહી હોય ! આપણે તે જમાદારને છેલ્લો જોયો તેને ઘણી ઘણી તો પંદર મિનિટ થઈ હશે, પણ આ મરનારનો જીવ ગયાને એક કલાક ઉપર થઇ ગયો હોવો જોઇએ."

"તમો કહો છો તે ખાતરીપૂર્વક છે?" પોલીસના અમલદારે ડાકટરને પૂછ્યું.

"તદન ખાતરીપૂર્વક! એમાં જરા પણ શક નથી!" ડાકટરે જવાબ દીધો.

ડાકટર અને પોલીસ અમલદારો એકએક તરફ ટીકતા થોડી પળ ઉભા રહ્યા. પછી જાણે બધાઓને એક સરખો વિચાર આવ્યો હોય. તેમ સઘળાઓ પેલી સ્ત્રી પડેલી હતી ત્યાં પાછા ચાલ્યા. ત્યાં આગલ જઈને ડાકટર ફીરોઝે એક જમાદારને પોતાની સીસોટી વગાડવા કહી. તે સીસોટી સાંભળતાંને વાર સઘળા જમાદાર કૉનસ્ટેબલો, જે જુદા જુદા ઘરોમાં હજી તપાસ ચલાવતા હતા, તે સઘળાઓ પાછા હાજર થયા, પણ તેમાં પેલો નંબર ૩૩૩ X વાળો જમાદાર હતો નહી.

"ક્યાં છે પેલો જમાદાર, જેને આપણે છેલ્લાં એક ઘરમાં જતાં નજરે નજર જોયો હતો, તે ક્યાં છે?" ડાકટરે અજાયબીથી પૂછ્યું.

"સાહેબ, અમે તેને પાછો જોયો નથી. અમે અમારાં કામમાં તેનો વિચાર વતીક કર્યો નથી. હશે, તેણે કદાચ સીસોટી સાંભળી નહી હશે, વાસ્તે ફરીથી સીસોટી વગાડવી જોઇએ," એમ બોલી એક જમાદારે કાન ફાડી નાખે એમ સુરરર સુરરર સીસોટી ફોટવા માંડી. પણ તે જમાદાર જીવતો હોય ક્યાં કે હાજર થાય!

એક જમાદારે જુબાની આપી કે "છેલ્લાં મેં તે મરનાર જમાદારને એક ચોકકસ ઘરમાં જતાં જોયો હતો. તે ઘર હજી મારા ધ્યાંનમાં છે."

"ચાલો તે કયું ઘર?" ડાકટર ફીરોઝ બોલ્યો. તે સરકારી 'પેનશનર' હોવાથી સરકારને મદદ કરવાની પોતાની ફરજ સમજતો હતો, પણ હવે ફરજ કરતાં જીજ્ઞાસાના આધારે વધારે વાર તપાસ ચલાવવા તે ત્યાં થોભ્યો હતો.

સઘળા તે ઘર તરફ ચલ્યા. તે ઘર ગલીમાં આવેલું હતું. ઘરમાં દાખલ થતાં અંધારૂં હતું. ઓટલો છોડયા પછી દાદર છેક વચમાં હતો. દાદર ઉપર વધારે અંધારૂં હતું. સઘળાઓ દાદર ઉપર ચઢવા જતા હતા, તેટલામાં ડાકટર ફીરોઝને કાંઈ પગે લાગ્યું. ફાણસ હજી સાથે હતું, તે વતી તપાસતાં જે શક બધાને પેહલાં ગયો હતો, તે શક મજબુત થયો. પેલા મરનાર જમાદારનો ડગલો, પાઘડી, પટો, કોઈએ સઘળાનું બંડલ વિંટાળીને મુકેલું હતું; વધુ તપાસતાં દાદર ઉપરથી પીંખાઈ ગયલી એક નકલી દાઢી પણ મળી આવી.

આ ઉપરથી સઘળો ભરમ મળ્યો. ખુની કોઈ ખરો હિમતવાન નર હોવો જોઈએ. જે જમાદાર પોલીસનાં કપડાંમાં નંબર ૩૩૩૩ X વાળો થઈને ડાકટર ફીરોઝને પેહલાં મળ્યો હતો, અને જેણે આપણને જણાવ્યું હતું કે મેં મરનારની સ્ત્રીની બૂમ પેહલાં સાંભળી, તે જમાદાર ખરો જમાદાર નહી પણ ખુની પોતે હોવો જોઈએ.

એ મરનાર જમાદારની બાહેર ગામની પોલીસમાંથી અત્રે થોડા દિવસ થયાંજ બદલી થએલી હતી, તે પેહલું કારણ, અને બીજું કારણ એ કે પાછલી રાતના અંધારાને લીધે તે ખરો પોલીસનો માણસ છે કે બીજો કોઈ, તેની ઉપર કોઈ પણ ખરા જમાદારનું ધ્યાન ખેંચાયું હતું નહી વળી સૌનાં મગજ આ ખુનના બનાવના વિચારમાં રોકાએલાં હતાં, તેથી તેમને બીજી બાબતનો વિચાર કરવાનો વખત નહી મળે, એ બનવાજોગ છે.

ખુનીએ પેલી સ્ત્રીનું ખુન કીધું તે અગાઉ તેણે જમાદારનો વેશ લીધો હતો, અને ખુન કર્યાં પછી તે પોતાના પોહરા ઉપર ઉભેલો હોય અને મરનાર સ્ત્રીની ચીચીઆરી સાંભળી હોય, અને તેથી તેણે બીજી પોલીસને બોલાવવા સીસોટી વગાડી, એવો ઢોંગ કરતો તે સઘળાઓને મળી ભેટીને તક જોઇને પેલા ઘરમાં ભરાઇને, દાદર ઉપર જમાદારનો વેશ કાહડી નાખીને, પોતાના અસલ લેબાશમાં થંડા પેટે, તે ઘરમાંથી ઉતરીને, કોઇના અટકાવ્યા કે પૂછયા વગર ત્યાંથી ચાલી ગયો હતો.

આ સઘળી બાબદ ઉપરથી તે ખુની હવે સેહલાઇથી પકડાય એમ હતું નહીં, વાસ્તે પોલીસ અને ડાકટર સઘળા તે ઘરમાંથી નિકળી પાછા ખુનની જગે જઇ ઉભા.

ખુનની વાત ચોમેર ફેલાઇ. એટલુંજ નહીં, પણ વડી પોલીસ ઓફીસ ઉપર પણ 'ટેલીફોન' થઇ ચુકયો હતો, તેથી તે જગા ઉપર સઘળા વડા અમલદારો પણ આવી પુગ્યા હતા. આ સઘળા અમલદારોમાં છુપી પોલીસનો અમલદાર સરદાર નઝરઅલી પણ સાથે આવશે એવી ફીરોઝે વકી રાખી હતી.

ડાકટર ફીરોઝને આ કેસ સાથે કાંઇ લાગતું વળગતું હતું નહીં. તેમજ તે ત્યાં થોભવાને કે તપાસ ચલાવવાને બંધાયલો હતો નહીં, પણ આ અજાયબ સંજોગ વચ્ચે થયલાં બબે ખુનથી તેને પુષ્કળ તાજુબી ઉત્પન્ન થઇ હતી, અને હવે પોલીસ કેમ તપાસ આગળ ચલાવીને તેનો પત્તો મેળવે છે તે જોવા તે હજી થોડીવાર થોભ્યો. સઘળા અમલદારોમાં તેનો માસીનો દીકરો નઝરઅલી નહીં આવ્યો. તેથી તે અજાયબ થયો. અને કાનસ્ટેબલોને પૂછવા લાગ્યો :—

"કેમ સરદાર નઝરઅલી હજી કેમ નથી આવ્યો ?"

"એ તો બિમાર હુએ, ઉસ સબબસે બાહેર ગાઉંકુ રજાપર ગએ હુએ. ઉસકે બદલ હૈદરાબાદસે કોઇ સરદાર કરીમખાં આયા હુએ," એક ઇંગ્રેજ કોનસ્ટેબલે ફીરોઝને જવાબ આપ્યો.

ડાકટર ફીરોઝ આ કરીમખાંને ઓળખતો હતો. તેને અગાઉ સરદાર કરીમખાં સાથે એક વાર હૈદરાબાદમાં મુલાકાત પણ થઇ હતી.

સરદાર કરીમખાં હૈદરાબાદમાં બહુ નામાંકીત ડિટેકટિવ કહેવાતો હતો, પણ મુંબઇ જેવાં શેહેરની સુધરેલી પોલીસ તેની તરફ હસતી હતી. વળી આ કરીમખાં સરદારનાં ભેજામાં એક નવાઇ જેવો કરમ ચવડતો હતો. કોઇ 'સ્મીડત' નામનો જરમન ફોટોગ્રાફર હૈદરાબાદમાં આવ્યો હતો. તે એવો દાવો કરતો હતો કે જેનું પણ ખુન થયું હોય, તેની આંખની કીકીનો ફોટો પાડી લઇને, તે ઉપરથી કહી શકાય કે તે ખુનના ભોગ થયલાં માણસની નજર જીવ જવા અગાઉ છેલ્લા કયા માણસ ઉપર અથવા કયી ચીજ ઉપર પડી હતી. આ સ્મીડતે કરીમખાંનું જીગર જીતી લીધું હતું, અને તેની મુંબઇમાં બદલી થયા પછી સ્મીડતનો અખતરો મુંબઇમાં ખુનોના સબંધમાં ચલાવવાની પરવાનગી તેને મળી હતી. આથી હાલ મી૦ સ્મીડત પણ મુંબઇમાં તેની સાથે હતો.

આ પ્રસંગે ખુનનો ટેલીફોન તેને મળ્યો કે તુરત તે મી૦ સ્મીડત સાથે ખુનની જગા ઉપર આવી પુગ્યો હતો.

ઘણા પોલીસના અમલદારો સરદાર કરીમખાંની આ યોજના તરફ શકની નજરથી જોતા હતા, અને ડાકટર ફીરોઝને પણ લાગતું હતું કે આવી રીતના ફોટાથી ખરો ખુની પકડાવો મુશકેલ છે.

આ ફોટોગ્રાફર સંબંધી વાત ડાકટર ફીરોઝને પોલીસ સુપ્રીનટેન્ડન્ટ સાથે થતાં ફીરોઝે કહયું, "પાંચ પંદર વખત નિષ્ફળતા મળી તો પછી કરીમખાં પોતે એ વાતપરથી હાથ ઉઠાવશે."

આના જવાબમાં સુપ્રીનટેન્ડન્ટે ફીરોઝને કહયું, "સરદાર કરીમખાં બહુ હઠીલો આદમી છે, અને તે સરકારને ખાતરી આપે છે કે આવી રીતના ફોટોગ્રાફથી તે પોતે ખુન પકડી આપશે, અને તેથી દરેક ખુનની છુપી તપાસ હાલ એને ચલાવવાનો હૂકમ થયો છે."

ડાકટર ફીરોઝ જે એક બાહોશ અનુભવી ડાકટર હતો, અને જે મનુષ્યને મોઢાંપરથી અને તેના ચેહરાપરથી પારખી શકતો હતો, તેણે ટીકા કીધી, "સરદાર કરીમખાં વિષે ગમે તેવું ઉંચું મત બધાને હોય, તો શું થઇ ગયું, પણ મને તો એના ચેહરાપરથીજ જણાય છે કે એના ભેજાંમાં ભુસું છે; મને તો એનામાં મીઠું કાંઇ લાગતું નથી. હા, બાહેરનો દમામ ભારી છે ખરો."

એમ કહી તે સરદાર કરીમખાં આગળ ગયો.



## પ્રકરણ ૪ થું.



## એક નવો અખતરો.

દુન્યામાં બે માણસો વેશ ધારી છે, એક નાટકી, અને બીજો છુપી પોલીસમાં નોકરી કરનાર. નાટકી તહરેવાર પોશાક પેહરીને તહરેવાર ઢોંગ કરે છે, અને તેની મતલબ લોકોના દિલ ખુશી કરવાની છે. ડિટેકટિવ તહરેવાર પોશાક બદલીને લોકોનાં દિલની વાત મેળવવાની મતલબ રાખે છે.

કરીમખાં હૈદરાબાદમાં આઠ વરસ સુધી છુપી પોલીસમાં હતો. લાગવગ અને ખુશામતથી થોડી મુદતમાં તે મોટા ઓધ્ધા ઉપર આવ્યો હતો. પણ આઠ વરસમાં તેણે કોઇબી માહભારત કામ કરી દેખાડયું હતું નહી, જેથી તેને માટે આપણે તારીફના શબ્દો ઓચરી શકયે.

કરીમખાં જો કે મોટા ઓધાપર આવ્યો હતો તે છતાં તેણે કાંઇ ઝાઝો અભ્યાસ કીધો હતો નહી. નાનપણમાં હલકા માણસોની સંગતમાં

તે લુચ્ચાઇ લફંગાઇ ઠીક શીખ્યો હતો. તે છતાં તેનો ચેહરો કહી આપતો હતો કે તે કોઇ રખડતાં કુટુંબનો છોકરો નથી. તેનો ચેહરો દમામદાર અને વળી ખુબસુરત પણ હતો તેની ઉમ્મર પાંતરીસ વરસની હતી. ઉંચાઇએ તે ૭ ફુટ હતો. અંગે તે ભરેલો હતો. આથી તેનો દેખાવ કદાવર લાગતો હતો. તેનાં મોં ઉપર મગરૂબી અને સખ્તાઇનો છાપ પ્રગટ મીલમ પડતો હતો. તેનું નાક ગરૂડ પક્ષીની ચાંચ જેવું હતું. તેની દાઢી બેટ્ટી હતી, અને હોઠો મોટી મુછોમાં ઢંકાઇ ગયલા હતા, છતાં તે ઉપરથી દૃઢતાના અને હઠીલાઇના ગુણ ખુલ્લી રીતે તેનામાં જણાતા હતા.

તેના વડવાઓ ખાનદાની હશે, પણ તેના આવા મોટા ઓધ્ધા છતાં સારાં સારાં માણસોની મંડલીમાં તેને કોઈ ઉભું રાખતું હતું નહી, કારણ કે પોલીસની દોસ્તી કરવા માટે મોટે ખાંચરેનાં લોકો ઘણાં બિહે છે. આને લીધે તે મોટાં માણસોને ઘણો ધિક્કારતો હતો, અને મોટાં માણસોને સપડાવાને ઘણી કાલજી રાખતો હતો. તેમજ તે મોટાં માણસો સાથે દમમાંજ વર્તતો હતો, એ તેનામાં એક દુર્ગુણ હતો.

ડાક્ટર ફીરોઝને જોતાંને વાર એક પળ તેનાં ભવાં ચઢી ગયાં, પણ બીજી પળે તેણે ખુશી પેદા થયલી હોય એમ દેખાવ ધારણ કરીને સલામ કીધી અને બોલ્યો, "સાહેબ મેહરબાન, ડાક્ટર, તમને જોઇને હું ઘણો ખુશી છું, મગર તમારો મેલાપ ઘણા ગંભીર વખતે થયો છે." આટલું બોલીને તેણે મરનાર સ્ત્રી તરફ નજર કીધી અને બોલ્યો, "ખુદા! એ બદસુરત ઓરત કોણ છે? ખુનનો કાંઇ પત્તો છે કે? કાંઈ હાથ લાગ્યું છે?"

ડાક્ટર ફીરોઝે સઘળી વાત પેહલેથી જે તે જાણતો હતો તે કહી, અને હીરાનું બટન જડ્યું હતું તે દેખાડ્યું.

હીરાનું બટન કરીમખાંએ હાથમાં લીધું અને તપાસીને બોલ્યો, "ખુની કોઇ હલકા વર્ગનો લાગતો નથી," અને એમ બોલતાં તેની આંખોમાં ખુશાળી ચમકી. ફીરોજ પણ સમજ્યો કે હીરાના બટનથી કરીમખાંને ખુશાળી પેદા થઇ

હતી, અને તે જોઇને ડાકટર પીરોઝે કહ્યું, "હા, મી૦ કરીમખાં, એમ લાગે છે કે ખુની ગરીબ વર્ગનો નથી. હું જાણું છું કે જે કેસમાં ઉપલા વરગના લોકો સામેલ હોય તે કેસ ઉપર તમે વધારે ધ્યાન આપો છો, અને તેને માટે તમે વધારે કાળજી દેખાડો છો."

"ડાકતર, તમે ગમે તેમ ધારો," કરીમખાંએ હસીને જવાબ દીધો, "એ બાબદ ઉપર મારે કાંઇ તકરાર કરવી નથી, પણ એક ખુની, પછી તે ગરીબ હોય કે ખાનદાની હોય, તે છતાં તે ખુની તે ખુની, અને મારી ફરજ છે કે તેને પકડી પાડીને ઉઘાડો પાડવો—મેહરબાની કરી જરા બાજુ ખસો, કારણ કે મી૦ સ્મીડત પોતાનો સાંચો ગોઠવવા માંગે છે."

મી૦ કરીમખાંએ જમાદારોને સઘળા માણસોને હટાવી દૂર કરવા કહ્યું, અને મી૦ સ્મીડત ફોટોગ્રાફરને પોતાનું કામ આગલ ચલાવવા કહ્યું.

મી૦ સ્મીડત એક સુકાયલાં શરીરનો, એેઠેલાં ડાચાંનો, ધીમે ધીમે હીંડતો, બુઢો જરમન હતો. તેના એક હાથમાં ત્રણ પગનું "સ્ટાંડ" અને બીજા હાથમાં ઓકનો બાકસ અને પીત્તલનું 'હેંડલ' હતું.

"મી૦ કરીમખાં, હજી તમુને ખાતરી છે કે તમે આ સાંચાની મદદથી ખુનીને પકડી શકશો? તમે એ અખતરો ઘણી વાર હૈદરાબાદમાં અજમાવી જોયો હશે, પણ તેમાં તમને કાંઇ ફતેહ મળી હોય એમ મેં વાંચ્યું નથી. મી૦ કરીમખાં, મારૂં માનો તો એ પછાડા મુકી દો."

"વખત પ્રબળ છે. વખત પોતાનું કામ કરે છે. વખત જતાં સૌની ખાતરી થશે, ડાકતર સાહેબ," મી૦ કરીમખાંએ મુછોમાં હસીને જવાબ દીધો.

"વખત તે કેટલો જોઇએ? તમે કોઇબી કેસમાં હજી ફાવિયા તો નથી પછી હજી કેટલો વખત જોઇયે છે?"

"તેનું કારણ એ છે કે નસીબ અમારી વિરૂધ છે, અને બીજુ એ કે જે જે ખુનમાં અમે ફોટો લીધા તે મોડેથી લીધા હતો, તેથી તેમાં જે

આકારો મળ્યા તે પરખાઇ શકે એવા સ્પષ્ટ પડયા હતા નહી મી૦ સ્મીડતે પોતાની આખી જીંદગી એ બાબદના અભ્યાસમાં ઘસી નાખી છે, અને પોતાનો સાંચો શોધી કાહડીને જરમનીમાં પેટંટ મેળવ્યું છે. એ કાંઇ અનાડી નથી, અને મને એની ઉપર પૂરતો ભરૂસો છે," મી૦ કરીમખાંએ ડાકતરને હસતાં હસતાંજ કહયું.

"ત્યારે તમે એમ ખાતરી પૂરવક માનો છો કે ખુનના ભોગ થઇ પડેલા આસામીએ જીવ મુકતી વેળા જે ચીજ કે જે માણસ ઉપર ટીકીને જોયું હોય તે ચીજ અથવા માણસની સબી તેના આંખના ડોળા ઉપરથી આ સાંચા મારફતે પાડી શકાય છે?" ડાકતર ફીરોઝે મી૦ કમરીખાંને પૂછયું.

"હા, પણ તે જેમ બને તેમ જલદી કરી લેવું જોઇએ. આંખ પણ એક ફોટોગરાફીક યંત્ર છે, અને જે ચીજનો છાયો તેની ઉપર પડે છે તેની સબી તે લઇ લે છે, પણ ફરક માત્ર એટલોજ છે, કે જેમ કાચ ઉપર સબી જાથુકની પાડી લેવાય છે, તેમ આંખ ઉપર જાથુકનો છાપ પડતો નથી. મી૦ સ્મીડતના કહેવા પ્રમાણે મરણ પછી પચાસ મિનિટ સુધી જે છેલ્લી ચીજ આંખે જોઇ હોય તેની સબી આંખ ઉપર પડી રહે છે, અને તે સબી આંખ ઉપરથી મી. સ્મીડતના યંત્ર વડેજ પાછી પાડી લીધી હોય તો પાડી શકાય છે, અને પછી કાગજ ઉપર પણ ઉતારી શકાય છે," મી. કરીમખાં જે મી. સ્મીડતના ચુસ્ત હિમાયતી હતા, તેવણે ડાકતર ફીરોજને સમજણ આપી.

"મારા ધ્યાનમાં ઉતરતું નથી. મી. સ્મીડતનાં ભેજાંમાં ભુસું લાગે છે," હજી ફીરોઝે પોતાનો મત ચાલુ રાખિયો.

"બેઅદબી માફ છે, ડાકટર સાહેબ, નવી શોધ કરનારા માણસો બીજાંનાં મનથી હમેશાં વિચીત્ર જેવા લાગે છે, અને તેમ મી. સ્મીડત તમને લાગતા હશે, પણ એ મી૦ સ્મીડત મને તો એક મહાન પુરૂષ લાગે છે,

કારણુ કે એનામાં અસાધારણ શોધક શકિત છે. એણે એના સાંચામાં હાલ છેલ્લો સુધારો કરયો છે, તેથી આ ખુનના કેસમાં એની મદદ બહુ કીમતી થઇ પડશે."

આ બોલવાના જવાબમાં ડાકટર ફીરોઝે પૂછ્યું, " પણ જો આ ખુનના કેસમાં પણ મી. સ્મીડત નિષ્ફળ નિવડે તો પછી એ તમારો ધખારો તમે છોડી દેશો કે નહીં ?"

" માફ કરો ડાકટર, નિષ્ફળ નિવડે ત્યારની વાત. આજે તો અમને ફાવવાની મજબુત આશા છે," કરીમખાંએ છાતી ઠોકીને આશા દેખાડી.

" જોઇશું. મને તો લાગે છે કે મી. સ્મીડતને એ બાબદનું ઘેલા-પણું લાગેલું છે. જે ચીજ નહી બની શકે, જે ચીજ નહી માની શકાય, જે ચીજ સાધારણ અકકલનું માણસ કબુલ કરી ન શકે, તે મારા જેવાને સમજાવવી અને મારા મનમાં ઠસાવવાની કોશેશ કરવી નકામી છે."

" તમે ગમે તે કહો ડાકટર સાહેબ. પણ એક ઘોડાને તમે ગધેડા પુરવાર કરો નહી ત્યાં સુધી તે ઘોડોજ કહેવાય," કરીમખાંએ તકરાર ચાલુ રાખીને કહયું.

" હા, અને એક ગધેડો ગધેડો નથી એમ સાબેત થાય ત્યાં સુધી તે ગધેડોજ કહેવાય," ડાકતર ફીરોઝે એ પ્રમાણે મી. કરીમખાંને જવાબ આપીને પોતાની ગાડીમાં બેસીને ચાલતી મુકી.

થોડી મિનીટ સુધી મી. સ્મીડતે પોતાનાં યંત્ર વતી ફાંફાં માર્યાં કીધાં, અને તે અરસામાં મી. કરીમખાં સરદાર અને બીજા કૉનસ્ટેબલો ગુપચુપ તે જોતા ઉભા રહયા. કરીમખાં સિવાય બીજા સઘળાઓનાં મનથી એ મોટું 'હમબગ' હતું.

મી. સ્મીડતનું કામ ઝાઝી વાર ચાલ્યું નહીં. તેણે પોતાનું યંત્ર ગોઠવી 'ફોકસ' લઇને ચોકકસ 'લાઇટ' વડે તે મરનાર સ્ત્રીની આંખની સબી પાડી લીધી, અને પોતાના યંત્રને વાળીને પાછું બાકસમાં મેળીને કહયું, " મારૂં કામ ખલાસ થયું."

મી. સ્મીડત કરીમખાં સાથે વાતચીત કરતો હતો, તેટલામાં એક ઓરત, ઉમરે આસરે પચાસ વરસની, પડોસમાંથી નિકળી દોડતી દોડતી આવીને પેલી મરનાર સ્ત્રીનું મોં જોવા પડી, અને મોં જોતાંને વાર ધભરાઇને મોં ઢાંકીને બોલી ઉઠી, "એજ એજ! મને જયારે કહેવામાં આવ્યું કે કોઇ બદ સુરત ચેહરાવાળી સ્ત્રીનું ખુન થયું છે ત્યારે મને શક ગયો કે એજ ઓરત હશે. ઓ ખુદા! મારૂં બદન કેવું કંપે છે! હા! એજ ઓરત! ને ખુન પેલાએજ કીધું હશે!"

લોકોમાં હોહા થઇ રહી. દિવસ ઉગ્યો હતો અને ઉજરડું થયું હતું, અને બધાંનાં મોં ખુલ્લાં દેખાતાં હતાં. આ નવી આવનાર સ્ત્રીએ માથાં અને ગરદન આસપાસ ગલેબંદ વિંટાળ્યો હતો, તે છતાં તેણીનાં મોં ઉપરથી લોકો તેણીને ઓળખી શકયાં. તેણી તે ગલીમાં આવેલાં કુટણખાનાની માલેક હતી અને તેણીનું નામ મરીઅમ બીબી હતું.

પેલી મરનાર સ્ત્રીના અંગ ઉપર કપડું નાખવામાં આવ્યું, અને મરીઅમની જુબાની પોલીસે લખવા માંડી.

મી૦ કરીમખાંએ પૂછ્યું, "મરીઅમ બીબી, તમે આ ખુન વિષે કાંઇ જાણો છો? મરનારને તમે ઓળખો છો?"

"સાહેબ, હું ઓળખું છું ને નથી પણ ઓળખતી," મરીઅમે બે અર્થવાળો જવાબ દીધો.

"એટલે શું કહેવા માગે છે?" પોલીસ અમલદારે દમમાં પૂછ્યું.

"એટલે સાહેબ એમ કે મેં કોઇ દાહડે તેણીને જોઇ હતી નહી, ને ઓળખતી હતી નહીં. તેણીનું નામ પણ હું જાણતી નથી, અને તેથી કહું છું કે હું મરનારને ઓળખતી નથી. અને મેં કહયું કે મરનારને હું ઓળખું છું, તેની મતલબ એ છે કે કાલે બપોરે એણે મારા ઘરમાં આવીને રહેવા માગ્યું, અને મને ભાડું આપવા કહીને ભાડું તુરત કાહડી આપ્યું. તે અગાઉ મેં તેણીને કદી દીઠી હતી નહી. મને તેણીએ કહ્યું કે હું બાહેરગામથી આવી છું. બાહેરગામનું કાંઇ નામ દીધું, પણ મને તે યાદ નથી, એનું મોઢું કદરૂપું હતું તેથી મારા ધ્યાનમાં રહી ગયું છે."

"તમારે ત્યાં આવી, ને ભાડું આપી રહેવા માગ્યું? એ એકલી હતી કે કોઇ સાથે હતું?"

"એકલી હતી. તેણીએ મારી પાસે કાગજ, પરબીડું અને સાહી માગી, અને કહ્યું કે અગત્યનો કાગળ લખવો છે. મને તેણીએ દોઢર્યા આપ્યાં ને મેં એને કાગજ અને પરબીડું મંગાવી આપ્યું. તેણીએ પોતે કાગજ લખ્યો, ને તે લઇને બાહેર ગઈ—

"તેણી ત્યાર પછી પાંચ વાગા ત્યાં સુધી બાહેરજ રહી હતી. પાંચ વાગે મારા ઘરમાં પાછી આવી. બાહેરથી આવી ત્યારે તેણી ઉસ્કેરાયલી હાલતમાં હતી. આવતાંને વાર તેણીએ મને કહ્યું કે આજે રાત્રે મને કોઈ પૈસાવાળો ગ્રહસ્થ મળવા આવનાર છે, તે સિવાઈ બીજું કોઈ મને પૂછતું આવે તો હું કોઇને મળવા માગતી નથી. એમ કહી જે ઓરડીમાં મેં તેણીને ઉતારો આપ્યો હતો તે ઓરડી બંધ કરીને માંહે ભરાઈ. તેણીએ મને પૈસા આપી રાખ્યા હતા કે જેવો તે ગ્રહસ્થ આવે કે તેને માટે સોદા બરફ મંગાવવું."

"પછી શું થયું?" અમલદારોએ આ સઘળાની નોંધ લઇને મરીઅમને જુબાની આગળ ચલાવવાનો ઇશારો કીધો.

"હું તો સાહેબ મારાં કામમાં પડી, તેથી રાતના અગીઆર બાર વાગા ત્યાં સુધી મને એ સ્ત્રી વિષે કાંઈ ધ્યાન રહ્યું નહીં. છેક બાર વાગાને સૂમારે સત્તાવીસ એક વરસનો ખુબસુરત જુવાનિયો, કાળા પોશાકમાં સજ થયલો, મારા માળ ઉપર આવ્યો, અને કોઇને શોધતો હોય તેમ જણાયો. મેં તુરત જોઈ લીધું કે તે કોઈ મોટું માણસ છે, કારણ કે તેના હાથ ઉપર હીરાની વીંટી ઝળ ઝળ થતી હતી. તેનાં સઘળાં બટન હીરાનાં હતાં. તેને જોતાંને વાર મને મરનાર સ્ત્રીએ કહેલું યાદ આવ્યું, તેથી વધારે બોલ્યા પૂછ્યા વગર હું તેને તે સ્ત્રીની ઓરડીમાં લઈ ગઈ."

"બસ એટલુંજ જાણેછે? ત્યારપછી શું થયું?" મી૦ કરીમખાંએ મરીઅમને દમમાંજ પૂછ્યું.

"પછી તો હું વાટ જોતી બેઠી કે તે જાય તો બારણાં બંધ કરૂં, પણ તેટલામાં મને ઉંઘ આવી ને હું ઉંઘમાં પડી. છેક બે વાગ્યા પછી મારી આંખ પાછી ઉંઘડી ગઈ, તે વખતે મેં સોદા મગાવી રાખેલો હતો તે મને યાદ આવ્યો. તે લઇને એ સ્ત્રીની ઓરડી આગલ ગઈ, પણ મેં બાહેરથીજ અંદર બોલાચાલી થતી સાંભળી. મને લાગે છે કે તેઓ કજીઓ કરતાં હતાં. મને તે શખ્સના થોડા બોલ સંભળાયા કે 'ઓ નિમકહરામ, મને અને મારા કુટુંબને તેં ખરાબ લગાડયું છે, અને હવે મારો પીછો છોડી દેશે નહીં તો તારો જાન લઇશ."

મરીઅમે બોલવાનું ચાલુ રાખ્યું અને કહ્યું, "મેં પછી બારણું ઠોકયું, ત્યારે તે બોલતો મુગો રહયો, અને હું અંદર સોદા લઇ ગઇ ત્યારે પીઠ ફેરવીને તેણે મને મોઢું દેખાડયું નહી, પણ સામી આરસી હતી તેમાં મને તેનું મોઢું બરાબર દેખાયું. મેં સોદાની બાટલી ટેબલ ઉપર મુકી અને હું ત્યાંથી પાછી ચાલી ગઇ, ને બારણું બંધ કીધું. જતાં જતાં મેં તેને બોલતાં સાંભલ્યો કે 'આવાં હલકાં ઘરમાં તારી સાથે વાત કરવી તેમાં મારી સલામતી નથી, તેથી એ કંગાલખાનામાં હું વધારે વાત કરવા માંગતો નથી. ચાલ બાહેર આવ, રસ્તા ઉપર વાત કરીશું, કારણ કે રસ્તા ઉપર હમણા બધું એકાંત છે.'

"હું જઇને કોચ ઉપર સુતી, તેટલામાં બન્ને જન નિચે ઉતર્યાં. તે સ્ત્રીએ પેલાને મને કાંઇ આપવા કહયું, ત્યારે તેણે ગજવામાં હાથ ઘાલીને બે રૂપીઆ કહાડીને મારી તરફ ફેંકયા, અને તેઓ એ પ્રમાણે મારા ઘેરમાંથી ગયાં."

"તે વખતે કેટલા વાગેલા હતા?" એક અમલદારે પુછયું.

"તેઓ ગયા પછી થોડી વારે ત્રણ વાગ્યા," મરીઅમે જવાબ દીધો.

"તને કેમ ખબર પડી કે તારા ઘરમાં આવી ગયલી તેજ સ્ત્રીનું ખુન થયું છે?" મી૰ કરીમખાંએ પુછયું.

"મારો નોકર આવીને મને કહેવા લાગ્યો કે કોઈ બદસુરત * • ખુન થયું," મરીઅમે તુરત જવાબ દીધો.

"તું શું ધારે છે? જે શખ્સ તારે ત્યાં આવ્યો હતો તેણે આ ખુન કીધું, એમ ધારવાને તને કાંઇ કારણ છે?" એક કૉન્સ્ટેબલે મરીઅમને સવાલ કીધો.

"હા, તેણેજ, કારણ કે તેના બોલવા ઉપરથી, તેની ઢબ ઉપરથી, તેની સઘળી રીત ઉપરથી, હું ધારૂં છું કે તેણેજ તેણીનું ખુન કીધું હશે," મરીઅમે જવાબ દીધો, "તે છતાં તે કોઈ મોટો પૈસાવાળો હતો, એમ મારી ખાતરી છે."

સરદાર કરીમખાંએ આ બાબદ ઉપર કાંઇ પણ ટીકા કીધી નહીં. મરનાર સ્ત્રી સાથે કોઇ મોટું માણસ હતું એ સાંભળીને કરીમખાંને મનમાં ઘણો સંતોષ પેદા થયો હતો, પણ બાહેરથી તે કાંઇ બોલ્યો નહીં. મોટાં માણસોને તે ધિક્કારતો હતો, અને મોટાંઓ ગુનાહમાં વધારે ડુબેલાં હોય છે, એમ માનનારાઓમાંનો તે એક હતો.

વળી એક મોટા માણસના હાથે કરીમખાંને થોડુંક થયું ગેરઇન્સાફ થયો હતો. એક મોટા માણસે તેને હસીમાં મુકયો હતો. એક પૈસાવાળાએ થોડુંક થયું તેનાં સર્વસુખનો નાશ કર્યો હતો, તેથી પૈસાવાળા વર્ગમાંથી આ ખુન કર્યું હોય, તો મોટાઓ કેવા ખોટા છે, એવું દેખાડી આપીને પોતાના હરિફ ઉપર આડકતરી રીતે વેર લઇ શકાશે, એ વિચારથી તેના દિલમાં ખુશાલી પેદા થઈ હતી.

મી૦ સ્મીડત પોતાના 'સ્ટુડીઓ'માં જવા તળપી રહયો હતો. મરીઅમની જુબાની લખી લઇને તેણીને નઝરકેદ રાખવામાં આવી, કારણ કે તેણી ઘણી અગત્યની શાક્ષી હતી. મી૦ કરીમખાં અને મી૦ સ્મીડત બન્ને વિક્ટોરિયામાં બેસીને મી. સ્મીડતના 'સ્ટુડીઓ'માં સીધા ગયા. ખુનની જગાએ પોલીસનો પોહરો રાખી મેળવામાં આવ્યો હતો.



## પ્રકરણ ૫ મું.
## રજબઅલીની પરીન.

કોઇ માણુસ મોટાઇમાંજ જનમ્યા હોય છે, કોઈ માણુસ પોતે મોટાઇ મેળવે છે, અને કોઈ માણુસને મોટાઇ નહીં ઘટે, તોપણ તેને

મારી કુટીને મોટાઈ આપવામાં આવે છે. ખુદરતની આ વેંહચણી અજાયમ જાતની છે ખરી.

રજબઅલી આ છેલ્લા વર્ગનો હતો. જનમ્યો ત્યારે તે મધ્યમ વર્ગના વેપારીના છોકરા કરતાં ચઢીઆતો નહીં હતો. તેનામાં અસાધારણ હુસ્યારી જેવું કાંઇ હતું નહીં, અને તે છતાં પોતાની કારકીદીની શરૂઆતથીજ મોટાઇની દેવી, કહો કે લક્ષ્મી દેવી, તેના ઉપર પ્રસન્ન હતી.

રજબઅલીનો બાપ મરણ પામ્યો ત્યારે તેનો ધંધો દીકરાને સોંપી ગયો હતો, પણ તે વખતે કાંઇ તેનો ધંધો એટલો બધો ધીકતો હતો નહીં. પણ જે વખતથી ધંધો રજબઅલીના હાથમાં આવ્યો, તે દાહડેથી તે અત્યાર સુધીમાં તેની પેહડી ચીનના વેપારમાં મુંબઈમાં પેહલાં નબરની ગણાય છે. વળી રજબઅલી પૈસાના જોરે એવાં ઉંચા કુળની બાનુ સાથે પરણ્યો હતો કે તેની પરણેલી જીંદગી પેહલેથી તે છેવટ સુધી સુખી નિવડી હતી.

તેની પરણેલી જીંદગી પાંચ વરસ અગાઉ ખતમ થઈ હતી. તેની નમુનેદાર ધણીઆણી એક ચઉદ વરસની છોકરી મુકી મરણ પામી હતી. હાલ તે છોકરી ઓગણીસ વરસની હતી, અને તેણી માતાના સઘળા ઉમદા ગુણો તે છોકરીમાં ઉતર્યા હતા.

આ છોકરી પોતાના ઉમદા અને ઉંચા ગુણોને લીધે, તેમજ તેણીની સુધરેલી માએ તેણીને ઉંચી ધેરની કેળવણી આપી હતી તેથી, આજે પોતાની જાતમાં એક નમુનેદાર છોકરી ગણાતી હતી, અને તેણીના હાથની માગણી ભલા ભલા મોટા ઘરથી થતી હતી.

વળી તેણીના બાપે ઠરાવ કર્યો હતો કે, છોકરી પોતાની મરજીનો ધણી પસંદ કરે. જો બે અઠવાડિયાં અગાઉ રજબઅલીને પૂછ્યું હોત, કે તારી છોકરી કોણને પોતાના વર તરીકે કબુલ રાખશે, તો તે લગભગ ખાત્રીથી કેહત, કે નવાણું ટકા મારી છોકરી સરદાર કરીમખાં સાથે પરણશે. તેણીના હાથની ઉમેદ નજદીક એક દજન ખાનદાની

જુવાનીઆઓ કરતા હતા, પણ ફાવવાનો 'ચાન્સ' ફકત બે જણને લાગતો હતો. એક તો સરદાર કરીમખાંને ચાન્સ હતો, અને બીજો ચાન્સ નવાબ અકબરઅલીના છોકરા મહેરઅલીને હતો. ખરી વાત હતી કે નવાબ અકબરઅલીના છોકરાનું ખાનદાન રજબઅલીના ખાનદાન કરતાં ઘણું ચઢિયાતું હતું, પણ રજબઅલીની ખાતરી હતી કે નવાબ એટલો પાજી હતો કે પોતાનો છોકરો, જો એક વેપારી જેવાની છોકરી સાથે પરણે, તો છેડાઇને દીકરાને વારસામાં અરધી પણ આપી જાય નહી, અને તેથી તે પોતાની છોકરીને પોતાના મિત્ર સરદાર કરીમખાં સાથે પરણેલી જોવાને વધારે ખુશી હતો. વળી નવાબ અકબરઅલીની મોટી જાગીર અને ખેતાબનો વારસ મેહરઅલીનો વડો ભાઇ હતો, એટલે મેહરઅલી તરફ રજબઅલીનું ધ્યાન ઓછું હતું. સરદાર કરીમખાં ગરીબાઇમાંથી વધીને હાલ સારો ઓધ્ધો ભોગવતો હતો, અને તેની છોકરી જો કરીમખાંને પસંદ કરે તો તે પોતે ખરાં જીગરથી ખુશી થાય એમ હતું. આવા વિચાર છતાં તેણે પોતાની છોકરીને પૂર છુટ બક્ષી હતી કે તારી મરજી પડે તેનો હાથ ધરવો, કારણ કે મારી પાસે સુખ અને સગવડ મળે તેટલા પૈસા પૂરતા છે. બાપની અજાણથી વચ્ચે પરીને તો નવાબ અકબરઅલીના છોકરા મહેરઅલીને પરણવાનો કોલ આપ્યો હતો, અને બિચારા સરદાર કરીમખાંને સાફ ના પાડી હતી.

આથી રજબઅલી પોતાના દિલમાં સહેજ દલગીર થયો હતો, પણ તેથી એમ નહીં સમજવું કે નવાબના છોકરા તરફ તેને ધિક્કાર હતો. તેની ચાલચલણ, કેળવણી, ખાનદાન, સરવે તેને પસંદ હતું. વળી પરીનની ખુશીને તેણે તુરત પોતાની બહાલીથી ટેકો પણ આપ્યો હતો અને પોતાના ભવિષ્યના જમાઇને 'શેકહેન્ડ' કરીને ઇચ્છયું હતું "સુખી રહેજો!"

રજબઅલીને પકકી ખાતરી હતી, તેમજ મેહરઅલી પણ જાણતો હતો કે નવાબને પોતાના દીકરાની પસંદગી પસંદ પડશે નહી, અને તેથી

બાપની દોલતનો હિસ્સો પણ મળવાની આશા મેહરઅલીએ છોડી હતી. મેહરઅલી કેળવાયલો જવાનીઓ હતો, અને તેથી તે સઘળું ખોહવા તૈયાર થયો હતો, કારણ કે તે પરીનને સર્વ ચીજ કરતાં વધારે ચાહતો હતો. રજબઅલી પણ પોતાની દીકરી તરફ મેહરઅલીનો એટલો બધો ચાહ જોઇને ખુશી હતો, અને તેથી તેણે પણ મેહરઅલીને ઘર જમાઇ કરી રાખવાનો ઠરાવ કીધો હતો.

પરીને મેહરઅલીનો હાથ કબુલ્યો, અને રજબઅલીએ મેહરઅલીને પરીન આપવાની બહાલી આપી, તેને બાર કલાક થયા હતા નહી, તેટલાંમાં મેહરઅલીને એક તાર મળ્યો, જેથી તેને એકદમ પુને જવું પડયું. નવાબ અકબરઅલી અને તેનો ગાદીવારસ બન્ને ત્રેનમાં પુને જતા હતા, તે વખતે તેઓને રસ્તામાં પ્રાણઘાતક અકસ્માત થયો હતો. ગાદીવારસ છોકરો તુરત મરણ પામ્યો હતો, પણ નવાબ બાપને ગંભીર ઇજા થઇ હતી, છતાં તે જીવતો હતો, અને તેને પુને પોતાના જુનાં ઘરમાં લઈ ગયા હતા.

પોતાનો બાપ ભાઈ હૈદરાબાદમાં પોતાના મેહલમાં મજાહ મારે છે એવા ખ્યાલમાં મેહરઅલી હતો. તેઓને ત્યાંથી પુને આવવાનું શું કારણ તે મેહરઅલી સમજી શકયો હતો નહી. મુંબાઇથી પુને તુરત ઉપડી જઇ મેહરઅલી પોતાના બાપ આગળ જઈ પોહોંચ્યો, અને બીજે દિવસે તેણે પુનેથી પોતાના સસરા ઉપર તાર કીધો કે 'નવાબ અકબરઅલી ગુજરી ગયો છે, અને તેના વડા હૈયાત દીકરા તરીકે તેની ગાદી ઉપર મને હક મળ્યો છે, અને તેથી પરીન હવે એક નવાબની બાઇડી કહેવાશે.'

આ રીતે રજબઅલીના ખાનદાનમાં નહી ધારેલી મોટાઇની વધામણી થઇ. કહેવત છે કે અલ્લામીઆ દેતા હએ ઉસકુ મોંહ ચીરચીર કે દેતા હએ. તેવી વાત રજબઅલીને ત્યાં હતી. વેપારમાં સવળો પાસો સદા પડતો રહેતો હતો. દોલત દીનપર દીન વધતી હતી. ખાનદાની જમાઇ મળ્યો હતો, અને જમાઇજીને નધારેલી નવાબની ગાદી મળી હતી.

જો કે પોતાની છોકરી આજ કેટલા દિવસ થયા અદરાઈ ચુકી છે, અને જમાઇજીને બાપની જગા મળી તેને પણ પખવાડીઉં થઈ ચુક્યું છે, તોપણ રજબઅલી એની એજ બાબદ ઉપર વિચારમાં એટલો મશગુલ થાય છે કે કેટલીકવાર તે ખાતાં ખાતાં પણ વિચારમાં પડે છે, અને વળી આજે પણ નાસ્તો ખાતાં ખાતાં વિચારમાં પડયો છે, તેથી તેની બેટી બોલી, "બાવાજી, તમે આજે નાસ્તો કાંઈ ખાધો નથી, ચાહ પણ પીતા નથી, અને થંડી પડી ગઇ છે. તમને એટલો બધો વિચાર શાનો? વિચાર તો મને કરવો જોઇએ, અને અંદેશો પણ મારે કરવો જોઇએ, કારણ કે મેહર (મેહરઅલી) આજે નાસ્તાપર હાજર થવાનુ 'પ્રૉમીસ' આપી ગયો હતો પણ હજી આવ્યો નથી. એ પ્રમાણે ગઇ કાલથી આજ સુધીમાં તેણે ત્રણ વખત આવવા કહ્યું અને તે ત્રણુડે વખત આવ્યો નહીં. ગઈ કાલે બપોરે ગાડીમાં ફરવા જવા કહ્યું હતું પણ આવ્યો નહીં, ને ચીઠી મોકલી કે મારાથી બનશે નહીં. રાતે આપણે ત્યાં હમેશ મુજબ આવનાર હતો, તે રાતે પણ તે આવ્યો નહીં. ગઈ રાત્રીને વાસ્તે મેં ગ્રાફોફોનના સઘળા માનીતા 'રેકોર્ડ', કાહડી રાખ્યા હતાં, પણ તેણે મને નાશીપાસ કીધી, અને આજે પણ એનો હજી પત્તો નથી, જો કે સહવારના પોહોરમાં બીજી ચીઠી આવી છે કે સાડા નવ વાગે નાસ્તાપર હાજર થઇશ."

રજબઅલી પોતાના વિચારમાંથી ફારેગ થઇને નાસ્તાપર હાથ ચલાવવા લાગ્યો અને બોલ્યો, "હા, મારી દીકરી, મને બી તારા મેહરની ચાલ પસંદ નથી. બાર કલાક થયા તને મળ્યો નથી એ તે શું એની રીતભાત! ખરેખર એને મોટો ગુનાહ કર્યો છે! બાર કલાક થયા તારાથી થોભાયું કેમ!"

"બસ બસ બાવાજી, મને ચીડવો નહીં!"

"હવે કાંઈ મારાથી નવાબની બાયડીને ચીડવાય! અરરર! એ વાતજ ન બને! વારૂં ચાલ હું તને પૂછું કે પેલા સરદાર કરીમખાંને ખબર પડી કે તું મેહર સાથ અદરાઈ છે? આપણે ત્યાં એ કેટલા દિવસ થયા આવ્યો નથી?"

"હા, તેણે ઘણા દાહડા થયા જાણ્યું. મારી ઉપર એનો એક કાગળ આવ્યો હતો અને જવાબમાં મેં તેણે એ વાત પણ જણાવી દીધી છે."

"બિચારો કરીમખાં! એ કેવો નાસીપાસ થશે! હું તેને માટે દલગીર છું! એબી કાંઇ જેવો તેવો જમાઇ ન થતે! એ પણ નોજુવાન છે!"

"નોજુવાન! બાવાજી એને તો પાંતરીસ વરસ છે, એટલે એને તો ખરૂં પૂછો તો અરધો ઘરડો કહેવો જોઇએ."

"ત્યારે મેહરઅલી જે માત્ર છવીસ વરસનો છે તે નોજુવાન ખરો કે? વાહ! જીંદગીમાં અનુભવ મેળવવાનો એજ વખત છે. પણ બાયડીને નાસીપાસ કરવી નહીં, એમ એને હજી અનુભવ હોય એમ લાગતું નથી. જો અનુભવ હોત તો તને ત્રણ વખત નાસીપાસ કરવા અગાઉ એ પુખ્ત વિચાર કરત."

"બાવાજી! હવે તમે મને ચીડવવાનું બંધ કરો! ગઇ કાલે મેહરથી આવવાને નહી બન્યું હશે એમ મારી ખાતરી છે. થોડુંક થયું એના મનને શાંતી નથી, તે તમે જાણતા નથી? એના બાપનાં અચબુચાં મરણથી તેનું સઘળું કામ અને કામની જંજાળ એની ઉપર આવી પડી છે, તેથી એણે વગર કારણે મને નાસીપાસ કીધી હોય એમ હું માનતી નથી. નહી, બાવાજી, બસ હવે એ વાત ના કરો, અને તમારો નાસ્તો ખાઓ."

નાસ્તાપરથી ઉઠયા પછી, તેણી પોતાના પક્ષીઓને ખવાડવા દોડી. બારી વાટે સોનેરી પીંજરાંઓમાં તેણીનાં માનીતાં 'કેનેરી' પક્ષીઓ નાચતાં કુદતાં હતાં. તેઓની આગલ સીસોડી વજાડતી અને તેમને રમાડતી તેણી બારી વાટે ઉભેલી હતી, તે વારે તેણી પોતાના અચ્છા ટેસ્ટથી કીધેલા પોશાકથી તેમજ પોતાના હસ્તા મુખડાં અને રંગીલા ચેહરાથી એવી તો રણીઆમણી અને લલચાવનારી દીસતી હતી કે રજબઅલી તેણીને પછવાડેથી જોઈ મળકાતો હતો, અને પોતાની આવી ઉમદા બેટીની ઉમદા ઢબનો ખ્યાલ કરતો હતો, તેટલાંમાં તેણીની પછવાડે જઇને પછવાડેથી કોઇ બોલ્યું:—

"સાહેબજી, કેનરી પક્ષીઓની રક્ષક બાનુ! હું તમારી આગળ આવું કે? મારાથી કાંઇ ઘણો ગંભીર ગુનાહ થયો છે શું?"

"ઓ મેહર!" તેણીએ તેને હસીને આવકાર આપ્યો, "હાજી, આગળ આવો! તમારી સાથે વાત તો કરવી ન જોઇએ, પણ જેમ તેમ વાત કરીશું. નાસ્તો તમારી વાટ જુવે છે, અને તમારે શરમાવું જોઇએ."

"નાસ્તો મારી વાટ જુએ છે તેને માટે મારે શરમાવું જોઇએ?"

"નહી, તમો આવશો કહીને નહી આવ્યા તે માટે શરમાવું જોઇએ. વારૂ ચાલો આવો, તમે કયાં ફરો છો તેનો બધો હિસાબ આપો. તમને શિક્ષા ઘટે છે, અને તમે ભૂખ્યા પણ હશો. પણ ઈંડાં બફાઈ ગયા છે અને ચાહ ઠંડી ગાર થઇ ગઇ છે."

નવાબ મેહરઅલી, કારણ કે હવે તેને પોતાના નવાબનો વંશ પરંપરા ખેતાબ મળી ચુકયો હતો, તે પોતાની પરી જેવી પરીન સાથે, રજબઅલી જે હજી નાસ્તાની ટેબલપર બેસીને વાંચતો હતો, ત્યાં ગયો. પોતાના સસરા સાથે સલામ આલેકુમ કરીને કુનસ બજાવી નવાબ મેહરઅલી નાસ્તાપર બેઠો.

અતરે વાંચનારને જાણવું જોઇએ કે રજબઅલીને ત્યાં સઘળું ઈંગ્રેજી ઢબપર, સહવારે, રાતે, બપોરે, ખાણું ચાલતું હતું. પરીનનો 'ટેસ્ટ' પણ સુધરેલો હતો. મેહરનો 'ટેસ્ટ' તો તેથી પણ ઉંચો હતો, અને રજબઅલી જેની પાસે હવે દોલત બેશુમાર થવા લાગી હતી, તેણે પણ પોતાને ત્યાંના ઓરડા સુધરેલા 'ટેસ્ટ'પર રાચરચીલાંથી સણગારયા હતા, તેમજ જમવા બેસવાનો ઓરડો પણ જુદો રાખ્યો હતો, કારણ કે પોતાના મેહલ જેવાં મકાનમાં ઓરડા બિસ્યાર હતા. વાંચનાર કદાચ પૂછશે કે ત્યારે ટેબલપર છરી કાંટા પણ હતા કે? હા, હતા ખરા, પણ રજબઅલી તો હાથથી ખાણાને ઇનસાફ આપતાં શીખ્યો હતો. પરીને છરીકાંટા વડે ખાવાની 'પ્રૅકટીસ' કરી હતી, પણ તેણી પણ સાધારણ રીતે હાથ વડેજ ખાતી હતી, પણ મેહર સઘળી વખત છરીકાંટેજ ખાતો હતો, અને તેથી મેહર જમવાનો હોય ત્યારે સઘળાંઓ છરીકાંટા વાપરતાં હતાં.

મેહરનો નવાબી તોર તેના દેખાવપરથીજ પુરવાર થતો હતો. તે મધ્યમ ઉંચો, અને પતલા બાંધાનો હતો. કમરમાંથી પતલો પણ ખંભા આગળથી પોહલો હતો. ચેહેરો ખુલ્લો અને પ્રમાણિક તુરત પ્રગટી નિકળતો હતો. હોઠ મૂછોથી ઢંકાઇ ગયલા હતા. ભવાં કમાનદાર હતાં, અને તેની આંખ્યો જે ખુલ્લા બલુ રંગની હતી તેમાં નિરદોષપણું અને સચ્ચાઇના ગુણો તુરત દીસતા હતા. તેનો પોશાક ભપકાબંધ હતો, પણ તેમાં ટચાકપણાનો અંશ ભેળાયલો હતો નહી. તેના અંગ ઉપર હીરાંનાં બટન, સોનાનું ઘડિયાલ, અને છેડો, અને આંગળી ઉપર વીંટી, એ ઉપરાંત બીજું કાંઇ પેહરીને તેણે છબરડો કર્યો હતો નહી.

"આવો આવો નવાબ સાહેબ! આવો સાહેબ! તમુને એક 'લૅકચર' સાંભળવું પડશે. તમો સુધારાવાળામાં ખપીને એ પ્રમાણે 'એપોઇન્ટમેન્ટ' રાખો છો શું? નાસ્તા ઉપર આવવા કહીને, પોણા અગીઆર વાગે નાસ્તો ખાવા આવ્યા કે? પરીનને સમજાવી લો અને પછી બેસો. હું તમારા માટે બીજો નાસ્તો લાવવાનો હુકમ કરૂં છું."

"નહી, મેહરબાન. હું નાસ્તો ખાઇ આવ્યો છું," એમ કહીને તેણે પરીનને પૂછ્યું," કેમ વાહલી પરીન, મારો શું એવો ગુનાહ થયો છે કે તે માફ નહી કરી શકાય એવો છે? તું મારી વાત સાંભળશે ત્યારે જરૂર માફ કરશે. હું થાકી ગયો હતો અને તેથી સહવારે નવ વાગે ઉઠયો, અને તેથી સાડા નવ વાગે નાસ્તા ઉપર અતરે હાજર થવાને માટે મને વખ્ત પૂરતો હતો નહીં, અને તેથી મેં નાસ્તો મારે ત્યાંજ ખાધો, અને નાસ્તો ખાઇને બનતી ઝડપે તમો બાઇ સાહેબની આગલ અતરે હાજર થયો છું."

"સહવારે નવ વાગે ઉઠયા તો રાત્રે સુતા હતા કયારે! રાત્રે ઉજાગરો કીધો હોય એમ મોહોંપરથી દીસે છે."

"હા, ચાર કલાક ભાગ્યે સુતો હોઇશ. સહવારે પાંચ વાગે હું ઘર ગયો હતો."

પરીન જે મેહરનાં ખભાં ઉપર હાથ મુકીને ઉભેલી હતી, તેણીએ હાથ ખસેડી નાખ્યો. અને મેહરના ચેહરાપર ટીકતી ટીકતી જોતી ઉભી, અને બોલી, "પાંચ વાગે ઘર ગયા! ત્યારે આખી રાત બાહેર કાહાડી! બાપરે! મેહર! એટલું બધું મોડું બાહેર રહેવાનું શું કામ?"

પરીનના બોલવાને લીધે, તેમજ પરીનની ઠપકારૂપી ઢબને લીધે, તેમજ પરીનને આ વાત પસંદ પડી નહી તે માટે, મેહરઅલીએ હોડ કરડીને પોતાની મુછ્છી ઠેકાણે આણી. અને વાત ઉડાવવાની મતલબથી 'કેનેરી' તરફ જોતો હોય તેમ બેદરકારપણે જવાબ દીધો. "મને કામ હતું. આખી રાત 'સોલીસીટર' સાથે કામમાં ગુંટાયલો હતો. મારા બાપની 'એસ્ટેટ'માં કેટલાક ગોટાળો છે, તે સઘળો દૂર કરીનેજ હું સઘળી મીલકતનો 'ચાર્જ' લેવા માગું છું. હું રાતે અહીં આવવા કહી ગયો હતો, પણ મને એક કાગળ મલ્યો, તેથી મને ત્યાં જવું પડયું."

"બળી મીલકત! આખી રાત ઉજાગરો કરવાની શી જરૂર? જુવોની તમારો ચેહરો કેટલો ઝાંખ મારી ગયો છે! ત્યારે શું આખી રાત કાગજનાં ચીથડાં સાથે સોલીસીટરને ત્યાં તમોએ કાહાડી?"

"હા," મેહરઅલીએ ધીમેથી જવાબ આપ્યો. પણ તે અંદરથી ઘભરાયલો લાગતો હતો. તેણે વાત ઉડાવવા કહયું, "પરીન આ તારાં 'કેનેરી' પક્ષીઓ બહુ ફક્કડ થતાં જાય છે. મોટાં થયાં અંહ!"

તે 'કૅનરી' પક્ષીઓને રમાડવા ઉભો. તેઓનાં પીંજરા તરફ હાથ ઉંચો કીધો તે વારે પરીનની નજરે કાંઇ નવું દેખાયું, અને તેથી તેણી બોલી ઉઠી, "મેહર, આએ હાથનાં બટન ઠીક નહી લાગતાં. મને જોવા દે. એ તમને પેહેરતાં મેં કોઇ દાહડે જોયા નથી! એમાં શું જડેલું છે?"

"લસનીઓ, એ પથ્થરને લસનીઓ કહે છે."

"એ મને તો બિલકુલ ગમતાં નથી. તમે હમેશાં પેહરો છો તે 'પૅર' કયાં ગઇ? સોનાનાં બટનમાં વચમાં હીરા જડેલો છે તે બટન તમે પેહરતા હતા તે કયાં છે? મને તો તે ગમે છે. હવેથી તેજ પેહેરીને આવજો." •

"મને તે બિલકુલ ગમતાં નથી," એવો જવાબ તેણે સેહજ ઘભરાટના દેખાવથી આપ્યો, "વળી તે ભાંગી તુટી ગયાં છે, અને તેથી મેં તે બટન આપીને ગઇ રાત્રે એક દોસ્ત મળ્યો તેની પાસે આ બટન અદલબદલ કરી લીધાં છે."

"વળી એકવાર કહોછ કે આખી રાત સોલીસીટરને ત્યાં કાહડી, અને હવે કહોછ કે દોસ્ત મળ્યો હતો!"

"હા, જતાં જતાં રસ્તામાં મળ્યો હતો."

"અને રસ્તામાં ઉભા રહીને તેની પાસે તમે બટનની 'પૅર' અદલબદલ કીધી, એબી એક અજાયબ વાત છે! રીતભાત રાખવા ઉપર વારંવાર રસાલાઓ લખનાર તમે આવી રીતે રસ્તે ઉભા રહીને બટનબદલી લઓ! મારા મેહરબાન મેહર, બોલો તમે શું કહેવા જતા હતા આજે તમારૂં બોલવું એમ એક એકથી ઉલટું કેમ?"

એ વાત પડતી મુક-વારૂં તારા બગીચાનાં ફુલોની માવજત કેમ લેતી નથી?" મેહરઅલીએ વળી વાત ઉડાવીને પૂછ્યું.

આ પ્રમાણે તેઓ બન્ને એક મેક સાથે વાત કરતાં હતાં તેવામાં રજબઅલી, જે નારતો ખાઈ રહ્યા પછી ન્યુસપેપર વાંચવા ઇઝીચેર ઉપર લેટયો હતો, તે બોલી ઉઠયો, "કમકમાત ભરેલું! ખુદા પનાહ રાખે! કંપારી છૂટે છે! ચંડાલ! મુજી! નાપાક!"

"બાવાજી બાવાજી!" પરીન બોલી ઉઠી; રજબઅલીનું મોટેથી બોલવું બન્નેએ સાંભળ્યું હતું, અને તેથી બન્ને જન તેની તરફ જોવા લાગ્યાં, "બાવજી, શું છે ? શું વળી કાંઇ ઢોરોમાં કોઇ જાતનો રોગ ફેલાયો છે ? કે કોઇ સોનેરી ટોળીવાળાએ નવું સાહસકર્મ કરી બતાવ્યું છે ? કે વળી બંગાલી લોકોએ નવી તરાંહના સોગંદ લીધા છે ?"

"અરે તેવું કાંઇ નથી! આ તો ખુન થયું છે! ભાયખલા તરફ કરપીન ખુન થયું છે! ખુનબી બે જનનાં! થોડે થોડે છેટે એક ઓરત અને એક મરદ બેનાં ખુન થયાં છે!"

"બચ્ચીત કમકમાત ભરેલું !" મેહરઅલીએ ખભાં ચઢાવીને જવાબ દીધો, અને પોતે કાંપતો હોય તેમ લાગ્યો, "આવા મોટા રસ્તાપર ખુન! ખુની પકડાયો છે કે ?"

"નહી! કોણે ખુન કીધું છે અને શા સબબસર, તે હજી જણાયુ નથી! કાંઇ પત્તો નથી. પણ સબર સબર! આ તો કાંઇ નવાઇનો જમાનો છે! હજી કોણ જાણે ભવિષ્યમાં શું શું નવું થશે!"

ખુનની વીગત છેક મોડી રાતે ન્યુસપેપરવાળાને મળી હતી, તેથી આ ખુનની ખબર એક જુદાં છૂટાં કાગળ ઉપર વધારા તરીકે ન્યુસપેપર સાથે આવી હતી. તે વધારો રજબઅલી વાંચતો હતો, અને તે વધારાના છેડે નિચે પ્રમાણે લખાણ હતું:—

"છુપી પોલીસના હાલ કામચલાઉ સુપ્રીનટેનડન્ટ, સરદાર કરીમખાં, જે જરમન વિદ્વાન મી૦ સ્મીડતના એક ખાસ ચેલો થાય છે, તે આજ કેટલુંક થયું ખુનના કેસ પકડવાની એક નવાઇ જેવી શોધ કરવા પાછળ મંડયો છે. અમને પોલીસ તરફથી કહેવામાં આવે છે કે ગઇ રાતના થયલાં ખુનનો પત્તો મેળવવા મી૦ સ્મીડતે મરનાર ઓરતની આંખનો પોતાનાં યંત્રમાં ફોટો પાડી લીધો છે, અને અમને આશા

આપવામાં આવે છે કે કેટલાક નવા વધારા અને સુધારા પછી આ યંત્ર એટલું સંપુર્ણ હાલત ઉપર લાવવામાં આવ્યું છે કે ગઇ રાત્રનાં ખુનનો પત્તો આ યંત્ર વડે મેળવવાની સરદાર કરીમખાં પુરતી આશ ।રાખે છે.”

ઘોડા વિનાની ગાડી ચાલશે, હજારો કોશ ઉપર લોકો વાત કરી શકશે, હવામાં મુસાફરી થશે, અને એવી એવી બીજી વાતોની અગમચેતી જમાસ્પ હકીમ જેવા અસલના જાણકારો કરી ગયા હતા, તે સઘળું તે વખતના લોકોને નવાઇ જેવું, બલકે ગપ મારવા જેવું લાગતું હતું, પણ તે આજના વિદ્યાના જમાનામાં બની ચુક્યું છે. તેથી મી૦ સ્મીડતની આ નવી શોધ તરફ વાંચનારે શકની નજરે જોવું નહીં.



## પ્રકરણ ૬.

---

### અજાયબ ચાલ.

રજબઅલીએ ન્યુસપેપરનો વધારો વાંચીને ખોલા ઉપર નાંખી દીધો, અને તે હાથ જોડીને વિચારમાં બેઠો. થોડી પળ ઓરડામાં ચુપકીદી અને અજાયબી પંથરાઇ હતી. ચુપકીદી તોડનાર નવાબ મેહરઅલી હતો, “અજાયબ જેવું છે! એટલુંજ નહી પણ માનવા જેવુંબી નથી! કદાચ તે જરમન વિદ્વાન ખરોબી હોય, તોપણ આ કેસમાં કદાચ નહી પણ ફાવે, કારણ કે મરનાર સ્ત્રીની નજરે મરતી વખ્તે ઘર, દિવાલ, કે બતીનો થાંભલો નજરે પડયો હોય, અને સમજો કે તે વિદ્વાન મરનારની આંખમાંથી એવી એક ચીજનો ફોટો રજુ પણ કરી શકે, તો ખુની કેમ પકડાય વારૂં? એ તો કરીમખાંનાં ફાંફાં છે!”

મેહરઅલી અને કરીમખાં બન્ને પરીનના હાથના ઉમેદવાર હતા, ત્યારથી તેઓ એકમેકને પોતાના હરિફ ગણીને એક બીજાની ખોડ કાહડવાની

તક મળે તો છોડતા હતા નહી. હરિફની ખોડ કાહડવી એ માણસાઇ નબળાઈ છે અને ગમે તેવા શીખેલા, ડાહયા, અને આબરૂવાલાઓ પણ એ નબળા ખવાસને આધીન રહે છે.

"કાંય નહી એવો કાંઇ ફોટો આંખમાંથી રજુ થાય કે જે ઉપરથી ખુનીનો કાંઇ પત્તો મળી શકે?" પરીને તકરાર કીધી, "એમ સમજો કે ખુનીએ પોતાનો હાથ છરી મારવા માટે ઉંચો કીધો, અને મરનાર સ્ત્રીએ તે હાથ તરફ ટગર ટગર જોયા કીધું હોય, તો તે ઉપરથી ખુનીનો પત્તો મેળવવાની કડી કાંય નહી મળી શકે? હાથનાં આંગળાં, હાથ ઉપર પેહરેલી વીંટી, કે દગલાની બાંહે, કે હાથના બટન, એવી કાંઈ ફોટો ઉપરથી ખુનીની નિશાન થોડી ઘણી મળ્યા વિના રહે નહી. જુઓ, આપણે એક દાખલો લઇએ; જાણે તું મેહર મારૂ ખુન કરે છે અને તું મને મારવા હાથ ઉંચો કરે છે, અને મારી નજર તારા હાથનાં બટન ઉપર પડે, તો મી૦ સ્મીડતના યંત્રમાં હાથનાં બટન પડે, અને તે ઉપરથી તું પકડાય."

આ દાખલાથી મેહર ધ્રુજતો ધ્રુજતો બોલ્યો, "કમકમાટ ભરેલું! પરીન, બીજો કોઇ દાખલો તને સુઝ નહી પડયો! આહ! આવો દાખલો આપીને તેં મારૂં દિલ દુઃખવ્યું છે! હું તારૂં ખુન કરૂં, એ બને?"

"ચાલો મારૂં ખુન નહીં બને તો કોઇ બીજાનું! પણ મેહર, તારાથી ખુન કદી થઇ નહીં શકે. ખુન કરે તો પેહેલાં તો તારાં મોઢાં ઉપરથી તું પકડાઇ જાય, કારણ કે ફકત ખુનની વાત ઉપરથી તું કેટલો ફિકકો મારી ગયો છે! ચાલો વારૂ, હશે, એ વાત પડતી મેલો, પણ બાવાજી, પેલા વિદવાનના સાંચામાં શું પડયું છે? મેહર કહે છે તેમ કાંઈ દિવાલ, બતીનો થાંભલો, કે ખુન પકડાય તેવી કાંઈ સધર નિશાની?"

"ન્યુસપેપરમાં તે કાંઇ જણાવેલું નથી," રજબઅલી બોલ્યો, "અને પોલીસ કાંઇ એવી કાચી નથી કે એ વાત પ્રગટ કરે. જો પ્રગટ

કરે તો ખુની તેવી સઘળી ચીજોનો નાશ કરે, ને પોલીસને ખાલી મેહેનતમાં નાખે. હું તો આ સઘળી વાત ઉપરથી એમ ધારૂં છું કે ખુની કોઇ તે જગાનો રહેવાસી નથી, અને વળી તે કોઇ સારો ખાનદાની માણસ હોય એમ ધારવામાં આવે છે. "

"કેટલું ખોટું !" પરીન બોલી, અને બોલતાં જાણે પોતાના બાપનું બોલવું તેણીનાં ધ્યાનમાં ઉતર્યું નહીં હોય, તેમ હસી, "વળી બાવાજી, તમેબી સરદાર કરીમખાંની માફક શું બોલો છો ! જે પણ અઘોર કરપીણ કામ થાય તેમાં પૈસાવાલાનો હાથ હોવો જોઇએ એમ કરીમખાંનું માનવું છે, પણ હવે આ ખુન કોઇ હલકી સ્ત્રીનું થયું, છે તો કોઇ પૈસાવાળા મોટાને તેનું ખુન કરવાની શી મતલબ કે ગરજ ? એ કાંઇ મારા માનવામાં આવતું નથી. કેમ મેહર, મારૂં કહેવું ખરૂ, લાગે છે કે બાવાજીનું ? મેહર, તું બી પૈસાવાળો અને મોટા કુટુંબનો છે અને તું બી ગઇ રાત્રે બાહેર હતો, તો કરીમખાંના ધારવા પ્રમાણે કાંય નહીં તું ખુની હોય ? આહા હા ! કરીમખાંની દલીલ તદન બેવકુફાઇ ભરેલી છે ! એમ બનેજ નહી !" આ પ્રમાણે પરીને નિરદોષપણાથી ટકોર કરીને હસવા માંડયું.

મેહેરે કાંઇ જવાબ આપ્યો નહીં. તેનું ધ્યાન 'કેનરી' પક્ષીઓમાં હતું, અને તેણે આ છેલ્લી વાત કાંઇ સાંભળી હતી નહીં.

"ગમે તે હોય, ખુની મોટો માણુસ હોય કે ફકીર હોય, તોપણ હું ઇચ્છું છું કે જલદી પકડાય ! ખચ્ચિત ! ખુની કોઇ કસાઇના હૈયાંનો હોવો જોઇએ ! આ ખુન વિષે ખબર વાંચીને મારૂં લોહી થંબ થઇ ગયું છે ! કહે છે કે મરનાર સ્ત્રીનું મોં ઘણુંજ કદરબીહામનું છે ! ને તેણીનાં મોં ઉપર ચાઠાં છે. "

રજબઅલીની વાત એકદમ બંધ પડી, કારણ કે બારી આગલ જયાં મેહરઅલી ઉભો હતો, ત્યાં કાંઇ અવાજ થયો. કેનરીનું પીંજરૂં

હાથમાં લઇને મેહરઅલી કૅનરીને રમાડતો હતો, તે પીંજરૂં તેના હાથમાંથી પડી ગયું હતું, અને તેના હાથ પગ ધ્રુજતા હતા, અને તે ફિક્કો ફચ પડી જઇને તુરત બેસુધ્ધ થઇ જાય એવી હાલતમાં ધભરાયલો લાગતો હતો.

"જો જો પરીન, મેં તારાં સુખી કૅનરીનું પીંજરૂં ભાગ્યું છે! ઓ ખુદા! કેટલું ખોટું થયું છે! ખરેખર એ નહી ખમાય એવું છે!"

"મેહર, મેહર, તું ઉજળો પુની જેવો થઇ ગયો છે! જો તારા હોઠ ઉજળા થઈ તુંને કાંઇ ધભરાટ હોય તેમ દેખાડે છે. હા, મારાં કૅનરીનું પીંજરૂં ભાંગ્યું અને તે હવે આખું થાય એમ લાગતું નથી, તોપણ એ ઉપરથી એટલો બધો ધભરાટ કરવાનું તને કાંઇ કારણ નથી!"

"આહા! તારાં માનીતાં કૅનરીને પણ નુકસાન થયું છે, અફસોસ! જો હવે તારી બારીમાં ગમત કરતું 'કૅનરી' કયાં છે! મારાથી એ ખમી શકાય એમ નથી! મારી પાઘડી લાવ! હું જાવું છું અને બીજું નવું કૅનરી અને નવું પીંજરૂં લઇ આવું!"

તેણે તુરત પાઘડી લીધી અને ચાલતો થયો.

"મેહર મેહર! એમ ઘેલાં ના કાહાડ!" આ પ્રમાણે ઘેલાં માણસની માફક મેહર ધસ્યો ચાલ્યો, તેથી પરીન ઉપર કાંઇ અજાયબ અસર થઇ હતી અને તેથી તેણી વધારે બોલી શકી હતી નહી.

"નહી, નહી, મારાથી તને નુકસાન થયલું જોઇ શકાતું નથી?" મેહરઅલીએ જવાબ દીધો હતો, અને ચાલતો થયો હતો.

"મેહર! મેહર!" પરીને તેને બારીવાટેથી પાછો બોલાવ્યો, "મેહર, પછી જજે, ઉપર આવ!"

પણ મેહેરે પાછો જવાબ આપ્યો નહી. તે તો એક કમાનમાથી છૂટેલા તીર મીસાલ ચાલતો થયો હતો. રસ્તામાં તેને ગાડી મલી તેમાં બેસીને તેણે ગાડીવાળાને જલદી હંકારવા કહયું.

"જલદી હાંક!" એમ કહી તે ગાડીમાં કુદી બેઠો હતો.



## પ્રકરણ ૭.

——:o:——

## છુપો સાક્ષી.

પરીનની લાગણીનો વાંચનાર ખ્યાલ કરી શકશે. મેહરઅલીની વર્તણુક એક ગાંડાં માણસ મીસાલ હતી. તે ગભરાયલો, અકળાયલો, ફિકકો, અને દિવાના માણસની માફક વર્તયો હતો. તે ગયો તેને પરીન બારીવાટે જોતી ઉભી હતી, ત્યાંજ તેણી વિચારમાં ગરક થઇ ઉભી.

તેણી ઓરત હતી એ વાત ખરી, પણ તેણી મરદનાં જેવું ભેજું ધરાવતી હતી. જેઓ ઓરતને પોતાનાથી ઉતરતી સમજે છે તેમની દલીલ તોડવાને માટે ફકત પરીનનો દાખલો બસ છે, કારણ કે વિચાર શકિતમાં તેણી મરદથી લેશભાર પણ ઉતરતી હતી નહીં.

આ બનાવથી પરીનના દિલમાં ઘણું લાગ્યું હતું, અને દિલમાં લાગ્યું હતું તે મોંહ ઉપરથી દેખાતું હતું. તેણી બારીવાટે ઉભી ઉભી આ બનાવનો સામટો 'રિવ્યુ" લેતી હતી, અને તે 'રિવ્યુ' સામટી રીતે તેણીને હિમ્મત આપનારો હતો નહી.

કાંઈબી બન્યું છે–કાંઈબી બન્યું હોવું જોઇએ--નહી તો મેહરઅલીની રીતભાત એ પ્રમાણે એકદમ બદલાઈ કેમ જાય? પરીનને ખબર હતી કે આજ થોડુંક થયું તે ઉસ્કેરાયલી હાલતમાં છે, પણ તે શાને માટે, અને તેનું કારણ શું, તે તેણી પોતે સમજી શકતી હતી નહીં. તેઓ અદરાયાં તેની આગમજ મેહરઅલીની અદબ અંદાજો વખાણવાલાયક, તેનો સ્વભાવ રંગીલો, અને જાણે તેના મનથી આ દુન્યામાં સર્વે ઠેકાણે સુખ હોય, તેમ તેને દુઃખ શું અને વિપત્તી શું, તેની તેને કશી ખબર હતી નહી. ગોયા દુઃખ અને વિપત્તિ તેને જોઇને બિહને દૂર રહેતાં હતાં, પણ અદરાયા પછી તે તદન બદલાઇ ગયો છે. તદન બેદરકાર બન્યો છે, અને તેનો સ્વભાવ તદન ઉલટાઈ ગયો છે, અને

આજે સહવારે જેવો સ્વભાવ તેણે દેખાડયો, તેટલી હદ સુધી તે આગલ કદી ગયો હતો નહીં. પીંજરૂં પડી ગયું અને 'કૅનરી' પક્ષીને સેહજ ઈજા થઈ, તેને વાસ્તે તેણે જે વિચિત્ર ઢબે પગલું ભરયું, તેવું વિચિત્રપણું તેણે આગળ કદી દેખાડયું હતું નહીં.

તેણી બારીવાટેજ થોડી મિનિટ સુધી વિચારમાં ને વિચારમાં ઉભી તેણીની છાતી દરેક પળે ઉપર નિચે થતી હતી, અને ઉંડાણથી દમ લેવા સાથે તેણીની આંખમાં સાથે આંસુ વતીક આવતાં હતાં. થોડી વાર એમ એકલી બળાપો કરીને તેણી પોતાના બાવાજી આગળ ગઇ.

"કેમ, દીકરી, એકલી? કેમ આખરે મેહર ચાલીજ ગયો? તને વખત લાગ્યો તેથી હું સમજયો કે તે પાછો આવ્યો હશે અને તમે એકલાં બેસીને વાતો કરતાં હશો."

"બાવાજી, ન્યુસપેપર બાજુ મુકો અને હું પૂછું તેનો મને ગંભીરાઈથી જવાબ આપો. મારી છાતી ઉપર ચિંત્તાનો ભાર છે. તમે નહી જોતા કે મેહરની ચાલચલણ હાલ વિચિત્ર પ્રકારની છે?"

"પીંજરૂં પડી ગયું તેને વિષે પૂછે છે?"

"નહીં; ફકત તેટલી એક બાબદ ઉપરથીજ હું બોલતી નથી. બધો સામટો સરવાળો લઈને આ છેવટ ઉપર આવી છું. મેહરને જે દિવસેથી તાર મળ્યો ને તે પુને જઈ આવ્યો ત્યારથી તે આગળ જેવો રંગીલો નથી. વળી મને વિચાર આવ્યા કરે છે કે નવાબ અકબર-અલીના ખાનદાનમાં એવું કાંઈ ચોકકસ પ્રકારનું ઘેલાપણું વંશપરંપરા ઉતર્યું તો નથી? અને એમજ હોય તો શું એનો બાપ મરણ પામ્યો તે દહાડેથીજ એવું ઘેલાપણું એને બારસામાં મળ્યું!"

"ઘેલાપણું અનેવારસો! માંડી વાળ! તેં જરા ધિરજથી વિચાર કર્યો હોતે તો તને સમજણ પડતે કે, એનો બાપ અચણુચો મરણ પામ્યો, મીલકતના વહીવટની જંજાલ નહી દીઠેલી તે એકદમ એની

ઉપર આવી પડી, કામકાજ વધી પડયું, ટેબલ ઉપર જમવા વખતસર હાજર થઈ શકાય નહીં, વિચારના બોજાથી ઉંઘ આવે નહી, ને ઉજાગરો થાય, એ સામટું ધ્યાનમાં લઇએ તો એક માણસનો સ્વભાવ કેમ બદલાઇ ગયો, તેની સમજણ સેહજમાં પડે. વળી તારો મેહર કોઈ 'કલબ'માં પણ જતો હશે?"

"હા, 'શાહજાદા કલબ'માં એ 'મેમ્બર' છે."

"હંઅઅ! કલબમાં બિલિઅરડની રમત ચાલે, ને વળી સરતો લાગે, એટલે તેમાંથી તારા મેહર જેવો જુવાનિયો બાકાત હોય એમ મને લાગતું નથી. સોમાંથી નેવું જુવાનિયાઓ બિલિઅરડ ઉપર જુગાર રમે છે."

"શું! બાવાજી મારો મેહર જુગાર રમે! બાપરે! એ વિચારથીજ મને કંપારી છૂટે છે!"

"મારી દીકરી, મારી દીકરી, મારી દીકરી, એવા બોલ તો બધી તારા જેવી જુવાન છોકરીઓના મોઢાંમાંથી નિકળે છે. હાલ તો તને દુન્યાનો અનુભવ નથી, પણ જ્યારે તું તેને પરણી ચુકશે, અને તે તારી આગળ આવીને વાત કરશે કે હું આજે 'બિલિઅરડ' ઉપર દાવ રમી આવ્યો, ત્યારે તું પોતે પૂછવા મંડશે કે વાહલા, આજે તમે સરત જીત્યા કે હારયા? પૈસાવાળાના જુવાન દીકરાઓ જુવાન ઉમરથી પૈસાના દાવ માંડતા શીખે છે. 'નૅપ'ના દાવો તો તેઓમાં સાધારણ છે. બેશક આ બાબદ ગંભીરાઇથી વિચાર ચલાવવાજોગ છે, પણ વળી મેં એવા પણ ઘણા દાખલા જોયા છે કે તેમને ડાહી અને શ્યાણી બાયડી મળ્યા પછી, તેઓ ખુદરતી રીતે કલબમાં જવાનું ઓછું કરે છે, અને ઘણાઓ રફતે રફતે એ ટેવ છોડી પણ દે છે. મને જો પૂછવામાં આવે કે હાલની એની વિચિત્ર વળાણનું કારણ શું, તો

હું કહીશ કે હાલ એવણુને અવળા પાસા પડતા હશે, અને નોટોના કટકા કમી થતા હશે. તેં વાંચ્યું હશે કે ગજવામાં કરચલી આવે ત્યારે કપાળ ઉપર પણ કરચલી ચઢવા માંડે છે. નહીં તો એના જેવા જુવાનિયાને બીજો વિચાર શાનો હોય! સહવાર પડે કે એને ઘરના ખરચની ફિકર હોય એવું તો નથી, ચાકરી ધંધાની ફિકર પણ નથી, અને દેહ પણ સારી છે, તેથી હું કહું છું તેમજ હોવું જોઇએ. વળી મને લાગે છે કે પીંજરૂં પડી ગયું અને 'કેનરી' પક્ષી અફળાઈ ગયું, એ એના મનથી 'સારા સુકન' નહી થયા હોય. મને અનુભવ છે કે હાર્યાં જુગારીનું દિલ અપસુકનથી ઘણું કચવાય છે."

"બાવા, હું તમારૂં કહેવું સમજી શકતી નથી."

"સમજી નથી? દીકરા, પીંજરૂં ભાગી ગયું અને સળિયા છૂટા થઈ ગયા, એ ઉપરથી એને વેહમ લાગ્યો હશે, કે જાઇને નસીબ એકવાર ફરીથી અજમાવું. પીજરૂં ભાગીને ભુકો થયું તેમ હજારો રૂપીઆ હારીને એ ભાંગીને ખોખરો થશે. નહી તો જેમ 'કેનરી' પક્ષી પીજરૂ ભાગ્યું તેથી બાહેર આવીને છૂટું થયું, તેમ કદાચ કમનસિબીમાંથી છૂટો થઇને હજારો રૂપીઆ જીતી આવશે. હું બરાબર જાણું છું કે જેઓ જુગાર અને સટો રમે છે તેઓ આખા દિવસમાં જે જે બનાવો બને છે તે ઉપર વેહમની નજરે જોય છે, એટલુંજ નહી, પણ તેઓને રાતનાં ઉંઘમાં પણ તરેહવાર સ્વપ્ના આવે છે, અને તે સ્વપ્નાની તાસીર તેઓ તરેહવાર રીતે સમજાવે છે, ને બીજે દિવસે નસીબ અજમાવવું કે નહી તે ઉપરથી નક્કી કરે છે. દીકરી તું ગભરાઇશ નહીં. એ જુવાનિયાઓનો શોખ છે, એ શોખ કાંઈ સદા રહેતો નથી. હાલ એને દોઢીઆં મળ્યાં છે તેની ગરમીમાં છે, પછી પોતાની મેળે પરણેલી જીંદગીમાં એ ટેવ છોડતો જશે. તું કાંઈ એ વિષે બળાપો કર ના." રજબઅલીના બોલવાનો પરીને કાંઈ જવાબ આપ્યો નહી. તેણીને

મેહેરમાં ઘેલાપણું લાગતું હતું, જ્યારે તેના બાપને તેનામાં કાંઈ ખોડ દીસ્તી હતી.

અદરાયલી છોકરીઓ પોતાના પસંદ કીધેલા ભરથાર વિષે કાંઈ પણ ખોડની વાત સાંભળવા ખુશી નહીં હોય. તેઓને જો કહ્યું હોય કે તારો પસંદ કીધેલો વર બીજા બધાંઓ કરતાં ભલો, ડાહ્યો, અને સ્યાણો છે, તોજ તેઓને ખુશાલી લાગશે. માટે રજબઅલીએ પોતાની દીકરીને મેહેર વિષે જે ધિરજ ધરવા કહી, તેથી પરીન ઉપર કાંઈ પણ અસર થઈ નહી અને પોતાના પસંદ કીધેલાને માટે તરેહવાર અંદેસાઓ કરવા લાગી.

રજબઅલીએ એક કલાક સુધી તેણીને તહરેવાર રીતે સમજાવી, પણ પરીન ઉપર સેહજ પણ અસર થઈ નહી. તેણીના મનથી તો જુગાર રમે તે જુગારી, અને મેહર જુગારી છે, એ વિચારજ તેણીને દુઃખી કરવાને પૂરતો હતો.

આ રીતે બાપ દીકરી સાથે બેઠેલાં હતાં, તેટલામાં દરવાજા આગલ ગાડીનાં પૈડાંનો ખખડાટ અને ગગડાટ સંભળાયો, કેટલાક લોકોનો સાદ આવવા લાગ્યો, અને તે સઘળા લોકો ઘરના જુદા જુદા ભાગોમાં વહેંચાઇ ગયા. કોઇ ઓટલા ઉપર ઉભો, કોઇ બાગમાં ઉભો રહ્યો, કોઈ માળ ઉપર ચઢી આવ્યો, એ પ્રમાણે સઘળાઓ વિખેરાઇ ગયા.

પરીન આથી ગભરાઇને ઉઠી અને બારી વાટે જોવા ગઇ, અને ત્યાંથીજ બોલી, "બાવાજી, આવો આવો! એ શું થયું? આપણા ઘરમાં પોલીસના લોકો કેમ?"

"પોલીસ!" રજબઅલી કુદકો મારીને ઇઝીચેરપરથી ઉઠયો, અને દોડતો દોડતો બારી વાટે ગયો અને બોલ્યો, "ખુદાજી! આ શું થયું? એની મતલબ શું? ભૈયાજીને બોલાવ."

હજી તો તે એમ બોલે નહી, તેટલાં તેના ઓરડાનું બારણું

ઉંઘડયું, ને સરદાર કરીમખાં અને તેની સાથે ત્રણ યુરોપિયન કૉનસ્ટેબલો ઓરડામાં દાખલ થયા.

"અહી નથી!" કરીમખાં ઓરડામાં સઘળે ઠેકાણે તપાસીને બોલ્યો, "જાઓ, આખું ઘર તપાસો! છાપરાંથી તે ભોંયતળિયાં સુધી તપાસો! ઉતાવળ કરો!"

ત્રણે કૉનસ્ટેબલો પોતાના મદદનીશો સાથે તેના કહ્યાથી ઘરની ઝડતી લેવા મંડયા.

આ સઘળું એટલી થોડી વારમાં બન્યું કે પરીન કે તેના બાપ રજબઅલીને જાણે સ્વપ્ના સરીખું લાગ્યું. છેવટ રજબઅલી પોતાના ઘબરાટમાંથી ધિરજ પકડીને છાતીપર હાથ દાબીને હિમ્મત પકડી ગુસ્સાના અવાજે બોલ્યો, "આવી કઢંગી રીતે મારા ઘરમાં આવવાનો સબબ શો! તમે શી સત્તાથી મારા ઘરમા એકદમ ધુસી આવ્યા? અને શાને માટે મારા ઘરની ઝડતી લેઓ છો? શું આ ચોર લુટારાનું ઘર છે? સરદાર કરીમખાં, તમે અમારી મશકરી તો નથી કરતા? દોસ્ત થઇને દોસ્તના ઘરમાં આવી રીતે દરોરો પાડવો એ શું નાની સુની મશ્કરી સમજો છો શું?"

"માફ કરો, રજબઅલી શેઠ, એવી કાંઇ મશકરી હોય?" કરીમખાંએ જવાબ દીધો.

"ત્યારે એમ કરવાની મતલબ શી?" રજબઅલી પગ અફાળીને બોલ્યો, "ચાલો બાહેર નિકળો! મારા ઘરના ઝાડા જોવાની તમે શી સત્તા દેખાડો છો? તમે સાંભળો છો કે? મને જવાબ આપો," રજબઅલીને હળવે હળવે બહુ ચીડ ચઢવા લાગી, અને તે બાહેરથી સુકકો દમ કસવા લાગ્યો. મનમાં તો તે બિહતો હતો કે રખેને કરીમખાંના કહેવાથી કૉનસ્ટેબલ તેના પણ મુશ્કો બાંધે. ખરેખર, પોલિસથી બિધેલા સારા.

કોનસ્ટેબલોએ સઘળા ઓરડાની ઝડતી લીધી. પરીનના ઓરડામાં પણ તેઓ ધુસ્યા. મુસલમીન લોકના જનાનામાં યુરોપિયન કોનસ્ટેબલો ઘુસીને ઝડતી લએ એ નહીં સહન કરાય એવું અપમાન હતું. કરીમખાં પોતે મુસલમીન હતો એટલે આ સઘળું સમજતો હતો, તે છતાં તે તો બેઠો બેઠો મૂછોમાં હસ્યા કીધો. પરીનના હાથનો તે ઉમેદવાર હતો અને ઉમેદવારીમાં નિષ્ફળ થયો હતો. આ વખતે પોતાની ફરજ બજાવવા ઉપરાંત પોતાનું અંગત વેર પણ સાથે લેવાતું હતું, તેથી તે મનમાં મળકાતો હતો, અને આથી તેને એક જાતનો સંતોષ થતો હતો. એક કાંકરે બે પક્ષી મરે તે કોને નહી ગમે?

કરીમખાંએ મૂછમાં હસવાનું ચાલુ રાખીને જવાબ દીધો, "રજબઅલી શેઠ, હું દલગીર છું કે આમ અચબુચું તમારા ઘરમાં ઘુસી આવવું પડયું, પણ બીજો છૂટક ન હતો. સરકારના હુકમનો મારાથી કેવી રીતે અનાદર થાય? એક ગુનેહગારને સરકાર પકડવા માગે, તે વારે સરકારને લોકોની લાગણી સાથે શું કામ છે? આ રહયું વારંટ, જોવું હોય તો જુઓ; વારંટ વગર કોઇના ઘરમાં હું એકદમ જાવું એવી મને સત્તા નથી. એક ખુનીને પકડવા માટે અમને આ વારંટ મળ્યું છે."

"ખુની! ખુની! અને તે અમારાં ઘરમાં!" પરીન અને તેનો બાપ સાથે બોલી ઉઠયાં.

"હા, હા, અહીં, તમારા ઘરમાં," કરીમખાંએ જવાબ આપ્યો. "એક ખુની, અને તે એવો ખુની કે જેનાં કરપીણ કામોથી મુંબઈ શેહેરનાં લોકોમાં ધભરાટ પેદા થયો છે!" આમ બોલતાં બોલતાં કરીમખાંએ પરીન તરફ જોયા કીધું.

કરીમખાંએ આ પળે ન્યુસપેપરનો વધારો પડેલો જોયો, તે ઉંચકીને કહ્યું, "મને એ ખુન વિષે વધારે બોલવાની જરૂર નથી, કારણ કે હું જોઉં છું

કે તમે ન્યુસપેપરના આ વધારામાં એ ખુન વિષે વાંચ્યું હશે. એ ખુનીને પકડવા હું તમારા ઘરમાં આવ્યો છું!"

"યા અલ્લાહ! ભાયખલામાં ખુન થયાં તે ખુનો!"

"હા, રજબઅલ્લી શેઠ, તેજ ખુનો! એ ખુનો એવી સફાઇથી અને એવી ચાલાકીથી થયાં છે કે કોઇ કાળે પણ એ ખુની પકડાતે નહી. એ તો આજની આગળ વધેલી વિદ્યાના જોરે અમે એ ખુનીને પકડવાને શકતીવાન થઇશું. ખુનીની એકજ ચીજ અમને મળી છે, પણ તે ઉપરથી તેને અમે પકડી શકતે નહીં. ખુદરતે મરનાર સ્ત્રીની આંખમાં તેનો ફોટો પાડી લીધો નહીં હોત, તો અમે તેને ઓળખી શકત નહીં."

"અંહ! પેલો જરમન! અને તેનું યંત્ર, એની તમે વાત કરો છો કે?" રજબઅલીએ અજાયબ થઇને કરીમખાંને પૂછ્યું.

"હા, શેઠ, અને તે યંત્ર વડે અમે આ ઉપજાવી શકયા છીએ," એમ કહીને કરીમખાંએ ગજવામાંથી સબીનો એક કાર્ડ કાઢયો, અને બોલવાનું ચાલુ રાખ્યું, "તે મરનાર સ્ત્રીની આંખ ઉપર જે છેલ્લાં માણસનો પડછાયો પડયો હતે તે માણુસ આ છે. પરીન બાઇ, એ તપાસો. એને તમે ઓળખોછો?"

પરીને તેના હાથમાંથી તે કાર્ડ લીધો, તેની તરફ નજર કીધી, અને જોતાંને વાર તે કાર્ડ હાથમાથી છોડી દીધો, અને ધભરાટ અને નાસીપાસીના અવાજે બોલી ઉઠી, "બાવાજી! એ તો, એ તો, એ તો મારા મેહરની સબી છે!"

પરીનનો હાથ ખોાહી બેઠાથી કરીમખાંના પેટમાં ચુંથારો થયલો હતો. તે ચુંથારાને દૂર કરવાનો ઉપાય તેને મળ્યો હતો, અને તે એ કે મેહેર સપાટામાં આવ્યો છે તેને છોડવો નહી, ને પરીનનું દિલ પાકવીને દુ:ખવવું.



# પ્રકરણ ૮.

## ઉંદરનું છટકું.

પરીને ફોટો ઉરાડી નાખ્યો તે જઇને કરીમખાંના પગ આગલ પડયો. ત્યાંથી રજબઅલીએ ઉંચકી લીધો અને ચસ્મો ચઢાવીને જોવા લાગ્યો. આ ફોટો મેહરઅલીના ચેહરાને થોડો ઘણો મળતો આવતો હોત તો જુદી વાત, પણ આ આબેહુબ મેહરઅલી નવાબનોજ ફોટો હતો.

"યા અલ્લાહ!" એટલુંજ બોલી તેણે તે પાસેની ટેબલ ઉપર મુકી દીધો, અને દીકરી પરીન તરફ નિહાળીને જોવા લાગ્યો. પરીન ખુરસી ઉપર બેસીને બન્ને હાથ જોડીને વિચારમાં પડેલી હતી. તેણીને જોઇ રજબઅલી કરીમખાં સાંભળે તેમ બોલ્યો, "મારી ગરીબ પરીન! તારે માટે એ દુઃખ ઘણું ભારે છે! એ તું કેમ ખમશે!" પછી તેણે કરીમખાં તરફ ફરીને કહયું, "સરદાર કરીમખાં, તમને તમારી ફરજ બજાવતી વખતે ઓરતોની લાગણી ધ્યાનમાં લેવાની જરૂર હતી. એકદમ આવીને પરીનને એ ફોટો દેખડાવવો નહીં હતો, તો તેમાં વધારે ડાહપણ ગણાતે."

"શેઠ, મોડે યા વેહલે પરીન એ ફોટો જોયો હતે, કારણ કે કાલનાં સઘળાં પેપરોમાં એ ફોટો છપાશે, અને બીજા માહાવારી ચોપાન્યાંઓના અધિપતીઓએ પણ એની એકેકી નકલ માટે અરજ કરી છે. અત્રે આવવાની મારી મતલબ નવાબ મેહરઅલીને પકડવાની છે. મી૦ સ્મીડતે છેક આજે નવ વાગે એ ફોટોગ્રાફ પોલીસના હાથમાં મેલ્યો, અને તે જોતાંને વાર અમે એ ચેહરો ઓળખ્યો, અને તેથી મેહરઅલીને પકડવા તેના બંગલે પોંહોચી ગયા. મેહરઅલી તેમજ તેનો કારભારી બંગલામાં હતા નહી. ત્યાં ફકત એક દાસી હતી. તેણીની દરકાર ન કરતાં અમે ઘરના સઘળા ઝાડા લીધા. અરધા કલાકમાં તેનો કારભારી આવ્યો, અને

તેને સીફ્તથી સવાલો કરીને તેનો ગર લીધો, તે ઉપરથી માલમ પડયું છે કે મેહરઅલી આખી રાત બાહેર હતો, છેક સહવારે પાંચ વાગે બંગલે પાછો આવ્યો, નવ વાગા સુધી સુતો, તે પછી નાસ્તો ખાઇને 'પરીન વીલા'માં ગયો, અને તેથી મને અત્રે 'પરીન વીલા'માં પધારવાની દુઃખભરી ફરજ પડી. છે"

"અને તમે મારા ઘરના ઝાડા લીધા! જાણે હું એ બાબદ જાણતો હોવું અને મેં જાણી જોઇને મેહરઅલીને અત્રે છુપાવ્યો હોય તેમ!" રજબઅલીએ દમમાંજ વાત કીધી.

"નહી શેઠ, એટલી દમમાં વાત ના કરો! બનવા જોગ છે કે આખી રાતનો ઉજાગરો કર્યો પછી ચાર કલાકની ઉંઘ બસ નહી થાય, અને તેથી તે તમારા બંગલામાં આવ્યા પછી પાછો ઉંઘી ગયો હોય, એમ ધારીને ઓરડાઓમાં તે હોય, તો મેં તેને પકડવાનો હૂકમ આપ્યો. મારી ફરજ બજાવતાં મેં તમારૂં દિલ દુઃખવ્યું હોય તો તે માટે હુ દલગીર છું."

"તમુને કાંઇ પણ ધારી લેવાની કે માની લેવાની જરૂર નહીં હતી. તમે મારા પોતાના અંગત મીત્ર હતા, અને તમે મને એ વાત સભ્યતાથી પુછી હોત તો ઠીક થાત. સો આ તમારા બધા શેઠીઆઓ આખું ઘર જોઇને આવ્યા અને તમને વધાઇ કહેશે કે મેહરઅલી અત્રે નથી!" રજબઅલીએ જવાબ દીધો.

"અતરે નથી!" કરીમખાં એ શબ્દો સાંભળી ફિક્કો પડયો "શું કહો છો? અતરે નથી!" મેહરઅલી અહીં નહી મળ્યો તેથી કરીમખાં નાસીપાસ થયો હતો. કાઇબી માણસ એક વાતમાં પૂર ચોકસ અને ઉલટમંદ હોય, તે એકાએક નિષ્ફળ થવાથી નાસીપાસ થાય છે, તેમ કરીમખાં પણ થયો હતો.

"નહી, સાહેબ, ઉપર નથી, નિચે નથી, અને ક્યે નથી! ફકત ઘરમાં નોકર ચાકરો સિવાય બીજું કોઇ નથી," પોલીસના માણસે ટેકો આપ્યો

"કેમ સંતોષ પામ્યા?" રજબઅલીએ ખોખરા અવાજે પૂછયું, "મેહરઅલી અત્રે આવ્યો હતો એ વાત ખરી, પણ કલાક એક થયો તે. પાછો ગયો છે. સરદાર સાહેબ, હવે તમે આ તમારા દોસ્તદારોને અતરેથી પધારવા કહો. તમે મારી પરીન આગલ આ વાત કીધી, તે જાણીજોઇને તમે તેણીને સતાવવા કીધી છે, એ બાબદ હું કદી વીસરીશ નહીં. મેહરઅલી મારા ઘેરમાં નથી, અને તે કયાં છે તે હું જાણતો નથી. બસ એટલીજ વાત! સાહેબ મહેરબાન!"

બિચારી દુઃખી પરીન કાંઇ બોલીજ નહી. તેણી આ અચણુચી આફતની અથડામણથી અકડાઇ ગઇ નથી. તેણીને આંચકો જબરો લાગ્યો હતો. તેણીને આ વાત ઉપર એક શક હતો, તેનો મનમાં વિચાર કરતી મુગી બેસી રહી હતી.

પરીનને ખબર હતી કે સરદાર કરીમખાં મોટા માણસનાં લોહીનો તરસ્યો છે. તેણીએ વળી કરીમખાંની આજની વગાણ અને વર્તણુક ઉપરથી જોઇ લીધું હતું કે તેનો હાથ કબુલ નહી રાખવામાં આવ્યો, તે બાબદ એ હજી વીસરી ગયો નથી, અને તેથી તેણીને શક હતો કે આ જે બધું કીધું છે તે રજબઅલી, પરીન, અને મહેરઅલી ઉપર વેર લેવા માટે તેણે કપટથી ઉભું કીધું છે. ખુનનો ભોગ થઈ પડેલી સ્ત્રીની આંખ્યો ઉપરથી મહેરઅલીનો ફોટો પડયો, એ એકજ 'પૉઇન્ટ' ઉપરથી તેણી ધબરાતી હતી, કે મેહરઅલીને તે સ્ત્રીની નજદીક જવાની મતલબ શી? અને ખુનની જગે તેની હાજરી કેમ? તે ઉપરાંત મેહરે ખુન કીધું એમાં જરા પણ સચ્ચાઈ તેણીને લાગી હતી નહી.

રજબઅલી કરીમખાંને "સાહેબ મેહરબાન" કહીને ખેરવવા જતો હતો, પણ પરીન તેને જતો અટકાવ્યો, અને પોતાનાં મોં ઉપર હાથ ઢાંકીને બેઠી હતી તે હાથ ખસેડી નાખીને બોલી, "ઉભા રહો કરીમખાં, એક મિનિટ થોભો! તમે કાંઈ ભૂલ કરો છો! તમારી વાત મારા માનવામાં આવતી નથી. અલબતાં મેહરઅલી આવશે ત્યારે એનો ખુલાસો કરશે–કેમ બાવાજી, તમેબી એમજ ધારો છો કેની?"

"અંહ! અહીં પાછો આવવા કહી ગયો છે શું?" કરીમખાંની આંખમાં આતશ પાછો ચમકવા લાગ્યો અને તેને પાછી આશા આવી.

"હા, તે પાછો આવવા કહી ગયો છે. તેણે બપોર પછી આખો વખત અત્રે ગુજારવા વચન આપ્યો છે. બપોરની ચાહે પણ અત્રે પીનાર છે. મારી ખાત્રી છે કે તે ખુલાસો કરશે. પોતે ખુનની વખતે બીજી જગે રોકાયલો હતો એવું પુરવાર કરવાને તે પૂરતો સામર્થવાન છે. હું કાંઈ તમને અમસ્થી ઉડાવતી નથી, પણ મને ખબર છે કે ગઇ રાત્રે મેહરઅલી ક્યાં હતો. તે ભાયખલે ગયો હતોજ નહી. એ તો પોતાના સોલીસિટર સાથે તેના બંગલે પોતાની 'એસ્ટેટ' સંબંધી ખટપટમાં આખી રાત રોકાયલો હતો," પરીને કરીમખાંને કહ્યું.

"તમે કહો છો તેમજ તેના કારભારીએ મને કહ્યું. સારા ભાગ્યે, હું અહીં આવતાં તે સોલીસિટરના બંગલે જતો આવ્યો છું, પણ ત્યાંથી મને ખબર મળી છે કે તે સોલીસિટર આજે ચાર દિવસ થયા કાંઈ કામના સબબસર મુંબઇથી બાહેરગામ ગયો છે, અને તે આવતી કાલે આવશે. પણ એ બધી વાત માંડી વાળો. અમારી પાસે એક જીવતો જાગતો સાક્ષી છે; તેની જુબાની ઉપરથી માલમ પડે છે કે મેહરઅલી ખુનની જગે હાજર હતો."

"સાબેતી! સાક્ષી! કોણે જોયો?" પરીને પૂછ્યું. પરીનને કરીમખાંના આ શબ્દો સાંભળ્યા પછી ચક્કર આવવા લાગ્યા.

"જે ઘરમાં મરનાર સ્ત્રી ઉતરી હતી તે ઘરવાળી, જેને તે તરફ રહેતાં લોકો મરીઅમ બીબીનાં નામથી ઓળખે છે, તેના ઘરમાં તે સ્ત્રીને મળવા મેહરઅલી પોતે ત્યાં ગઈ રાત્રે ગયો હતો. રાત્રે છેક એક વાગતાના સુમારે તે તેણીના ઘરમાં ગયો હતો. બન્ને વચ્ચે ખટપટ ભરેલી વાતો તે ઘરવાળીએ સાંભળી હતી. મેહરઅલીએ ગરમાગરમીમાં એમ પણ તે સ્ત્રીને કહયું હતું કે 'તારૂં ખુન કરીશ.' તે ઘરમાંથી તેઓ બન્ને ત્રણ વાગતાના સુમારે બાહેર ગયાં. ત્યાર પછી થોડી મિનિટમાં તે સ્ત્રીનું ખુન થયું. અમે મરીઅમ બીબીને આ ફોટોગ્રાફ દેખાડયો તે ઉપરથી તેણી તૂરત ખાતરીથી કહી શકી કે એંજ ધણી આવ્યો હતો," કરીમખાંએ પરીનને સઘળો ખુલાસો કીધો.

આ સાંભળીને પરીન ધ્રુજવા લાગી. તેણીને હવે સેહજ શક આવવા લાગ્યો કે મેહરઅલીએ તેણીને જૂઠું કાંય નહી સમજાવ્યું હોય. આ શકની વચ્ચે પણ અંતઃકરણ, જે અંતકરણ માણસને અંદરથી ખરૂં ખોટું શું તેની ચેતવણી આપે છે, તે અંતઃકરણ હજી પરીનને બસારત કરતું હતું કે આ વાતમાં કાંઈ ભૂલ છે, ને ખાનદાની મેહરઅલી ખુની નથી.

રજબઅલી અને પરીનને પૂરેપૂરાં દુઃખી કરવાની કરીમખાંની મતલબ હજી પુરી થઈ નહી હતી. તેણે વાત કરતાં કરતાં કહયું, "અરે શેઠ રજબઅલી અને બાનુ પરીન, એટલીજ સાબેતી અમારી પાસે છે, એમ નથી. બીજી પણ સાબેતી છે. તે મરનાર સ્ત્રીએ આગલે દિવસે એક કાગળ કોઈ ઉપર લખ્યો હતો. મેહરઅલીના કારભારી સાથે વાત કરતાં તેની પાસેથી મને ખબર મળ્યો છે કે, મેહરઅલીને ગઈ કાલે પોસ્ટમાં એક કાગળ મળ્યો હતો, તે વાંચીને તે પુષ્કળ ગભરાયો હતો, અને તે કાગળ આતશ મંગાવીને પોતાને હાથે બાળી

નાખ્યો હતો. બોલો બાઈ પરીન, એ સઘળું પૂરવાર કરે છે કે નહી? સાબેતી વગર અમારાથી મેહરઅલીને કાંઈ પકડાય? વળી બાઈ સાહેબ, એક મજબુત સાબેતી તો મેહરઅલીના હાથનાં બટનની છે!"

"શું! હાથનાં બટન! બોલો બોલો! બટન! કેવાં બટન!" પરીનને મેહરઅલીની સાથે બટનની વાત તેજ સહવારે થઈ હતી, તે તેણીને યાદ આવી, અને તેણીને લસનિયો જડેલો નહી ગમ્યો હતો, તેનું પણ ધ્યાન આવ્યું.

કરીમખાંએ મૂછમાં મળકાતાં મળકાતાં જવાબ દીધો, "મરનાર સ્ત્રી પડેલી હતી તેનાથી થોડે દૂર એક હીરાનું બટન, સોનામાં જડેલું, અને ઘાટમાં બેડોરોકું, મળી આવ્યું છે. તે કડીમાંથી છૂટું થઇને પડી ગયલુ હોવું જોઇએ. અલબત્તાં એવાં હીરાનાં બટન બજારમાં પુષ્કળ મળે છે, તેથી અમે કાંઇ એમ નહી કહેતે કે એ મેહરઅલીનું છે, પણ મેહરઅલીની ટેબલ ઉપરથી બાકીનું અરધું ભાંગી ગયલું બટન મને મળી આવ્યું છે, તે જોડવાથી આખું બટન થાય છે, એટલે એ ત્યાંથી મળેલું બટન મેહરઅલીનુંજ હોવું જોઇએ, એમ માનવામાં હવે શક શો રહયો?"

પરીન શો જવાબ આપે? શી ટીકા કરે? શો બચાવ કરે? તેણીએ પોતાના બાવાજીના મોં તરફ દયા ઉપજાવે એવા ચેહરાથી જોયા કીધું, અને તેથી તે દુઃખી બાપનાં દિલમાં વધારે દુઃખ લાગ્યું.

"બસ એટલુંજ કે બીજું કાંઈ?" તેણીએ પાછું હિમ્મતથી કરીમખાંને પૂછયું, "બીજું કાંઈ કહેવું નથી?"

"બીજું કાંઈ નહીં હજી તમે એમ માનો છો કે મેહરઅલી તે વખતે બીજી જગે હતો એમ તે પુરવાર કરી શકશે? બાઈ, તમારી ખાતરી તો થઈ ચુકી છે કે તમારો મેહરઅલી ખુની છે."

કરીમખાંની બોલવાની ઢબમાં ટકોરનો અંશ ભેળાયલો હતો તે પરીન જેવી ચકોર છોકરી સમજી ગઈ હતી; તેણીને ગુસ્સો લાગ્યો, પણ આ

વખતે ડહાપણથી લોહીનો ગોટ ગળી ગઈ, અને ફક્ત કરીમખાંને પોતાના ચેહરા ઉપરથી એવું દેખાડયું કે તું મને જે સતાવે છે તો હું સમજું છું પણ તારી દરકાર કરતી નથી. તેણીએ વળી જવાબ પણ આપ્યો કે,

"હા! હા! મને હજી વિશ્વાસ છે કે મેહરઅલી નિરદોષ છે. મારો નવાબ આવશે ત્યારે સઘળો ખુલાસો કરશે ત્યારે તમને જણાશે. ગમે તો તમે અતરે થોભો, હું તે આવશે ત્યારે તમારી ખાત્રી કરી આપીશ કે તે નિરદોષ છે."

દરદીને જોઈતું હતું તે વૈદે ફરમાવ્યું. કરીમખાંને તો ત્યાં થોભવ ગમતું હતું, તેથી તે બોલ્યો, "બાનુ પરીન, તમારો રજા છે તો હું તેની વાટ જોતો બેસું છું. હું મારા એક મદદનીશને રાખું છું અને બાકીનાઓને રૂખસત આપીને પાછો આવું છું"

એમ કહી તે ઓરડો છોડી નીચે ગયો, તેટલામાં પરીન બાપનો હાથ પકડીને ઉતાવળી પડીને બોલી, "બાવાજી, કરીમખાં આપણાં કુટુંબ તરફ દિલમાં ધિક્કાર ધરાવે છે, પણ એને ફાવવા દેવો નહીં. મેહર ગુનેહગાર હોય કે નિરદોષ હોય તો પણ તેને બચાવવો તો જોઇએ. કરીમખાંને વાતમાં રોકો. હું સીફતથી બાહેર જાઉં છું-નહી, નહો, નહી! બાવાજી! મને સમજાવો ના! હાલ વખત નથી! બે લાગણી મને દોરવે છે. એક તો મેહર તરફનો મારો પ્યાર—જો કે તેની ઉપરના તોહમતને લીધે હાલ તુરત અમે છુટાં પડશું-અને બીજો કરીમખાં તરફનો મારો ધિક્કાર એ બે લાગણી મને બાહેર જવા કહે છે."

"પરીન!"

"બાવાજી, બસ કાંઈ બોલો ના. હું કાંઈ સાંભળવાની નથી! ફક્ત તમે કરીમખાંને વાતમાં બેસાડી રાખજો, અને હું આખી મુંબઈ ઢુંડીને,

એક છેડાથી બીજા છેડા સુધી રખડીને—મેહેરને શોધી કહાડું—અને આ વાતથી વાકેફ કરૂં."

"અંહહહ! પેલો આવ્યો!" રજબઅલીએ કરીમખાંને દાદર ઉપર ચઢતાં પગલાં સાંભળીને પરીનને વાત બંધ કરવાની ઈસારત કીધી. પરીને જાણે કાંઇ હોય નહીં તેવો દેખાવ ધારણ કીધો, અને પોતાના ઓરડામાં ગઈ. જતી વખતે બોલતી ગઇ, "માફ કરજો કરીમખાં, આવો બનાવ બન્યા પછી મને આ ઓરડામાં બેસવા ગમતું નથી, વાસ્તે હું મારા ઓરડામાં જાઉં છું. બેઅદબી માફ કરજો!"

"બાનુ પરીન, જેમ સારૂ લાગે તેમ કરો. હું તો તમારાં ભલાંનો રાજી છું," કરીમખાંએ જવાબ આપ્યો.

કોઇબી ગ્રહસ્થની માગણી કબુલ રાખવી કે નહી, તેને માટે કોઈબી સ્ત્રીને હા—ના કહેવાનો હક છે. અને ખરા ગ્રહસ્થો 'ના'નો જવાબ મળ્યાથી અપમાન જેવું સમજતા નથી, કેટલાકો પછી તે છોકરી સાથે ઓળખાણ તદન મુકી દે છે. તેટલુંજ થાય તો વાંધો નથી, પણ જો તેણીએ 'ના' કહ્યું, તેથી તેણીની તરફ અને તેણીનાં કુટુંબ તરફ કપટ અને કીનો બાંધવો એ ફકત નિચ અને હલકા પુરૂષનું કામ છે. એવા શખ્સને ગ્રહસ્થ પણ કહેવો સજાવાર નથી.

રજબઅલીને કરીમખાં સાથે બેસીને વાત કરવા ગમી હતી નહી. તે કેટલો નિચ અને હલકો છે, તે હવે રજબઅલી મનમાં સમજવા લાગ્યો. તે છતાં પોતાની દીકરી પરીનને ખાતર તેણે તેને વાતમાં નાખવાની બનતી તજવીજ કીધી, અને બપોર સુધી તેને પોતાને ત્યાંજ બેસાડી રાખ્યો, એટલુંજ નહી, પણ બપોરે તેને સાથે જમવા પણ બેસાડયો. મતલબને લીધે અણુગમતુ કામ પણ કરવું પડે છે, અને તેમ સમજીને રજબઅલીએ બાહેરથી કરીમખાંને

રાજી રાખ્યા કીધા. દાહડો પસાર થતો ગયો, અને સાંજ પડવા આવી. તે છતાં કરીમખાં ત્યાંજ ઠસ્યો હતો. રજબઅલીએ તેને રોકવા માટે 'સેતરંજ'નો દાવ માંડવાની દરખાસ્ત કીધી. બન્ને જણ પરીન અદરાઈ તે અગાઉ સેતરંજ ખુબ રમતા હતા, અને કરીમખાંને વધારે વાર રોકી રાખવાને આના કરતાં બીજી સરસ રમત કોઈ હતી નહી.

તેઓ બન્નેનું ધ્યાન રમતમાં ખુબ લાગ્યું. વખત પસાર થતો ગયો, પાંચ વાગ્યા, છ વાગ્યા અને સાતનો ટકોરો પણ પડયો. બન્ને જન એકમેકને હંફાવતા હતા અને બન્ને એક બીજા કરતાં ચઢિયાતા હતા.

જે પોલીસ કૉનસ્ટેબલ કરીમખાં સાથે હતો, તે પણ રમત નિહાળતો બેઠો હતો. તે બોલ્યો, "દાવ હવે પૂરો થશે. મને લાગે છે, મી૦ કરીમખાં, તમે માહાત થશો, કારણ કે આ શેઠે તમારા રાજાને 'શેહ' આપવાની બાજી રચી છે."

"ફિકર નહી, તે છતાં હુંજ ફાવીશ," મી૦ કરીમખાંએ જવાબ આપ્યો, "એવણ રાણીથી મને 'શેહ' આપશે, તો મને એવણના 'હાથી' મળશે."

આ પળે એક સીસોડી બંગલાની બાહેર સંભળાઈ. મી૦ કરીમખાં હસ્તો હસ્તો ઉભો થયો, અને સેતરંજના મોહરાં ભેળી નાખી બોલ્યો, "મી૦ રજબઅલી ઘણું ફક્કડ રમે છે, પણ હુંબી સેતરંજનો 'ખાં' છું, એટલે સેહલાઇથી તમારાં છટકામાં નહી આવું, અંહ! પરીન કયાં છે? પોતાના ઓરડામાંજ ભરાઇ બેઠી છે શું?"



# પ્રકરણ ૯.

———:૦:———

## બદલાયલો સ્વભાવ.

ઠંડીના દિવસ હોવાથી સાંજે અંધારૂં જલદી થતું હતું. ૭ વાગાને સુમારે 'મલબાર હિલ'ના નવાબના 'આફ્તાબ મેહલ'ના બાગમાં કોઇનાં પગલાં પાંથરેલી રેતી ઉપર સંભળાયાં. કારભારી સુલેમાન સહવારે પોલીસે વીખેરી નાખેલી ચીજો વગે જગે ગોઠવવામાં રોકાયલો હતો. તે પગળાં સાંભળીને બોલ્યો હતોઃ—

"હું જાણુતો હતો કે નવાબ સાહેબ આવશે! એ તો આવ્યો પણ પેલો કાસમ બબરચી હજી આવ્યો નથી ને પકાવ્યું નથી, મસાલચીએ દીવા સળગાવ્યા નથી, અને બધા કોણુ જાણે કયાં મજાહ કરે છે! લેઓ, શેઠ તો ઘંટી મારતાજ આવે છે! આયો સાહેબ આયો! લો વળી બીજી ઘંટી! સાહેબનો મીજાજ ગયલો લાગે છે! કોઇ દિવસ એમ જોસમાં ઘંટી વગાડતો હતો નહી ને આજે એનું કાતરિયું ખસ્યું છે શું! હવે એ જમવાનું માગશે તે કયાંથી આપીશ!"

આ પ્રમાણે બબડતો સુલેમાન કારભારી જે મેહરઅલી નવાબના 'આફ્તાબ મેહેલ'નો વડો કરતો કાવરતો હતો, તે નવાબ સાહેબ આગલ ગયોઃ—

"સાહેબ, માફ કરજો, તમને ખોટી કીધા છે! પણ કાસમ બાવરચી અને મસાલચી કોણુ જાણે કયાં ગયા છે, તેમને હું શોધતો હતો. તમે નહી આવશો એમ સમજીને બાવરચીએ પકાવીઉં નથી, ને પોતે કોઈ જગે મજાહ મારવા ઉતરી પડેલો લાગે છે," એમ કહીને બિહતો ધ્રુજતો નવાબની આગલ, હવે તેનો મિજાજ કયી દિશા લએ છે, તે તપાસતો ઉભો.

પણ સુલેમાનની અતી ઘણી અજાયબી વચ્ચે મેહેરઅલી નવાબ સાહેબે કાંઈ પણ ગુસ્સાની નિશાની બતાવી નહીં. તેથી ઉલટું, સુલેમાન જે બોલ્યો તે સઘળું બેદરકારીથી અને ખુશ મિજાજથી તેણે સાંભળ્યા કીધું અને બોલ્યો:—

"સુલેમાન, પકાવ્યું નથી! અચ્છું! અચ્છું! કાસમ તારી રજા વગર ગયો કે? ફિકર નહી! જમવાનું થઈ રહેશે. એકાદ હોટેલમાંથી મંગાવી લઇશું! ઠીક, બતી સળગાવો, મને માળ ઉપર જવું છે, અને અંધારામાં ઠોકર ખાઇશ તો હાડકું ભાંગી જશે! બતી લઇને આગળ ચાલ," નવાબે કારભારીને હૂકમ કર્યો.

સુલેમાન મૂછમાં હસ્યો, અને બતી સળગાવીને માળ ઉપર જવ આગળ ચાલ્યો, અને બોલ્યો, "નવાબ સાહેબ, ખુદાની બક્ષેશથી, તમને એકવાર ફરીથી હસતા અને રંગીલા સ્વભાવે વાત કરતા જોઈ તાબેદાર સેવક બહુ ખુશ થયો છે," સુલેમાન જે ઘણાં વરસનો જુનો કારભારી હતો, અને જે નવાબ શેઠ કરતાં વૃધ્ધ વયનો હતો, તે દાદર ઉપર ચઢતાં ચઢતાં બોલ્યો, "સાહેબ, મારા બોલવાને બેઅદબી ગણશો નહી, પણ તમારા મુરબીજીના મરણ પછી આજેજ તમને પાછા હસતા અને રંગીલા જોવું છું. જુઓ સાહેબ, સંભાળજો, આએ ગાલીચો ફાટેલો છે, તેથી સંભાળીને ચાલજો. રફુ કરનારને મેં આજે બોલાવ્યો હતો પણ આવ્યો નથી, સાહેબ."—

નવાબ સાહેબ મોંઢેથી સીસોડી વગાડતા હતા અને ખુશ રંગમાં મનમાં ગીત ગાતા હતા. તે જોઇને સુલેમાન મનમાં મઘન થયો કે, "નવાબ આજે ગાણતાણમાં અને ખુશ મિજાજમાંજ છે. આજે કેટલે દિવસે એનો એવો સ્વભાવ પાછો ફર્યો છે!"

આ વાત ખરી હતી. નવાબ સાહેબ કપડાં બદલતો બદલતો ફક્ટ રાગણી મોંઢેથી સીસોડીમાં વગાડતો હતો. સુલેમાન ઓરડાની બતીઓ સળગાવી રહ્યો, તેટલામાં નવાબ સાહેબે પોતાનો ડગલો પાટલુન બદલી નાખ્યાં, અને બીજાં ખુંટી ઉપર ઘરમાં પેહરવાનાં કપડાં હતાં તે બદલ્યાં, અને ચીરૂટ સળગાવીને ઇઝીચેર ઉપર ફુંકવા બેઠા.

સુલેમાન મનમાં ઇચ્છતો હતો કે, "ખુદા કરે ને આ ઘર અગાઉ માફક પાછું હસ્તું રમતું અને ગાજતું થાય! ખુદા એનો પાછો દાહડો ફેરવે તો સારૂં! આજે પંદર દિવસ થયા મેં નવાબ સાહેબને ઘરમાં ચીરૂટ પીતાં કે ઇઝીચેર ઉપર સુખથી લેટતાં, કે હસ્તાં, બોલતાં, ગાતાં સાંભળ્યા નથી!"

ઘરના જુના ચાકરો, તેમાં મુખ્ય કરીને ઘરના કારભારીઓ, જેટલી છુટથી શેઠ સાથે વાત કરે છે, તેટલા બાહેરના લોકો મોટાં માણસ સાથે વાત કરતાં બિહે છે. આ મેહરઅલી નવાબ ચાર વરસનો હતો, ત્યારથી તેને સુલેમાને કેડે લીધેલો, ફરવા લઇ ગયલો, વગેરે નાનપણથી સાથે રહેલો. તે જો તેની આગળ છુટથી વાત કરે, તો વાંચનારે નવાઇ જેવું ગણવું નહી

તેણે તો શેઠને કહ્યું, "સાહેબ, હવે એવાજ રંગમાં રહેજો અંહ! તમે રંગમાં હોવો છો તો મારા જીવને ખુશાલી લાગે છે!"

વફાદાર નોકરો પોતાના શેઠની દલગીરી વખતે પોતે દલગીર રહે છે, અને તેની જાહોજલાલીમાં પોતાની જાહોજલાલી સમજે છે, અને તેની ખુશાલીમાં પોતાની ખુશાલી સમજે છે.

નવાબ સાહેબ ફકત હસ્યા અને સુલેમાન તરફ ડોકું કરીને ખુશ મિજાજમાં હલાવ્યું, અને બાગ તરફ નજર કરીને ચરૂટ પીવા માંડી. બે ત્રણ મિનિટ પછી તે બોલ્યો, "સુલેમાન, ત્યારે તું મારી સઘળી હિલચાલની બારીકાઇથી તપાસ રાખે છે નહી વારૂં? હા, સુલેમાન, થોડાક દિવસ સુધી હું ઉદાસ અને ગમગીન હતો ખરો, પણ હવે તે સઘળું પૂરૂં થયું છે.

હવે તો પાછી મેહરઅલી ઉપર ખુદાની મેહર ઉતરી છે, અને ઇનશાલાતાલા કરશે તો તે મેહરબાન સાહેબની મેહરબાનીથી મારા ઉપર મેહર ચાલુ રહેશે. આગલા દિવસની માફકજ આએ મેહલ વાજતો ગાજતો રહેશે. તું પણ સુલેમાન અહીં મજાહ કર! જા મારે વાસ્તે બીજો નવો દગલો પાટલુન કાહાડ. હું કોઈ હોટેલમાં જમી લઇશ. મારા જમવાની તું કાંઈ ખટપટ આજે હવે કરતો ના, ને સાંભળ, હું રાતે મોડેથી આવીશ."

આ પ્રમાણે મેહરઅલી નવાબ સુલેમાન સાથે વાત કરતો હતો, તે વારે તેને સુલેમાન તરફ મોઢું કરવું પડયું હતું, અને તે પળે ઓરડામાંહે બળતી મોટી બતીમાં તેનું મોઢું બરાબર દેખાતું હતું. તે જોતાંનેવાર સુલેમાન બોલી ઉઠયો, 'નવાબ સાહેબ, તમારા દગલા ઉપર બ્રશ સહવારે મેં માર્યો તે વારે તમારા મોઢાંપર કાંઈ દાઘ હતો નહી, અને સાહેબ આ તમારા ગાલ ઉપર મોટો કાપો શાનો?"

ખચ્ચિત! સહવારે મેહરઅલીના ગાલ ઉપર કાપો, અને તે પણ મોઢું એબીઅલ લાગે એવો ઉંડો ઘસારો, હતો નહી. આસરે ત્રણ આંગલ લાંબો ઉંડો ઘસારો એક જખમ જેવો લાગતો હતો. તે આ નવાબના ગાલ ઉપર દીપી નિકળ્યો હતો, અને તે જોતાં સુલેમાન ચોંકયો હતો.

"સુલેમાન, તું મારી બધી તપાસ રાખે છે એમ મારી પૂરી ખાત્રી થઈ છે. ખચ્ચિત! આ કાપો મારા ગાલ ઉપર સહવારે હતો નહી, કારણ કે એ મને બપોરે થયો. કલ્બમાં મને અકસ્માત થયો! પણ ચલાવ! મેં કહ્યું તેમ જલદી કર! કેમ સમજ્યો કે બચ્ચા!"

સુલેમાન મનમાં વિચારવા લાગ્યો કે મેહરઅલી અગાઉ રંગીલો હતો ખરો, પણ નોકર આદમીઓ સાથે બણોજ ટેકમાં રહેતો હતો, અને એટલી બધી વાત તો શું. પણ તેઓ પૂછે તો તેમને જવાબ પણ પૂરો પાધરો નહી

આપતો હતો, અને ચાલી જતો હતો. આજે તો મેહરઅલી સુલેમાન સાથે પૂર છૂટથી વાતચીત કરતો હતો.

દસ પંદર મિનિટ પછી સુલેમાને આવીને કહ્યું કે પોશાક તૈયાર છે. નવાબ તુરત ઉઠીને 'ડ્રેસીંગરૂમ'માં ગયો ને કપડાં બદલવા લાગ્યો કપડાં બદલવા અગાઉ તેણે ઠંડાં પાણીથી નાહી લીધું. નાહી ધોઇને નવા સુટ'માં સજ્જ થઇને પાછો ઇઝીચેર ઉપર આવી બેઠો હતો. અને એક બે મિનિટમાં બીજી ચીરૂટ સળગાવીને બાહેર જવા ઉઠયો.

તે પળે મેહેલના કમ્પાઉન્ડમાં કોઈ ઓરત દાખલ થઈ અને સીધી માળ ઉપર આવી. તેણીને જોતાંને વાર સુલેમાન બોલી ઉઠયો, "આ તો પરીન બાનું છે."

સુલેમાને તુરત મેહરઅલી નવાબને જઇને કહ્યું કે પરીનુ બાનુ તમને મળવા આવ્યાં છે.

"પરીન બાનુ! અહીં પરીન બાનુ! નહીં, તે નહી હશે!" નવાબ તુરત ફિક્કો પડીને બોલી ઉઠયો.

પરીનને અંદર આવવાની રજા શા માટે જોઇએ? તેણી પોતાના ભવિષ્યના ભરથારને મળવા આવે તેમાં વળી એવી તાજીમતવાજીની શી અગત્યતા છે? તેણી સીધી હાલમાં ચાલી આવી.

પરીન ધ્રુજતી હતી. તેણી ઘભરાયલી હતી. તેણીને ચક્કર આવતાં હતાં. તે છતાં તાણી તોડીને બોલી, "મેહર એ તો હું છું!"

"પરીન!"

"હા, પરીન. સુલેમાન જરા બાહેર જા. મને નવાબ સાહેબ સાથે ખાનગીમાં વાત કરવી છે. ચાલ જા સુલેમાન, જલદી જા, ઓરડાની બાહેર જા, નિચે જા," તેણી હાંફતી હુંફતી બોલી.

સુલેમાન તુરત હૂકમને તાબે થઈને નિચે ગયો. પરીને બારણું બંધ કીધું, અને બારણાને અઢેલીને ઉભી. તેણી હાંફતી હતી. તેણી બોલી શકી નહી. તેણીથી બોલાઇ શકાયું નહી.

"પરીન!" એમ કહી મેહરઅલી તેણીને ભેટવા ગયો, પણ તેણીએ તેને હાથ વતીક લગાડવા દીધો નહી, ને આંગલીની ઇશારતથી દૂર ઉભો રહેવા કહ્યું. મેહરઅલી જાણે હૂકમને તાબે થયો હોય તેમ એક પગલું દૂરજ ઉભો.

"મને સાહેબજી શેકહેન્ડ કરવાનો પણ વખ્ત નથી! હું થાકી ગઈ છું! મને ફેર આવે છે! મારામાં બોલવાની શકિત નથી! મેં અહી આવવામાં કેટલો જોખમ ખેડયો છે! હું માની શકતી નથી, હું માની શકું નહી, અને તે છતાં તેઓ પાસે એવી મજબુત સાબેતીઓ તારી વિરૂદ્ધ છે, કે તું ગુનેહગાર ઠરવાનો! હું તને ચાહું છું. મારા ચાહને લીધે હું તને ચેતવવા આવી છું!"

"પરીન! કેમ 'મૅડ' થઈ ગઈ છે શું?"

"હું 'મૅડ' થઈ ગઈ! હા, હશે, કેટલા કલાક થયા હું તને અહીં તહીં ઢુંઢું છું.! પણ જો હમણા કાંઈ વાત કરવાનો વખ્ત નથી. તુ ધાસ્તીમાં છે, અને કરીમખાં પાસે તને પકડવાનું 'વારંટ' છે, અને તે મારા 'વિલા'માં તારી આવવાની વાટ જોતો બેઠા છે."

"કરીમખાં! છુપી પોલીસવાળો!" એમ કહીને તે ઇઝીચેર ઉપર પડયો અને તેણે તેણીની તરફ ટગર ટગર જોયા કીધું.

"હા, કરીમખાં. તે કહે છે કે પાછલી રાતે તમે ભાયખલા તરફ ગયા હતા. તમે મને કહ્યું કે 'સોલીસિટર'ને ત્યાં આખી રાત હતો, પણ તે કહે છે કે એ વાત ખોટી છે. તે કહે છે કે તમારી હીરા જડેલી સોનાની હાથની પૅર તુટી ગઈ તે બદન ખુનની જગેથી મળી આવ્યું

છે. વળી તેણે કાંઇ નવા સાંચામાં મરનાર સ્ત્રીની આંખોનો 'ફોટો' લેવાડયો, છે, તેમાં તમારી સબી પડી છે. મારા ખુદા! એ કેમ બન્યું! હું કેમ જીવી શકું! મેહર! મેહર! ખુલાસો કર! ધીરજ આપ!"

"પરીન! પરીન!" એમ કહી તે મુવેલાં મુરડાંની માફક ઇઝીચેર ઉપર પડયો.

"હું જે કહું છું તે બધું ખરૂં છે! પણ હું માની શકતી નથી, તારા વાસ્તે હું કેમ માની શકું! મને પોતાને કરીમખાંએ 'ફોટો' દેખાડયો, અને તેમાં તો તારૂં મોઢું છે. મેહર, તેં મને જેટલી વાત સહવારે કહી તે બધી જૂઠી છે! મારી આગળ બધું સાચુ કહી દે, જેથી તારો કિમતી જાન બચાવવાનો ઉપાય સુઝ પડે! જે વખ્ત જાય છે તેમાં કરીમખાં નાહસવાના સઘળા રસ્તા ઘેરી લેશે!"

પરીન ધ્રુજતી ધ્રુજતી બોલતી હતી, તે વેળા આખો વખ્ત આ શખ્સનાં મોં ઉપર ફિકાસ પ્રસરી રહયો હતો, અને તે બિહતો હોય તેવો તેનો દેખાવ લાગતો હતો. તેના ચેહરા ઉપરથી ધાસ્તીએ તેનાં દિલમાં ઘર કર્યું હોય તેમ પ્રગટ માલમ પડતું હતું, પણ પરીન બોલી રહી કે બીજીજ પળે તે કુદકો મારીને પરીન આગળ ધસ્યો, અને તેણીને આપવા હાથ લાંબો કીધો, અને બોલ્યો, "પરીન, તારો મારી ઉપર પ્યાર છે તો મને બિહવાને કાંઇ કારણ નથી. પ્યારી પોતાના પ્યારાને કદી ફસવા દેશે નહી. પ્યારાને બચાવવા કાંઈ પણ ભોગ આપવા પ્યારી કદી પછાત પડશે નહી. કરીમખાં ચાહે તેવી રીતે મારી સામે સાક્ષી પુરાવા લાવે, પણ એકલી તું મને બચાવી શકશે. પરીન, મને બચાવવાનું તારા હાથમાં છે. તું મને નિરદોષ ઠેરવી શકશે, હું તે વખતે ખુનની જગે નહી હતો એમ તું પુરવાર કરી શકશે. અને પછી મેહરઅલી નવાબની રાણી તરીકે તું ચમન ઉઠાવશે. કરીમખાં કહે છે કે હું આખી રાત બાહેર હતો, પણ હું કહીશ

કે હું આખી રાત ઘરમાંજ હતો. ચાકરો પોતાના વગેસગે થઇ ગયા પછી હું આવીને મારાં ઓરડામાં સુઇ ગયો હતો તે ચાકરો કેમ જાણે ?"

આ તેનો આડકતરો એકરાર સાંભળી પરીન એક પગળું પાછળ હટી, અને આ વેળા તેણી રાતા ભુંડ જેવી લાગતી હતી.

"પરીન! તું ફકત એમ કેહ કે તું તે રાતે મારી સાથે હતી. તું જો ફકત એટલુંજ મારી તરફથી કહે કે મેં તને ગઇ રાતે એક કલાક પણ વીહલી મુકી નથી, તો પછી કરીમખાં ચાહે તેવી સાબેતી લાવે, તો તેનો રદીઓ આપવાને હું સામર્થવાન છું. આપણ બંન્ને વચ્ચે જે પ્યાર હસ્તી ભોગવે છે તે પ્યાર સાથે સરખાવતાં એટલું જૂઠું મારે માટે બોલવું એ કાંઇ ઘણું નથી. વળી તારૂં ભવિષ્ય આથી વધારે ઝળકતું થશે, અને આપણે પરણીશું પછી એ વાત તો તદ્દન વિસરાઇ જશે."

"બસ બસ ! મેહરઅલી ! હવે પરણવાની આશા રહી નથી! મારો પ્યાર અત્યારથીજ મરણ પામ્યો છે! પ્યાર જેવું હવે કાંઇ રહી શકે નહી! તું હવે એક હિચકારો માલમ પડ્યો છે! તારાં મોટાં નામ સાથે પરણવા હું મારી સચ્ચાઇનો અને પવિત્રાઇનો ભોગ આપું એ કદી બનશે નહી! પરણવા અગાઉ હું તારી સાથે આખી રાત તારા ઓરડામાં હતી, એમ કહી હું મારી ઓરત જાતની સર્વથી સરસ પવિત્ર આબરૂનો ભોગ કદી આપી શકતી નથી. તારી સઘળી દોલત અને તારાં મોટાં નામ કરતાં મારી આબરૂ વધારે છે એ તું ભૂલી કેમ જાય છે ?"

તેણી વધારે બોલી શકી નહી. વધારે બોલે તે અગાઉ તેણી એક બે મિનિટ મુગી ઉભી હતી. તેણીની નજર તેના મોં ઉપર ટીકેલી હતી. તેણીનું મોંહ દર પળે ફિકકું અને જર્દ મારવા લાગ્યું. તેણીને ચકકર આવવાં લાગ્યાં અને તેથી જે બારણું બંધ કરેલું હતું તેની ઉપર પોતાની હાથેલી અઢેળીને ઉભી.

આ વખતેજ તેણીની નજર તેના ગાલ ઉપર પડી. તેના ગાલ ઉપરનો ઘસારો તેણીએ આ પળેજ જોયો, અને જ્યારે તે તેણીની આગળ ધસ્યો ત્યારે તે ઘસારો તેણીએ બરાબર ચીપી ચીપીને દીઠો હતો.

"પરીન! ત્યારે તું શું મારી માંગણી કબુલ નથી કરતી? મને બચાવવાને માથે લે, નહીં તો તારા ના પાડવા છતાં હું તારો ભોગ લઈશ. તું તારા હાથે એમાંથી એક વાત પસંદ કર. તું ગઈ કાલે મારી સાંથે આખો વખત હતી એમ કહીને તારી આબરૂ પડતી મુક, નહીં તો તારી આબરૂનો આજે રાતે ઘાણ કાહડીશ. તું પોતે અત્રે ચાલી ચલાવીને આવી છે. મારા નોકરને ઓરડો છોડી જવા કહીને તેં પોતે બારણું બંધ કીધું છે, અને આપણે હવે એકલાં છીએ. તું ગઇ કાલે મારી ગોદમાં હતી એમ ખુશીથી કહે, નહીં તો પછી આજે રાતે તને હું જોર જુલમથી મારી ગોદમાં લઇશ. એમ બોલતાં તેણે પોતાનો હાથ પરીનની ખાંધ ઉપર મેલ્યો.

વળી પરીને તેના ગાલ ઉપર જોયા કીધું. તેણીને જે શક હતો, તે શક મજબુત થતો ગયો. પછી એક પળમાં તેના હાથમાંથી છૂટીને બારી આગળ જઇને ચીચીઆરી પાડીને તેણીએ તૂરત બૂમો પાડી:

"કોઇ આવો! ખુની! ખુની! ખુનીને મેં પકડયો છે! ખુની! ખુની!"

"ચુપ રહે!" એમ કહીને તેણે પરીનનું એકદમ ગળું દાબ્યું, અને બોલ્યો, "જો મરવા નહી ચાહતી હોય તો મોઢું બંધ કર."

હજી એ પ્રમાણે તે બોલે નહી તેટલાંમાં બારણું ઉઘડયું, અને કરીમખાં અને બીજા પોલીસના અમલદારો ઓરડામાં પેઠા.

નવાબ સાહેબે પરીનનું ગળું છોડી દીધું, અને તૂરત બારી તરફ દોડયો, પણ કાંઈ વળ્યું નહી. કરીમખાંનાં માણસો સઘળાં તેની આજુબાજુ ફરી વળ્યા હતા, અને તેઓએ તેના હાથમાં તૂરત બેડી ડાકી.

"પરીન! પરીન!" પરીન જેણી ખુરસી ઉપર માથે હાથ દઇને બેઠી હતી, તેનું નામ સાંભળતાં પરીને ઉંચું જોયું, તો તેણીનો બાપ પણ મી૰ કરીમખાં સાથે આવેલો હતો, "પરીન! ઉઠ! યા અલ્લાહ! આ તો બહુ ખોટું થયું!"

પરીન તૂરત ઉઠીને ઉભી થઇને બોલી, "બાવાજી! બાવાજી! એ મારો મેહર નથી! એ કાંઈ નવાબ મેહરઅલી નથી! એ તો કોઈ ધુતારો લાગે છે!" એમ બોલતાં બોલતાં તેણીની આંખે અંધારાં આવ્યાં. પરીન જ્યારે આ છેલ્લા બોલ બોલી હતી ત્યારે કરીમખાં ખડખડ હસ્યો હતો. આ હસવાનો તેણીને સેહેજ ખ્યાલ રહયો, પણ ત્યાર પછી શું થયું તે તેણી જાણી શકી નહી, કારણ કે બીજી પળે તેણી પોતાના બાપના હાથમાં બેસુદ્ધ થઇ પડી હતી.

"હા હા! પરીન શું કહે છે? એ મેહરઅલી નવાબ નથી! અને એ ધુતારો છે! ઠીક એબી ટાગડો ઠીક! પણ પોલીસ કાંઇ આંખ મીંચીને ફરતી નથી, અને પોલીસ ફોજ કાંઈ મૂરખાઓની બનેલી નથી!" કરીમખાંને પરીનના બોલોની મશકેરી કરીને અજાયબી દેખાડી.

તે નવાબ મેહરઅલી તરફ ફરીને બોલ્યો, "તમે બહુ હિમ્મતથી છટકી ગયા ખરા, અને પકડાતે નહી. એ તો વીસમી સદીની આગળ વધેલી વિદ્યાના જોરે અમે તમને પકડી પાડવામાં ફત્તેહ પામ્યા છીએ. બેશક કામ તો તમે ઘણીજ બાહોશીથી કીધું હતું!"

કુદરતે દરેક માણસને ખરૂં ખોટું પારખવાની અજાયબ જાતની શકિત બક્ષી છે, પણ તે શકિત કોઇ ખિલાવે છે, અને કોઇ મંદ રહેવા દે છે. આ શક્તિથી આશક માશુકો એકમેકને વધારે સારી પેઠે ઓળખતાં શીખે છે. આ શકિત વડે પ્યારી પોતાના પ્યારાને ઓળખી શકે છે. આ શકિત વડે આશક માશુકો એકમેકનો સાદ પારખી શકે છે. આ શક્તિ

વડે તેઓ એકમેકના ગુણદોષ જાણે છે. આ શકિત પરીનમાં પૂરી બાહારમાં ખિલેલી હતી. તેણીએ મેહરઅલીના સ્વભાવનો બારીક અભ્યાસ કર્યો હતો. તેણી મેહરઅલીને તેના સાદ ઉપરથી પારખતી હતી, જ્યારે તેણીને આ શખ્સનો સાદ જુદો લાગ્યો હતો, તેમજ જ્યારે તેણે બેહુદી માંગણી કરીને પરીનને અપમાન કીધું, તેમાં વળી જ્યારે તેણીએ તેના ગાલ ઉપર કાપો જોયો, ત્યારે તેણીની ખાતરી થઇ કે આ કાંઇ મેહરઅલી હોય નહી.



## પ્રકરણ ૧૦.



## જુરીની તપાસ.

**ભાયખલાનાં ખુનનો પત્તો–નવાબ મેહરઅલીનું પકડાવું–** નવાબ મેહેરઅલીને ભાયખલા તરફ થયલાં ખુન માટે પકડવામાં આવ્યો છે. પેલા જરમન વિદ્વાન મી૦ સ્મીડતના મુવેલાં માણસની આંખ ઉપરથી ફોટો પાડવાના સાંચાની મદદ વડે આ ખુનનો પતો મળ્યો છે. ખુન કરવા અગાઉ મરનાર સ્ત્રીને મળવા એજ મેહરઅલી ગયો હતો, એમ મરીઅમ નામની સ્ત્રી તેને ઓળખીને જુબાની આપે છે. વળી જ્યારથી નવાબ મેહરઅલીને પકડયો છે ત્યારથી તે કાંઇ પણ જવાબ આપવા ના પાડી બેઠો છે, અને તેની અદરાયલી બાયડી પરીનની ગંભીર બિમારી જે આ અચણુચા બનાવનું પરિણામ છે, એ સઘળી સાબેતી મેહરઅલી નવાબની વિરૂધ્ધ જાય છે.

આવી રીતનાં લખાણો ન્યુસપેપરોમાં આવતાં હતાં તેથી આખાં મુંબાઇ શેહેરમાં એ વાત જગેજગ થતી હતી. કલબે કલબે, દુકાને દુકાને અને જ્યાં બે પાંચ માણસ સાથે મળતાં હતાં, ત્યાં બસ 'કાંઇ ખબર ?' ના જવાબમાં પેલા

ભાયખલા તરફનાં ખુનનીજ વાત નિકળતી હતી. પેલા જરમન વિદ્વાન મી૰ સ્મીડતનું નામ પણ વખણાઇ ગયું. કરીમખાંની ખુનીને ઝડપથી પકડી કાઢવા માટે વાખવાખી થવા લાગી. લોકો પોલીસનાં વડાં મથક આગલ ટોલાંબંધ થઇને પેલા નવા સાંચામાં પડેલો 'ફોટો' કેવો છે તે ખરીદવા આવ્યાં. હતાં.

ખુનીના ભોગ થઇ પડેલા બે મુડદાંઓ ઉપર જુરી ભરવામાં આવી, ત્યાં લોકોની ગીરદીનું શું કહેવું પડે. જો એક કીડીને ચાલવાની જગા પણ હતી નહી એમ કહીએ તો તેમાં સહરાગાત જેવું જરા નથી.

દરેક ઘાટી જેવો અજ્ઞાન પુરૂષ પણ જુરીનું મત શું આપશે તે કહી શકતો હતો. ખુનીને છટકવાની એકપણ બારી હતી નહીં. નવાબ મેહરઅલીએ એ ખુન કીધાં, એમ લોકો ખાતરીપુર્વક હતાં. પોલીસ ખાતરી પુર્વક હતી, અને જુરી પણ એજ મત બાંધી ઉઠી હતી.

બંધવાએ તદ્દન જુદીજ વળાણુ અખત્યાર કીધી. તેણે પોતાની ઉપરના ચાર્જનો ઇનકાર કીધો, એ ઉપરાંત એક બોલ પણ વધારે બોલવો નહી એવો મકસદ તે કરી બેઠો હતો.

બંધવાને મેજીસ્ત્રેટ આગળ ઉભો કીધો, ત્યાં પણ તેણે કહ્યું, "હું ગુનેહગાર નથી." એ સીવાય તે વધારે એક બોલ પણ બોલ્યો નહિ. મેજીસ્ટ્રેટે તેને આવતી 'સેસન્સ'માં જાણી જોઇને ખુનો કરવાનાં વાંક માટે નોંધ્યો. તે વખતે ખુનીની નજર આજુબાજુ ફરતી હતી તે ઉપરથી એમ દેખાયું કે તે કોઇની આવવાની વાટ જોતો હતો, પણ જેને તે ત્યાં સોધતો હતો તે કોઇ ત્યાં હતું નહી. તેથી તે દલગીર થઇને સીપાઇઓના પોહોરા હેઠલ પોલીસ કોર્ટમાંથી નિચે ઉતર્યો. ત્યાંથી તેને બંધીખાનામાં લઇ ગયા.

જે વખ્તે નવાબ સાહેબને પકડાવામાં આવ્યા, તે વેળા પરીને જે છેલ્લા બોલો બોલીને બેસુધ્ધ થઇ ગઇ હતી, તે બોલોને જાહેરમાં લાવવામાં આવ્યા હતા નહીં. કરીમખાં અને પોલીસે તો તે છેલ્લા બોલોને હસી કાહડયા હતા. પોલીસ તો એમ સમજતી હતી કે નવાબ અને પરીનની આ એક હાથ તાળી છે. તેટલા માટે પોલીસે તેણીના છેલ્લા બોલોને વજન આપ્યું હતું નહી, તેમજ તે બોલો ઉપર લક્ષ દીધું હતું નહીં. પરીનના બાપ રજબઅલીને પણ તેણીના બોલ બેસુધ્ધીમાં બોલેલા લાગ્યા, અને તેથી તેણે પણ પોતાની જુબાનીમાં એ પરીનના છેલ્લા બોલો દાખલ કરાવ્યા હતા નહી. પરીન આપણે જાણ્યે છીએ, તેમ આ બનાવને લીધે ગંભીર માંદગીના બિછાને પડી, અને તે માંદગીમાંથી સેહજ પણ ફારેગ થઇ, તે અગાઉ બંધવાના ગાલ ઉપરના ઘસારા રૂઝાઇ પણ ગયા હતા.

તેણીને બેસુધ્ધીની હાલતમાંજ રજબઅલી પોતાને બંગલે લઇ ગયો હતો, અને ત્યાં ડાક્ટર ફીરોઝ, જે રજબઅલીના ઘરનો ડાકટર હતો, તેને બોલાવવામાં આવ્યો, ત્યારે તેણે તપાસીને કહયું કે મગજ ઉપર અતી ઘણા દબાણથી એને ' બ્રેન ફીવર ' લાગુ પડી છે."

આના લીધે જુરી ભરાઇ ત્યાર પછી દિવસો સુધી પરીન પોતાના માંદગીના બિછાના ઉપર પડી પડીને તાવની ઝુમમાં બોલતી હતી કે " મારા મેહરનું મોઢું કોઇ ચોરી ગયું ! " પણ લોકોમાં ચાલી રહેલી ચર્ચા અને મી૦ નવાબ સામે થતાં લખાણો અને ટીકા વિષે તેણી બેખબર હતી.

આ ખુનનો મુકદમો ફેબરવારી મહિનાની બીજી તારીખે શરૂ થતી સેશન્સમાં નોંધ્યો હતો, અને તેથી તે નિકળવાને ઘણા દિવસ હતા, પણ લોક જેમ નવી વાત નવ દાહડા યાદ રાખે છે, તેમ નવ દાહડા પછી એ ખુનની વાત થોડી થોડી નરમ પડતી ગઇ.

આટલી વાત તો દુન્યાનાં ચોખંડમાં ચાલુ છે કે પોલીસ જ્યારે એક કેસ પકડે છે, ત્યારે પોતે જે તર્ક બાંધે તે તર્કને ટેકો આપનારીજ વીગતો એકઠી કરે છે, ને તેજ વીગતો કોરટમાં રજુ કરે છે, અને જો કાંઇ પોતાની દલીલોને તોડનારી વીગતો મલે છે, તો તેવી વીગતો ઉપર, અંજાણ પણે કે જાણી જોઇને, તેઓ આંખ મીચામણા કરે છે, અને આ 'કેસ'માં પણ પોલીસ જેટલું પોતે માને છે તેને ટેકો આપનારી વીગતોપરજ ધ્યાન આપે છે.

---

## પ્રકરણ ૧૧.

:o:

### તકરાર.

ડિસેમ્બર મહિનો પુરો થયો, અને ખુશનુમા જાન્યુવારી મહિનો બેઠો હતો. ઠંડીના દિવસોની ગમતમાં આખી મુંબઇ મજાહ કરતી હતી. જાન્યુવારી મહિનાનું રંગબેરંગી આકાશ સાંજરે જોવા લાયક હતું. ખ્રિસ્તી નવાં વરસની ધમાલ ચાલુ રહી હતી. મોટાં લોકો માથેરાન અને માહબ્લેશ્વરથી હજી પાછાં ફર્યાં હતાં નહી.

ચુસ્ત અને દીનદાર મુસલમીન ભાઇઓ પણ રાજ તરફની પોતાની વફાદારીની નિશાની તરીકે નાતાલ ઉપર મજાહ મારે છે. રજબઅલી પણ પોતાની છોકરી સાથે દર વર્ષે નાતાલના દિવસો ઉપર માથેરાન ઉતરી પડતો હતો, પણ આ વર્ષે પોતાની દીકરીની ગંભીર બિમારીના સબબે તેનાથી જવાને બન્યું હતું નહીં.

પરીન ચોથી ડિસેમ્બરની રાતે બે સુધ્ધ થઇ હતી, અને આજે ઇંગ્રેજી બેરનું સાલ હતું. ૨૭ દિવસ વચમાં પસાર થઇ ગઓ હતા. પરીન પોતાના ઓરડામાં અને બિછાનામાં પડી રહીને બહુ કંટાળી ગઇ હતી. તેણી

પોતાનો ઓરડો છોડવા માંગતી હતી અને મેહરઅલી વિષે વાત કરવા ચાહતી હતી, પણ ડાકટર ફિરોઝ આગલ તેણીનું કાંઈ ચાલ્યું નહીં. તેણે ફકત જવાબ દીધો, "બીજા દસ દિવસ સુધી બિછાનું નહીં છોડવા દઇશ. દસમી જાન્યુવારીએ તું જે પૂછશે તેનો જવાબ તારા બાવાજી અને હું આપીશું. દસમી તારીખ પછી તમને બાહેર ફરવા જવા પણ દઇશ એવી મને આશા છે, પણ તેટલા માટે તમે હજી દસ દિવસ નિરાંતે પડી રહો. હાલ મગજને ઉસ્કેરનારૂ કાંઇબી લખાણ, ન્યુસપેપર, કે ઉસ્કેરનારી વાત તમારી આગલ રજુ કરવાની તમારા બાવાજીને મારી મના છે. જન્મ સુધી 'મૅડ હાઉસ'માં સબડવુ હોય તોજ મારી સલ્લાહ પ્રમાણે તમે ચાલશો નહી."

બીજા દસ દાહડા, અને તે પણ બિછાના ઉપર અને પોતાના ઓરડામાંજ, એ કાંઇ થોડો કંટાળો નહી કહેવાય, એ કાંઇ થોડી શિક્ષા નહીં કહેવાય. છતાં ડાકટરની સલ્લાહ માન્ય કરવામાં તબિયતને ફાયદો છે.

આખરે 'પ્રૉમિસ' કીધેલો દિવસ આવ્યો, અને ડાકટરના મત પ્રમાણે હવે બિછાનું અને ઓરડો છોડવામાં કાંઈ અડચણ હતી નહીં. સહવારનાં પોહોરમાં સાત વાગે ડાકટર, જે આપણે ઉપર કહી ગયા તેમ ઘરનો ડાકટર હતો, અને રજબઅલીનું વર્ષાંણુ ખાતો હતો, તેણે પોતાના માણસ પાસે પરીન ઉપર કાગજનું એક 'પૅકેટ' મોકલ્યું, તેની ઉપર "ડાકટર ફિરોઝની સલામ સાથે" એ પ્રમાણે પરબીડાં ઉપર લખેલું હતું.

ડાકટર ફિરોઝની સલ્લાહ મુજબ કોઈ તેણીના ઓરડામાં બે કલાક સુધી ગયું નહી.

આ 'પૅકેટ' ઉઘેડીને જોતાં, તેમાંથી ન્યુસપેપરોની કાપલીઓ, જેની ઉપર જુરીનો હેવાલ, સાક્ષીઓની જુબાની, જુરીનો અભીપ્રાય એ સઘળું છાપેલું હતું, તે સઘળું તેણીએ ઘણી ઉલટથી પણ શાંત મને વાંચ્યું.

પૅકેટમાં ડાકટરે એક કાગળ મુકયું હતું અને તેમાં લખ્યું હતું કે 'નવ વાગે હું આવીશ, અને તારે એ કેસ વિષે જે વાતચીત કરવી હોય તે હું સાંભળીશ. નવ વાગે સર્વ જણ નાસ્તાની ટેબલ ઉપર સાથે મળીશું.'

ડાકટર ફિરોઝે ઉપલાં પૅકેટમાં વિદ્વાન સ્મીડતે ઉપજાવેલા મેહરઅલીના ફોટોની એક નકલ પણ બીડી હતી. આ ફોટોની કોપી સ્મીડતે ડાકટર ફીરોઝ ઉપર મોકલી આપી હતી તે હતી. સ્મીડતે પોતાની શોધનું પરિણામ જાહેર કરવા માટે મુંબઇના દરેક જાણીતા આસામી ઉપર એકેકી નકલ મોકલી હતી.

નવ વાગવા આવ્યા, તેટલામાં પરીને સઘળી કાપલીઓ વાંચી હતી. તેમાં કેટલીક ફરી ફરીને વાંચી હતી. નવ વાગાની દસ મિનિટ અગાઉ તેણીએ પરબીડાંમાં સઘળી કાપલીઓ અને ફોટો પાછા મુકીને પૅકેટ બંધ કીધું, અને ઉઠી ઉભી થઇ.

આ કાપલીઓ વાંચ્યાથી પરીન ઉપર નહી ધારેલી અસર થઇ હતી. ડાકટર ફિરોઝ ધારતો હતો કે તેણીના મગજ ઉપર સેહજ પણ આંચકો લાગશે ખરો, પણ તેમા તે તદન ભૂલ્યો હતો, અથવા તેણે જુદીજ મજુત્રોના આધારે એ મત બાંધ્યો હતો. ઉસ્કેરાવાને બદલે પરીન ઉલટી ખુશ દેખાઇ. સઘળું વાંચ્યાથી તેણીને આશા આવી હતી. તેણીનાં મોં ઉપર ખુશાલીથી રવાસ દેખાયો. પૅકેટ હાથમાં લઇને તેણી જમવાના ઓરડામાં ગઇ.

રજબઅલીના મનથી આજનો દિવસ ખરેખર એક તેહવાર જેવો હતો. તેના મનથી આજે ખુશાલી હતી. તેનું બચ્ચું કેટલા દિવસોની

ગંભીર માંદગીમાંથી બિછાનું છોડી આજે પાછી નાસ્તા ઉપર સામેલ થયું હતું.

પરીનનો આજે નવો જન્મ હતો. અને તેથી તેણીના બાવાજીએ આજે નાસ્તાની ટેબલ મઘમઘતાં ફુલોથી ચીકાર ભરી નાખી હતી, ને નાસ્તા ઉપર ફીરોઝને જમવા તેડયો હતો.

રજબઅલી ડાકટર ફીરોઝ તરફ જોઇને પરીન સાંભળે તેમ બોલ્યો, "આજે પરીનને આ ઓરડામાં જોઇ હું ખુશી છું, ને ખુદાનો ઉપકાર માનું છું કે તમારી સંભાળ ભરેલી માવજતથી એ આજે પાછી ફરતી હરતી થઇ છે! ડાક્ટર, આજે પરીનનાં મોં ઉપર ઠીક રતાસ છે!"

આજે ડાકટરોની વિદ્યા ઘણી આગલ વધેલી ગણાય છે, પણ સંપૂર્ણ તો હજી કહી શકાયજ નહી. ડાક્ટર ફીરોઝ તો શું, પણ ગમે તેવો બીજો આ જમાનાનો કાબેલ અને બાહોશ ડાક્ટર પણ કેટલીક વાર ખોટી તર્ક બાંધે છે, અને તેમ ડાકટર ફીરોઝે પણ આ વાર તર્ક બાંધી, અને બોલ્યો, "એ રતાસ પરીનની ઉશ્કેરાયલી હાલત બતાવે છે. ખરો રતાસ આવતાં હજી થોડા દિવસ લાગશે."

ખરેખર તો પરીન ઉપલી કાપલીઓ વાંચીને સેહજ પણ ઉશ્કેરાઇ ગઇ કે દલગીર થઇ હતી નહી. ઔર તેણી ખુશી થઇ હતી અને તેનામાં નવી આશા દાખલ થઇ હતી, અને તેણીના મોં ઉપર રતાશ ફક્ત તાજી થયલી આશાને લીધે હતો.

"કેમ પરીન બાનું! મેહરઅલીની બાબદથી તમે સઘળી રીતે વાકેફ થયાં? તમે બધું ધ્યાનથી વાંચ્યું? હવે તમને કાંઇ પૂછવું છે કે કાંઇ કહેવું છે? તમે કાંઇ સેવટ ઉપર આવ્યાં?"

"હા" તેણી મગરૂબાઇથી ટટાર બેઠી થઈ અને બોલી "મેં ખુનીને

પકડયો તે વારે જે શક બતાવ્યો હતો તે હું જાણું છું, અને તે શક આજે વધારે મજબુત થયો છે. એમાં કોઈ જાતનો દગો અને ધુતારાપણું છે, અને મારો નવાબ મેહરઅલી નિરદોષ છે."

"આહા! હું ઇચ્છું છું કે મેહરઅલી નિરદોષ હોય! પણ મારી ગરીબડી દીકરી, જે પુરાવા પોલીસે રજુ કીધા છે તે બહુ સાબુત છે!" રજબઅલીએ તેણીને જવાબ દીધો, "ત્યારે આપણો ખરો મેહર અલ કયાં ગયો?"

"હા, તે પુરાવા બંધવા સામે બરાબર છે! પણ તે પુરાવા નવાબ મેહરઅલીને દોષીત ઠેરવતા નથી! મારો જે શક છે તે તમે સમજ્યા કે નહીં? મને તો શક છે કે બંધવો તે મેહરઅલી નથી. બંધવો કોઈ બીજો આસામી છે."

ડાકટર ફીરોઝ વચમાં બોલી ઉઠયો, "પરીન બાઇ, તમે શું ગંભીર છો! હા, જો જોડયા ભાઇઓ હોય તો એક બીજાને ઓળખવામાં કોઈ વાર મુસ્કેલી પડે. તોપણુ એમ ચાલતાં હાલતાં દરેક બનાવમાં તો નહીં બને!"

"ડાકટર, કદાચ તમે ધારતા હશો કે એ મારો ધખારો છે. તમે મને બેવકુફ, ખ્યાલી, અથવા ચસ્કેલ સમજો, પણ જ્યાં સુધી તમે મારી આંખે જુવો નહીં, ને મારા વિચાર પ્રમાણે તકરાર કરો નહીં ત્યાં સુધી તમે સમજી શકો નહી. હું ફરીથી કહું છું કે બંધવો કોઈ વેશધારી ધુતારો છે. પૂછો મારા બાવાજીને કે જે વખતે પોલીસે એને પકડયો, તે વખતે પણ મેં મારા બાવાજીને અને કરીમખાંને એ પ્રમાણે કહયું હતું, અને હું જે બોલી હતી તે બંધવાએ પોતે સાંભળ્યું હતું. જ્યારે તે ખુનીને પકડવામાં આવ્યો તે વારે તેના ગાલ ઉપર સખત નખડીઆંનો ડાઘ પડેલો હતો. કોઇએ તેને હાથનાં નખથી ઉંડું નખડીઉં દીધું હતું."

"ખરી વાત ! મેં પોતે તે દાઘ તે દાહડે જોયો હતો," રજબઅલી બોલ્યો.

"અને જે દાહડે તેને પકડયો તે દાહડે રાત્રે મેં પણ તેના ગાલ ઉપર દાઘ જોયો હતો, અને જુરી બેડી તે વારે પણ હું હાજર હતો, અને તે વારે પણ તેના ગાલ ઉપર તે દાઘ દેખાતો હતો, "ડાકટર ફીરોઝ બોલ્યો. "પણ તેથી શું થઇ ગયું ? તેથી કાંઇ તેનો બચાવ થાય છે ?"

"તેથી શું થઇ ગયું ? અરે તેથી તો ઘણું થઈ ગયું ! " તેણીએ ડાકટર ફીરોઝને જવાબ દીધો, "જુવો બાવાજી, તે દાહડે મેહરઅલી બપોર થવા આવી ત્યાં સુધી તો અતરે હતો, અને તે ગયો ત્યાં સુધી તેના મોં ઉપર બિલકુલ દાઘ જેવું કાંઇ હતું નહી. હવે તમે સમજી શકો છો કે નહીં ?"

"તું કહે છે તે ખરૂં છે. હું પણ કહું છું કે તે ગયો ત્યાં સુધી દાઘ નહીં હતો, પણ એ બાબદથી તારી તકરાર ખરી પડતી નથી. તે આપણે ત્યાંથી ગયો ત્યાર પછી દાઘ પડયો હશે," રજબઅલીએ દીકરીની દલીલને તોડનારો જવાબ આપ્યો.

"પણ બાવાજી, એમ વિચાર્યા વગર શું બોલો છો ! જે દાઘ એને પકડતી બેળા મેં જોયો તે દાઘ તે દાહડે પડેલો હોય એમ હું માનતી નથી, કારણકે તેની ઉપર પોપડો આવેલો હતો. તે નખડીઉં બે ત્રણ દિવસ અગાઉનું પડેલું હતું, અને મેહરઅલી તો અત્રેથી થોડા કલાકનોજ ગયલો હતો. હવે તો તમે બન્ને જણ મારી તકરાર સમજી શકો છો કે નહીં ?"

"પરીન !" રજબઅલી બોલ્યો.

"પરીન બાનુ ! તમારી તકરાર તો ઠીક છે !" ડાકટરે ડોકું હીલવીને જવાબ દીધો. થોડી પળ ડાકટર ફીરોઝ પણ પરીનની તકરારથી આજેઝ થયો.

"હા હા, મારી તકરાર ખરી છે! જુવો મારી તકરારના ટેકામાં બીજું કહું છું તે સાંભળો! જુવો આ ફોટો! એ ફોટો તદન ખુલ્લે ખુલ્લો દેખાય છે. જુવો એનાં મોઢાં ઉપર દાઘ નથી!"

રજબઅલીએ અને ડાકટરે અવાર નવાર ફોટો તપાસીને જોયો, અને તે ફોટોમાં ગાલ ઉપર કાંઇ બિલકુલ દાઘ જેવું હતું નહી; આથી બન્ને જણુ અજાયબ થયા, અને પરીન સામું ટગર ટગર જોતા બેઠા.

"ઓહ! કેમ હવે તમે મારી આંખો વડે જોઈ શકયા? હવે હું જે સેવટ ઉપર આવું છું તે સેવટ ઉપર તમે આવો છો કે નહી? અને હું માનું છું તે તમે માનો છો કે નહીં? હું કબુલ કરૂં છું કે મેહરઅલીને મળતો બંધવાનો ચેહરો છે, બલકે તેનો ચેહરો મેહરઅલીને આબેહુબ મળતો આવે છે, અને એ મળતા ચેહરાની મોહકાણને લીધે મેહરઅલી ઉપર દુઃખ અને શરમ વિટયું છે. મારા મેહરને કાંઈ અકસ્માત કે અડચણ કાંય નહીં નડી હોય?"

"પણ બાનું ત્યારે તમે કહેવા શું માંગો છો?"

"એટલુંજ, કે નવાબ મેહરઅલીના જેવો ચેહરો ધરાવનાર બંધવો, એ ચેહરાના મળતાપણાંથી વાકેફ હોવો જોઇએ, અને તેથી જાણી જોઇને ખરા નવાબ મેહરઅલીને કાંઇ પણ ફરેબ આપીને દૂર કીધા હોવો જોઇએ, અને હાલ ખરો નવાબ એ લોકના હાથમાં ફસેલો હોવો જોઇએ. એમ કરીને આ ધુતારો પોતે નવાબ મેહરઅલીનું નામ ધારણ કરીને તેનાં બંગલાંમાં ધુસેલો હોવો જોઇએ. એ સઘળું કરતી વેળા પશ્ચિમ તરફની વિદ્યાના જોરથી પકડાઇ જાઇશ એવો સેહજ પણ ખ્યાલ તેને હશે નહી, અને તેથી પોતાનો મેહરઅલીનો 'પાટ' ભજવતાં પોતાનાં હાથે છટકાંમાં પકડાઈ ગયો છે."

"બાનુ, એમ સમજો કે તમે કહો છો તેવો અસાધારણ બનાવ બન્યો પણ હોય, અને એક ચેહરાના બે જન હોય એમ કબુલ કરીએ, તોપણ તમારી તકરાર પ્રમાણે ખરો નવાબ મેહરઅલી ખુની ઠરે છે, અને નહીં કે તેના મોંને મળતો ધુતારો. સાંભળો, તમે કહો છો કે ખરા નવાબ મેહરઅલીના મોં ઉપર બિલકુલ દાઘ હતો નહીં, ને બંધવાને પકડયો તેના મોં ઉપર દાઘ હતો, અને તે સુકાયલો દાઘ ઘણા દાહડાનો પડેલો હતો. હવે મી૦ સ્મીડતે પાડેલા ફોટોમાં ગાલ ઉપર દાઘ નથી, તેથી જે ફોટો પડયો છે તે તો તમારા કહેવા પ્રમાણે ખરા નવાબ મેહરઅલીનો હોવો જોઇએ," ડાકટર ફીરોઝે પરીનની તકરારનો રદયો આપ્યો.

"આહા! ડાકટર, અફસોસ મને એ વિચાર નહીં આવ્યો! મેં કેવો સરસ મેહલ બાંધ્યો હતો પણ તમે તો તે મેહલ સદંતર જમીનદોસ્ત કરી નાંખ્યો છે!" ડાકટર ફીરોઝની તકરાર પરીનના ધ્યાનમાં ઉતરી હતી, તેથી તેણી નાસીપાસ થઇ આ પ્રમાણે બોલી.

"હા મારી ગરીબ દીકરી! હું તારે માટે દલગીર છું! દલગીર છું કે ડાકટર ફીરોઝે તારી તકરાર ખોટી પાડી! પણ જુવાનોનાં ખ્યાલો તોડી પાડવાની સરજત બુઢાઓનાં નસીબમાં લખેલી હોય છે. તારે ખાતર હું ઇચ્છું છું કે મેહરઅલી નિરદોષ ઠરે હાલ તુરત તો આ સઘળા તારા ખ્યાલો છે! દીકરી હવે તું ધિરજ પકડ, ને નસિબ ઉપર આધાર રાખ. કિસ્મતના લેખ આગલ આદમીનું કાંઇ ચાલતું નથી."

"નહી, બાવાજી! નહી! એ ખ્યાલ કેમ! મેં તેના ગાલ ઉપર દાઘ ખુલ્લી રીતે જોયો, અને હું ખાતરીથી માનું છું કે એમ માનવામાં હું ઠગાઇ નથી. એને તેટલા માટે ખ્યાલનું નામ ના આપો, આ

વાત તો ચોકક્સ છે કે બંધવાના ગાલ ઉપર દાઘ મેં ખરેખર જોયો, અને આટલું પણ ચોકકસ છે કે, તે નવાબ મેહરઅલી નથી. મળતા ચેહરા થયા તો શું થઈ ગયું ? લાખ મળતા ચેહરામાંથી મારા વાહલાને હું ઓળખી શકું."

ડાકટર શીરોઝ માનતો હતો કે પરીનનો આ માત્ર એક ખ્યાલ છે, પણ બનતાં સુધી તેણીને નાસીપાસ નહી કરવી, એવી મતલબથી તેણીને રાજી રાખવા તે બોલ્યો, "કબુલ કરૂં છું કે બંધવો ખરે નવાબ મેહરઅલી નથી. તમે કહો છો કે બંધવો જુદો છે ને મેહરઅલી જુદો છે. ફોટો તો તમારા કહયાં પ્રમાણે ગાલ ઉપર દાઘ નહી હોવાથી ખરા નવાબ મેહરઅલીનો ઠરે છે. ત્યારે એટલું તો ઠરે છે કે, ખરો નવાબ મહેરઅલી ખુનના ભોગ થઇ પડેલી સ્ત્રીની આંખની સામે ખુન થતી વેળા ઉભેલો હોવો જોઇએ, કારણ કે મી૦ સ્મીડતની વિદ્યા પ્રમાણે આ ફોટોમાં પડેલો ખરો નવાબ મેહરઅલી તેણીની આંખમાં પડયો છે, એટલે મરતી વેળાએ તેણીએ ખરા નવાબ મેહરઅલીનો ચેહરો જોયો, એમ ખાત્રીપૂર્વક ઠરે છે. આ ઉપરથી વળી બીજો વિચાર સુઝે છે કે તે સ્ત્રીની આગળ બન્ને જન હોવા જોઇએ. એમ નથી કહેવા માગતો કે ખુનમાં બન્નેનો હાથ છે. બન્ને જન સાથે હતા એમ પણ આપણા માનવામાં નથી આવતું, કારણ કે તે સ્ત્રીની ચીસ પડતાંને વાર ત્યાં લોક જમાવ થઇ ગયું હતું, અને તેથી બન્ને જન નાહસે તો તેમાંથી એક પણ પકડાયા વગર રહેત નહી. ત્યારે જો એમ ગણ્યે કે એકજ ધણીનો હાથ ખુનમાં છે, અને એમ ધારયે કે મરનાર સ્ત્રીએ ખરા નવાબ મેહરઅલીને મરતી વખતે પોતાની સામે જોયો, તો પછી તે ઉપરથી માનવાને કારણ મળે છે કે ખરા નવાબ મેહરઅલીએજ ખુન કીધું."

"તમે કહો છો કે મરનાર સ્ત્રીએ પોતાની સામે ખરા નવાબ મેહરઅલીને જોયો! જરા થોભો! મને વિચાર કરવા દો! નવાબ તેણીની સામે! તેણીને છેલ્લો નજરે પડયો! નહી નહી! એમ કેમ બને! જો તેણે ખુન કીધું હોય તો એમ નહીં બને! ઉભા રહો હું આ પૅકેટમાંથી કાપલી કાઢી તમને બતાવું! આ રહી તે કાપલી! તમે પોતેજ જુરી આગલ નિચે પ્રમાણે જુબાની આપી છે કેઃ—

'જખમ ઉપરથી તેમજ મરનાર સ્ત્રીનું અંગ જેમ પડેલું હતું, તે ઉપરથી હું કહી શકું છું કે આ સ્ત્રીને ખુનીએ પછવાડેથી પકડીને તેણીને બોચી ઉપર મજબુત જખમ કીધો છે. એ જખમ જમણા કાન ઉપર પણ પડયો છે તે ઉપરથી હું કહી શકું છું કે ખુનીએ હથિયાર ડાબી બાજુથી જમણી બાજુ ચલાવ્યું હશે.'

પરીન ડાકટર ફીરોઝની ઉપલી જુબાની વાંચી સંભળાવીને બોલી, "જુવો, ડાકટર, એ તમારી પોતાની જબાની છે! જો ખરા નવાબ મેહરઅલીને મરનાર સ્ત્રીએ મરણની પળે પોતાની આંખોની સામે જોયો, તો તેણે પાછળથી ખુન કીધું કેમ હોય?"

ઉપલી એકમેકથી ઉલટી તકરાર કરતાં ડાકટર ફીરોઝ આગલ પરીન તેનીજ જુબાની પાછી વાંચી સંભળાવી, ત્યારે ડાકટર ગુંચવણમાં પડયો. તે બાહોશ હતો ખરો, પણ ખુનને દિવસે તેણે એ બાબદ ઉપર ધ્યાન આપ્યું હતું, ત્યાર પછી તેણે આજે પરીન સાથે વાત થઇ, ત્યાં સુધી ફરીથી ખુનો અને તેને લગતી વીગતો ઉપર વિચાર કરીને મત બાંધવાનો તેને અવકાશ મળ્યો હતો નહી. વળી તે ધારતો હતો કે પોલીસ પાસે આવી મજબુત સાબેતીઓ છે તે ખરીજ હોવી જોઇએ તેમંજ રજબઅલી આ બનાવથી, અને પોતાના જમાઇને આવા ફેજે પુગેલો જોઇને અત્યંત દલગીર હતો, તે સિવાય તેણે પણ સઘળી વીગતોનો લેશ ભાર પણ તોલ કરીને પોતાનો ખાનગી મત બાંધ્યો હતો

નહી, તેમજ તેવો વિચાર કરવાની તેણે તકલીફ પણ ઉઠાવી હતી નહી. એથી ઉલટું પરીને આ બાબદ ઉપર રાત દિવસ એકલી બેસીને પૂરતો વખત લઇને વિચાર કર્યો હતો. વળી તેણી પોતાના આશકની દરેક રીતભાત અને ચાલ હાલથી વાકેફ હતી, અને તેથી સઘળો વિચાર કરીને ચોક્કસ નિવેડા ઉપર આવીને તેણી પોતે સ્વતંત્ર મત બાંધી શકી હતી.



## પ્રકરણ ૧૨.

:o:

### કોઠે કોઠેની બુધ્ધી.

ડાકટર ફીરોઝ ખુરસી ઉપર બેઠેલો, વિજળીનો ઝટકો લાગ્યો હોય, તે મીસાલ ઉઠીને ઉભો થયો, અને બોલ્યો," ખરે-ખર! સાબુત દલીલ છે! એમાં તો કાંઇ શક નથી કે ખુનીએ તેણીની પછવાડે ઉભો રહીને ખુન કીધું છે, અને તેથી મરનાર સ્ત્રીને છેલ્લી ઘડીએ તેનું મોં જવાનું બનેજ નહી; પછવાડે ફરીને તેણી જોય એ બનેજ કેમ! ખુનીએ પોતાનું કરપીણ કામ કર્યાં પછી તેજ પળે તેણીએ ડોકું ફેરવ્યું હોય એમ તો નહીં બને."

"તેમ આ કેસમાં નહી બને," પરીને જવાબ દીધો, "બે બાબદ તપાસવાની છે. જો તે સ્ત્રીએ એ પ્રમાણે ડોકું ફેરવ્યું હોય તો તેણીની આંખે ખુનીનો આખો ચેહરો પડે નહીં. સામે ઉભો રહે તોજ આખું મોઢુ પડે. ઉંચુ જોઇને પછવાડે જુવે તો આખું મોઢું નહીં પડે, તેમજ બન્ને આંખ સામનો ફોટો નહીં પડે. તેવી વખ્તે મોંઢાનો ચોક્કસ ભાગ અને ચોક્કસ બાજુજ પડે. બીજી બાબદ તપાસવાની છે તે એ કે આ ફોટો જે ચેહરો રજુ કરે છે તેની ઢબ જુવો. એ ચેહરો દેખાડે છે કે તે ખુશ મિજાજમાં છે. ખુન ઉપર ચઢેલા શખ્સનો ચેહરો

આટલો ખુશ અને શાંત કદીબી હોય કે? ખુન ઉપર ચઢેલા માણુસના ડોળા એવા હોય કે? આ ફોટો તો તદન શાંત અને ખુશ મિજાજ દેખાડે છે. વળી તમારી જુબાની ઉપર મેં પુખ્ત ધ્યાન આપ્યું છે. તેમાં તમે કહો છો કે મરનાર સ્ત્રીના બાલથી તેણીનો ચેહરો સઘળો ઢંકાઇ ગયલો હતો. ત્યારે કહો કે સામે ઉભેલાં કોઇબી માણુસ તેણીની નજરે પડે કેમ? ત્યારે તો છેલ્લી પળે તેણી કાંઈ જોઇ શકે એવી હાલતમાં નહીં હતી."

સ્ત્રી કેળવણીના હીમાયતીઓ દરેક સ્ત્રીનું મગજ કસાયલું અને તેણીના વિચારો પુખ્ત થયલા જોવા ઇચ્છે છે. કોમળ પણ કેળવાયલી સ્ત્રીના ઉમદા વિચારો સાંભળ્યાથી બેવડી ખુશાલી મરદોને લાગવી જોઇએ. તેમાં મુખ્ય કરીને જે સ્ત્રી ખુબસુરત અને ખેચાણકારક ચેહરો અને રંગરૂપ ધરાવતી હોય, તેણી પોતાના કેળવાયલા વિચારોથી મરદને પોતાની તરફ બેવડા ખેંચે છે. એક તેણીની ખુબસુરતી મરદનું ધ્યાન ખેંચે છે, અને બીજું તેણીની ઉંચી કેળવણી અને ખિલેલું મગજ મરદનું ધ્યાન ખેંચી તેને આનંદ પમાડે છે.

પરીનની ફિલસુફી ભરેલી દલીલ અને તકરારથી ડાકટર ફીરોઝ જેવા અનુભવી અને પુખ્ત ઉમરનો પુરૂષ પણ ખુશી થયો, અને બોલ્યો, "પરીન બાનુ, તમારી દલીલ સોનાના મૂલની છે. આ તમારી દલીલથી તમારા મેહરઅલીનો જાન બચશે."

"હું તો નહી ધારતી કે તેનો જાન જોખમમાં છે. તેને છોડવવાને એ એકજ બાબદ નથી. બીજી બાબદ પણ છે. આ ફોટો ઉપરથી મારી દલીલ મેં રજુ કીધી તે અગાઉ મને એક બીજી બાબદ ઉપર ધ્યાન દોડયું છે. પોલીસ તેમજ તમે તો એમ ધારો છો અને કબુલ કરો છો કે ફકત એકજ માણુસ આ ખુનમાં સામેલ છે, અને તુટી ગયલું હાથનું બટન સાંપડ્યું તે ખુનીનું હોવું જોઇએ. હજી તમને ખ્યાલ પણ નહી આવતો

હશે કે બટન મળ્યું તે ઉપરથી તો અચ્છી રીતે પૂરવાર કરી શકાય કે બે માણસો આ ખુન સાથે સંબંધ ધરાવે છે. ડાકટર, તમે હસો છો, પણ સાંભળો! તમે તો ધારો છો કે એ સઘળા મારા ખ્યાલ છે, પણ તેમ નથી. મારા મુરબી બાવાજીએ મને ઉંચી ઇંગ્રેજી કેળવણી આપી છે અને હું પણ 'logic' શીખી છું, અને તકરાર કરી શકું છું. પોલીસ એમ ધારે છે, અને તે ખરૂં છે કે ખુનીએ પોતાની સઘળી ગોઠવણનો વિચાર કરી રાખેલો હતો. ખુની જમાદારનાં કપડાં પેહરીને તે લાશ પડેલી હતી ત્યાં જમાદાર થઇને પોતે ગયો. હવે પોલીસ કહે છે તેમ જમાદાર સાથે તેને બાઝાબાઝી થઇ હશે તેથી તેનું બટન તુટી ગયું, ત્યારે તે બટન જમાદારનો પોહોરો હતો ત્યાં પડવું જોઇએ. કદાચ એમ સમજો કે બટનની કડી ઢીલી થઇ રહી હોય, તો તે જમાદારનો વેશ લઈ પાછો ફર્યો, ત્યારે બે ખુનની જગાની વચમાંનાં રસ્તાપર તે બટન પડવું જોઇએ, પણ તેમ નથી. બટન જે જગેથી મળ્યું છે તે જુદીજ દિશામાંથી મળ્યું છે, એટલે આ બટનને ખુન સાથે સંબંધ નથી, તેમજ એક માણસ આ ખુન સાથે સંબંધ રાખતું નથી, પણ તે જગેથી બીજો માણસ ખુન થવા અગાઉ પસાર થયો હતો, એમ પૂરવાર થાય છે."

"આફરીન! આફરીન! પરીન બાનું! તમે કહો છો તે તદન ધ્યાન પુગાડવાજોગ છે! અમે કેવા મૂર્ખા છીએ કે અમને એ વિચાર નહી સુઝયો! વળી મુંબઇની બાહોશ પોલીસને એ વિચાર કેમ નહીં સુઝયો!" ડાકટર ફીરોઝ પરીનની ઉંચી મગજ શકિતથી ખુશ થઇ બોલ્યો.

"તેનું કારણ છે. મી૦ સ્મીડતના 'કેમેરા'માં નવાબ મેહરઅલીને ફોટો પડયો એટલે વધારે વિચાર દોડાવવાની તેમને જરૂર જણાઇ નથી. જે રોજથી મેં ખુનીને મેહરઅલીના બંગલામાં જોયો, ત્યારથી હું તેનું

વેશધારીપણું પામી ગઇ છું. મારી ખાત્રી છે કે આ ખુનો સાથે બે જન સંબંધ ધરાવે છે, અને નવાબ મેહરઅલી તેમનો સાથી નથી, પણ તેમના હાથમાં સપડાયો છે. તે પોતે ખુન કરે અથવા ખુનીને ઉત્તેજન આપે, અને પોતાની અને મારી આબરૂનું સત્યાનાશ કરે, એ હું કદી નહીં માનુ."

આ સઘળી તકરાર રજબઅલી સાંભળ્યા કરતો હતો. તે વેપારી હતો પણ પોતાના વેપારનીજ વાત સમજતો હતો, અને સેંકડે કેટલા ટકા નફો કરવો, અને માલના સોદા કેમ કરવા તેનોજ અનુભવ તેને હતો. જેમ માળીનો દીકરો ફૂલ વેચી જાણે, ને મોચીનો દીકરો સીવી જાણે, ને ગવૈયાનો દીકરો ગીતો ગાય, તેમ વેપારમાં રજબઅલીની બાહોશી ઠીક હતી. વળી આ દુન્યામાં જે ફાવે તે હુસ્યાર ગણાય છે, તેમ રજબઅલીનું નસીબ યારી આપતું હતું, એટલે તે બાહોશ વેપારીમાં ખપતો હતો. તેની કેળવણી એવી નહી હતી કે ભારી અને ગુંચવણ ભરેલી બાબદમાં તે ભેજું દોડાવી શકે, તે છતાં તે વચમાં બોલ્યો, "પણ દીકરી, ત્યારે મી૦ સ્મીડતના 'કેમેરા'માં મેહરઅલીની સબી કેમ પડી, ત્યારે તો તે ત્યાં હાજર હતો એમ પૂરવાર થાય છે, અને એમજ હોય તો તે ખુનમાં સામેલ હતો અને ખુનીનો મદદગાર હતો, એમ કહી શકાય. વળી જ્યારે તે નિરદોષ હોય તો તે ખુનીનું નામ કેમ નથી આપી દેતો? એણે ખુન થતું જોયું તો હોવું જોઇએ, ત્યારે ખરા ખુનીનુ નામ કેમ નથી આપી દેતો? અને શા માટે ચુપ કીદી પકડી બેઠો છે?"

"બાવાજી!" પરીને જવાબ દીધો, "એમાં કાંઈ ભેદ છે. એ ભેદ સમજ પડતો નથી, પણ જે શખ્સને પોલીસે પકડયો છે તે મેહરઅલી નથી, અને મારો મેહર બાહેર આવીને ખુનીને પકડાવતો નથી તેનું પણ કાંઈ છુપ્પું કારણ હોવું જોઇએ. જે દાહડેથી એનો બાપ મરણ

પામ્યો છે તે દાહડેથી એ બદલાઈ ગયો છે. એનો બાપ અચબુચો પુને શા માટે ગયો તેનું કારણ પણ એણે મને કહ્યું નથી. તે પોતે પોતાના બાપને એ પ્રમાણે એકદમ પુને ગયલો જાણીને અજાયબ થયો હતો. પાછળથી એણે આપણી આગલ કાંઈ ખુલાસો કીધો નથી. હું ધારૂં છું કે એ સઘળા ભેદની ચાવી ત્યાંથી શરૂ થાય છે. અલબતાં, એકદમ ધ્યાનમાં ઉતરે તેવી આ વાત નથી, પણ મને લાગે છે કે મરનાર નવાબ મરતી વખતે મેહરઅલીને કાંઈ કહી ગયો છે તેથી એના સ્વભાવમાં બિગાડો થયો છે. મને લાગે છે કે આ પકડાયલા બંધવાને પણ મેહરઅલી સાથે ને તેના મરનાર બાપ સાથે થોડો ઘણો સંબંધ હોવો જોઇએ. વળી બંધવાનું મોહ્ડું મેહરઅલીને આબેહુબ મળતું આવે છે તેથી તે મેહરઅલીનો કોઈ સગો હોવો જોઇએ."

"ત્યારે તમે માનો છો કે બંધવો મેહરઅલીનો સગો છે?"

"હા, બાવાજી, નહી તો મેહરઅલી તેને બચાવવા શા માટે ભરાઈ રહે? ડાકટર સાહેબ, હું બોલું છું તે બધું તમને નવાઈ જેવું લાગે છે, પણ કાંય નહી બંધવો મેહરઅલીનો કોઇ જોડયો ભાઈ હોય? એ બનવા જોગ છે કે નહી? આ દુન્યામાં બધું બનવાજોગ છે."

"બનવાજોગ! નહી તદન નહી બનવાજોગ! પરીનબાનુ, ત્યારે આટલાં વર્ષ તે કયાં હતો? શું નવાબે તેને કાહડી મેલ્યો હતો? વળી મને યાદ છે કે મેહરઅલી નાનો ચાર વર્ષનો હતો, ત્યારે નવાબે મને તેડાવીને મારી સલાહ લઇને તેને શીતળા મુકાવ્યા હતા, ત્યારે તે વખતે મેહરઅલીનો જોડયો ભાઈ હોય તો હું નહી જાણું? કદાચ બાપે તેને પાછલથી કાહડી મુકયો હોય, પણ નાનો ચાર વર્ષનો હોય તે વારે તો બાપ બચ્ચાંને કાહડી નહીં મુકે? વળી જે અચ્છી દલીલ તમે પહેલાં રજુ કીધી તે આ નવી દલીલથી ભાંગી પડે છે. તમે એક બાજુથી ઘણો ઉમદા વિચાર રજુ કરો છો કે મેહરઅલી કહી

ખુનનાં કામમાં મદદ કરીને પોતાના નામને અને ખાનદાનને અને પોતાની બાયડીને હીણું લગાડે નહી, અને બીજી બાજુથી કહો છો કે બંધવો તેનો જોડયો ભાઇ હોવાથી તે તેને બચાવી લએ છે, એ બે દલીલ એક એકથી ઉલટી છે. જો તે આબરૂદાર હોય, જો તે ખુદાશનાસ હોય તો તે ખુનીને પનાહ આપે નહી, ને ઇન્સાફનાં બુલંદ કામને માટે સરકારને મદદ કરે, પછી સગો થયો તો શું? એવા ખુની સગાથી પોતાનાં ખાનદાની નામને એબ લાગવા દે?"

પરીન આવી રીતે વાત કરીને હાથમાં પેલો ફોટો પકડીને ફોટો તરફ ટીકતી દલગીર ચેહેરે બેઠેલી હતી, તેટલામાં તેણી બોલી ઉઠી, "અરે આએ શું! એ કેટલું અજાયબ! ખરેખર, મને તો ધ્યાનજ નહી દોડયું!"

"શું! અજાયબ શું!" રજબઅલીએ પૂછયુ.

"અજાયબ આએ ફોટો! એ ફોટોમાં અત્યાર સુધી તો હું મોહુંજ તપાસ્યા કરતી હતી, પણ ડગલો પડયો છે તે ઉપર તો મારૂં ધ્યાનજ નહી ગયું! જુઓ બાવાજી! મહેરઅલી કયે દાહડે ઉંધાડો કૉલર અને નૅકટાઈ પેહરતો હતો? હું પણ આજે કેટલો વખત થયો એને જોવું છું તો કોઇ દાહડે મેં એને 'ઓપન કૉલર અને નૅકટાઈ' પેહરતાં જોયો નથી. આ ફોટોમાં તો ઉંધાડો 'કૉલર' અને "નૅકટાઈ' પડેલાં છે!"

"કાંય નહી એની પાસે 'ઓપન કૉલર'નો ડગલો હોય?" ડાકટર શીરોઝ બોલ્યો.

"હા, તેમ બની શકે, પણ કોઇ દાહડો પેહરે નહી, અને પેહર્યો ત્યારે બાપના મરણનો શોક દેખાડવા પેહર્યો! એ મારા માનવામાં તો નથી આવતું. હજી તો મારો મેહર બાપના મરણના શોકમાં છે ને તેથી તે 'નૅકટાઈ' પેહરી નિકળે એ હું માનતી નથી!"

"પણ એમ કાંય નહી હોય કે તે રાતે તે આવા અજાણ્યા અને હલકા ઘરમાં ગયો ત્યારે તેણે પોતાના હમેશના પોશાકમાં થોડો ફેરફાર કરવાનું વાજબી ધાર્યું હોય? એમ કરવાની મતલબ એટલીજ કે કોઈ તેને બરાબર એકદમ ઓળખે નહી."

પરીને ફોટો બાજુ મેળ્યો, અને વળી પેલાં 'પૅકેટ'માંથી ન્યુસ-પેપરોની કાપલીઓ કાહાડી, અને બોલી,

"જરા થોભો. મરીઅમની જુબાનીમાં તેણી શું કહે છે તે ઉપર ધ્યાન આપો. જુવો તેણીની જુબાની આ પ્રમાણે છે:—'તે જુવાન દીસતો હતો. ઉમરે તે ૨૫–૩૦ વર્ષનો લાગતો હતો. તેના બાલ કાલા, અને મૂછો મોટી હતી. તેણે કાળો ડગલો પેહરેલો હતો, અને તે ડગલાને ગીરદો ઉંચો કરીને તેણે ગળું ઢાંકેલું હતું. ડગલો મુસલમીન ગ્રહસ્થો પેહરે છે તે ઢબનો લાંબો હતો, અને માથે કસ્બી પાઘડી હતી."

ઉપલી કાપલી વાંચ્યા પછી પરીન બોલી, "આ જુબાનીમાં જણાવેલો શખ્સ મેહરઅલી હોય, પણ આ ફોટોમાં તો માથું ઉઘાડું છે. ને ઓપન કૉલર ને નૅકટાઇ છે. એ મારા મેહરઅલીનો પોશાક હોય એમ હું માનતી નથી."

"ખુદાને ખબર! કેસ ઘણો ગુંચવાડા ભરેલો છે! અને એવો બનાવ બનેલો મેં કોઈ દિવસ સાંભળ્યો નથી! એક બાબદ નક્કી કર્યે છીએ તો બીજી મુશ્કેલી દેખાય છે, અને તેથી સમજ પડતી નથી," ડાકટર ફીરોઝ કંટાળીને બોલ્યો.

પરીને આશાભર ડાકટરને પૂછ્યું, "ત્યારે આ બે જોડયા ભાઇઓની દલીલ તમારા ધ્યાનમાં નહી ઉત્તરતી? આ ફોટોમાં પડેલો શખ્સ મેહરઅલી નહીં–નહીં—નહી ને નહીં હોય."

"જો આ ફોટોમાં પડેલો શખ્સ મેહરઅલીથી જુદો હોય, ત્યારે તો જોડયા ત્રણ ભાઇઓ હોવા જોઇએ, અને ત્યારે તો બે ભાઇઓની

તમારી દલીલ તૂટી જાય છે. અજાયબ કેમ થાઓ છો? જુઓ, તમે કહો છો કે બંધવાને પકડયો ત્યારે તેના ગાલ ઉપર દાધ હતો, અને ફોટામાં પડેલો શખ્સ ગાલ ઉપર દાધ ધરાવતો નથી, ત્યારે બંધવો એક, એ ફોટામાં પડેલો શખ્સ તે બીજો, અને મેહરઅલીનો પત્તે નથી તે ત્રીજો."

"ડાકટર, મારી દરેક દલીલ તમે તોડી પાડો છો! મને જરા આશા આવે છે કે તમે મારી દલીલને રદ કરો છો. બેશક તમારી તકરાર ખરી છે! અફસોસ! તમે ગમે તે કહો—ગમે એવી તકરાર રજુ કરો, ગમે એવી સાબેતી, અને ગમે એવા પુરાવા લાવો, પણ એક વાતમાં હું ચોકકસ છું, અને મારી ખાત્રી છે કે જે શખ્સ જેલમાં બંધવા તરીકે પકડાયલો છે તે મારો મેહરઅલી નથી. બીજી વાત હું જાણતી નથી."

"ખોદા કરે ને નહી હોય! ચાલો, તમારે ત્યાં મારો ઘણો વખત નિકળી ગયો છે, અને હજી મારે બીજાં ઘહરાકોમાં જવું છે. તમે સાંજે એક બે કલાક ગાડીમાં ફરવા જજો તેથી તમને ફાયદો થશે. તમને આ કેસમાં ઘણું લાગતું વળગતું છે, તેથી આ કેસનો ભરમ અને ભેદ મેળવવાની તમને જરૂર છે, તેથી મારી ભલામણ છે કે કોઈ ખાનગી આસામીને એ વાતનો ભરમ લાવવા કામે રોકો. એક શેરખાં નામનો ડિટેકટિવ જે કરીમખાં સાથે હૈદરાબાદમાં હતો, તેને અને કરીમખાંને કાંઈ ખાનગી અદાવતને લીધે કચકડાયલું છે, અને તેથી કરીમખાંએ તેને પોતાની લાગવગ લગાડીને નીઝામ સરકારની નોકરીમાંથી કહડાવી મેલ્યો છે. હું તેને સારી પેઠે ઓળખું છું, અને મને આશા છે કે તે કરીમખાંની દલીલો તોડી શકશે. તમારા ઘર સંસારની વાત મને બધી માલમ છે, અને તેથી હું જાણું છું કે કરીમખાંને તમારાં કુટુંબ તરફ હાલ અભાવ છે, તેથી તે પોતાની મતલબનું કરશે અને તમને સતા-

વચનને ચુકશે નહી. મારૂં માનો તો આ શેરખાંને બોલાવીને તેને બધી બાબદ કહો. તે તમને સઘળો પત્તો લાવી આપશે, જેથી તમને આયંદે ફાયદો થશે. સારા નસિબે શેરખાં હાલ મુંબઇમાં છે ને તે દરરોજ મારે ત્યાં પોતાના છોકરાની દવા લેવા આવે છે. કહો તો કાલે મોકલું."

"હા," ડાકટર, મોકલજો તો ખરા," પરીન અને તેનો બાપ સાથે બોલી ઉઠયાં.

ડાકટરે રૂખસત લીધી, અને પરીન પોતાનાં કામમાં પડી. આખો દાહડો નીકળી ગયો અને સાંજ પડી, ત્યારે રજબઅલીએ પોતાની બુમ જોડાવી, અને બાપ દીકરી બન્ને ફરવા જવા તૈયાર થયાં.



## પ્રકરણ ૧૩.



### કયાં તો જયાંના ત્યાં.

સાંજે બુમમાં બેસીને બાપ દીકરી બાહેર ચાલ્યાં. ઘણા દિવસ પછી બાપ દીકરી એ પ્રમાણે સાથે ફરવા નિકળ્યાં હતાં. રજબઅલી આજે અસાધારણ ખુશ હતો, કારણ કે જો પરીનની 'બ્રેન ફીવર' હઠીલી થઇને પ્રાણઘાતક નિવડતે, તો ફરીથી તે સાંજે પોતાની દીકરીને સાથે લઇને ફરવા કેમ જતે? આવા વિચારમાં તે બેઠો હતો, છતાં તે દિલમાં તદન ખુશ હતો.

"દીકરી પરીન! સારૂં થયું કે તું સાજી થઇ! નહીં તો હું કોણ સાથે ફરવા જતે! અલ્લાહની શુક્ર ગુજારી કરૂં છું કે ફરીથી એકવાર તું પાછી ફરતી હરતી થઈ છે!"

ચોપાટીના દરિયા તરફ લોકો ફરવા જાય છે ને ગાડીની હાર લાગે છે, તે હારમાં રજબઅલીની ગાડી એક કલાક સુધી ઉભી, આજે પેહલીજ વાર પરીન બાહેર નિકળી હતી, તેથી વધારે વાર પવનમાં રહેવું નહી એમ ધારીને રજબઅલીએ છ વાગામાં ઘોડાવાળાને ગાડી બંગલે લેવા કહ્યું, તેટલાં પરીન બોલી ઉઠી, "નહી, પેહલાં નવાબ મેહરઅલીના 'આફતાબ મેહલ'માં લે."

તેણીએ પછી બાપને કહ્યું, "બાવાજી, મેહરઅલીના બંગલે જઇએ, અને ત્યાં સુલેમાન કારભારીને પૂછ્યે; કદાચ તેના મોંઢે કાંઈ નવું જાણીશું."

"હા, સુલેમાન ત્યાં બંગલામાંજ છે. હાલ તુરત તો નવાબ મેહરઅલીના સોલીસિટરે સઘળો 'એસ્ટેટ'નો કારભાર પોતાના હાથમાં રાખ્યો છે, પછી જોઇએ 'કેસનું' સેવટ શું આવે છે. હું ત્યાં કાલે સુલેમાનને મળવા ગયો હતો. બિચારો જુનો વફાદાર નોકર હોવાથી તે મારી આગળ રડવા લાગ્યો. સુલેમાન બંધવાને મળવા જેલમાં પાંચ છ વખત જઈ આવ્યો, પણ બંધવો તેને મળવા ના પાડે છે. બંધવો કોઈ પણ મળવા માગે છે તેને મળવા દેતો નથી. પોતાના સોલીસિટર વતીકને મળવા ના પાડે છે. જો કે દરરોજ સહવાર પડતાં તે જેલરને પૂછે છે કે 'આજે મને કોઈ મળવા આવ્યું હતું?' અને જ્યારે કોઈ મળવા જાય છે ત્યારે તેને મળવા માગતો નથી. મને કાંઈ સમજ પડતી નથી!"

"તમને નથી પડતી, પણ મને પડે છે. તે જેની વાટ જોતો હશે તે ત્યાં જતું નથી, કારણ કે તે પોતાના મિત્ર કે સાથીની વાટ જોતો હશે. બેમાંથી એક, તે પકડાયો છે એ વાતથી તેનો સાથી બિન વાકેફ હશે, અથવા એમ હોય કે તે સાથી એને તજી ગયો છે. પણ જેની તે વાટ જોય છે તે આવશે તો તેને અંદર જવા દેસે. પોલીસ જો ચબરાકપણું વાપ-રશે તો તે આવનાર શખ્સની હિલચાલ ઉપરથી ખુનનો પત્તો મેળવી

ચાકરી. આ વાત યાદ રાખજો બાવાજી, જ્યારે શેરખાં ડિટેક્ટિવ કાલે આવે, ત્યારે તેને આ 'પૉઇન્ટ' પણ કહેવાની યાદ રાખજો, અંહ!"

ગાડી 'આફતાબ મેહેલ'માં જઇ લાગી. ગાડી આવેલી જોઇ સુલેમાન કારભારી બાહેર આવ્યો. ગાડીમાંથી પરીન અને રજબઅલી ઉતર્યાં, અને બંગલામાં ગયાં.

પરીન જે સબબસર ગઇ હતી, અને તેણીને સુલેમાન પાસે જે જાણવું હતું, તે માટે તૂરત સવાલ કરવા મંડી ગઇ.

"સુલેમાન, મહેરઅલીની આગળ તુંને કેટલાં વરસ થયાં છે?"

"એટલે? મારો તો જન્મ મરનાર નવાબની ચાકરીમાં ગયો. મહેરઅલી ચાર પાંચ વરસનો હતો તે વખતથી હું નવાબની નોકરીમાં છું. પણ મહેરઅલી મુંબઇના બંગલામાં જે દાહડેથી રહયો છે તે દાહડેથી હું એની સાથે ને સાથે છું. તેને થયાં હશે છ સાત વરસ. બાઇ, મહેરઅલી ખુન કરે એ હું માનતો નથી. કોઇ દાહડે એ વાત બને નહી."

"તે તો હશે. મને ખબર છે કે મહેરઅલીનાં કપડાંની કબટની ચાવી તુંજ રાખે છે, અને તે જે માગે તે તું એને કાહડી આપતો હતો, ખરૂં કે? નવાં કપડાં મેહરઅલી સીવડાવતો હતો તેના સંબંધમાં કપડું લાવવું, સીવાડવું, બધું તુંજ કરતો હતો નહી વારૂ?"

"હા, બાઈ સાહેબ, અણીથી કે પણી સુધી મેહરઅલી શેઠનું કામ હું કરતો હતો, ને મારા સિવાય તે બીજા કોઇને કાંઈ પણ કામ સોંપતો હતો પણ નહી," સુલેમાને જવાબ દીધો.

"ચાલ, મને કહે, તને યાદ છે કે મેહરઅલી ઇંગ્લિશ ડ્રેસમાં ક્યારે ફરતો હતો? એની પાસે ટુંકા 'ઓપન કૉલર'ના ઇંગ્રેજી ઢબના ડગલા કેટલા છે!"

"બાઈ સાહેબ, વળી મેહરઅલી ઈંગ્રેજી પોશાકમાં ક્યારે ફરતો હતો! મને તો યાદ નથી. કોઈ દાહડે ટુંકો ડગલો પહેરતાં મેં જોયો હોય એવું યાદ નથી. બાઈ સાહેબ, મેહરઅલીને એવા પોશાકપર બિલકુલ ભાવ નથી, એ તમે જાણતાં તો હશો. મેહરઅલીને મેં ઘણીવાર બોલતાં સાંભળ્યો છે કે ખરા પટેલ અને ઠરેલ ગ્રહસ્થે પોતાની જાતનો પોશાક પહેરવો ઘટારત છે."

આ સાંભળી પરીનની આંખ્યો ચમકવા લાગી, અને તેણી ખુશી થતી બોલી, "જો યાદ કર સુલેમાન, કોઈ વખ્ત તારા શેઠ પાસે ટુંકે ઈંગલિશ કોટ હતો કે નહી? કારણ કે એ બાબદ ઉપર તો તેનો જીવ લટકેલો છે. એની કબટમાં કોઇ ટુંકો દગલો ને 'નૅકટાઇ' છે કે?"

"નેકટાઈ તે શું?"

"ઇંગ્રેજ લોકો ગળે પટો બાંધે છે તે?"

"હા, તેવું કાંઈ કબટનાં ખુણામાં પડેલું છે ખરૂં, પણ મેહરઅલી શેઠ કોઇ દિવસ પહેરતા હતા નહી. સબર સબર! હવે મને યાદ આવે છે જ્યારે શેઠ ત્રણ ચાર વરસ ઉપર ક્રિકેટ રમતા હતા, તે વારે મેદાનમાં જતા હતા, તે વારે કાંઈ ગળે બાંધતા હતા. અરે ઉભા રહો બાઈ સાહેબ, તે વખ્તે ઇંગ્રેજ પેહરે છે તેવો ટુંકો ઉંઘાડો ડગલો પણ સીવાડયો હતો. કાંઈ પટા પટાવાળો દગલો છે."

"હા હા, પટા પટાવાળોજ! લાવ લાવ છે કે તે? જોઇએ તે અહી છે કે? પરીન ઉસ્કેરાઇને બોલી.

"શેઠ એક બે વખત પેહરીને નાખ્યો છે તેને ઝાંખીને જોતા પણ નથી. હજી નવો ને નવો છે. ઉભાં રહો, હું લાવું," એમ કહી તે બીજા ઓરડામાં દોડયો ને એક પટા પટાવાળો ડગલો, જેવો ક્રિકેટરો પેહરે છે, તેવો ટુંકો ડગલો લઇ આવ્યો, ને તેની સાથે એક 'નૅકટાઇ' પણ લેતો આવ્યો.

પરીને તે જોઇને ચમકી, કારણ કે પેલા ફોટોમાં એંચોજ પટા પટા-વાળો ડગલો દેખાતો હતો. કદાચ ડગલો એજ હોય. તેથી પરીન બોલી, "હર વખત આશા ઉગી નિકળે છે કે તુરત તેની પાછળ નિરાશી આવે છે! અફસોસ! વારૂ, સુલેમાન, છેલ્લાં મહેરઅલીએ એ ડગલો કયારે પહેર્યો હતો?"

"છેલ્લો? હશે બે ત્રણ વરસ થઇ ગયાં હશે. એની સાથે એક ઇંગ્રેજી ટોપસ હતું તે હજી છે. ખરૂં પુછો તો ઇંગ્રેજી પોશાકમાં મહેરઅલી શોભી રહેતો હતો ખરો! ફકકડ જુવાન લાગતો હતો! કોઇ કહી નહીં શકે કે ઇંગ્રેજ નથી!"

"ત્યારે તું એમ કહી શકશે કે ખુન થયું તે દિવસે એ ડગલો નહી પહેર્યો હતો? ને એ કબાટમાંજ હતો? બોલ બોલ, વિચારીને બોલ!"

"જુવો બાઇ સાહેબ, ખાસ તે દહાડા વાસ્તે હું ખાતરીથી કહી શકતો નથી, કારણ કે શેઠે મને એક નાટકની ટીકીટ આપી અને કહ્યું કે જા, આ નાટક જોઇ આવ, તેથી હું તે દાહડે આઠ વાગે નાટક જોવા ગયો હતો. હું જયારે પાછો આવ્યો ત્યારે શેઠ બંગલામાં નહી હતા, અને શેઠ પણ બાહેર ગયા હતા. શેઠ છેક સહવારે પાંચ વાગે આવ્યા, તે હું જાણું છું, પણ મેં નજરે પાછા ફરતાં જોયા હતા નહી. સબર કરો! મને યાદ આવે છે! હા, કદાચ ટુંકો ડગલો પહેરીને તે રાતે ગયા હોય, કારણ કે બીજે દાહડે શેઠ નાસ્તો ખાવા બેઠેલા હતા, તે વારે મેં એવણના ઢોલીઆ ઉપર ઇંગ્રેજી ટોપસ પડેલી જોઇ હતી, તે ઉપરથી શેઠે કદાચ ટુંકો ડગલો મારી ગેર-હાજરીમાં કાહડીને પહેરયો હોય એ બનવા જોગ છે. નાસ્તો ખાઇને પછી તમારે ત્યાં આવ્યા હતા."

"ને મારે ત્યાં આવ્યા પછી પાછા અહીં કયારે આવ્યા હતા?"

"શેઠ આવ્યા, ને થોડી વારમાં તમે આવ્યાં, ને પછવાડે પોલીસ આવી પુગી. મોટા નવાબ સાહેબ ગુજર પામ્યા પછી મેહરઅલી ઉદાસીમાં

દિવસ કાઢતો હતો, પણ તે દાહડે તો ખુબ રંગમાં, અને ગાન તાણમાં હતો. હું તો મનમાં મગન થયો હતો કે ચાલો હવે આપણો દાહડો ફર્યો, પણ એક કલાકમાં તો સીહા વાદળ ફરી વળ્યું !"

આટલી વાત કીધા પછી પરીન ત્યાંથી બાપ સાથે ચાલતી થઈ. ગાડી મલબાર હીલ છોડી ખંબાલા હીલ પર આવેલા પરીન વીલા તરફ ચાલી. ગાડીમાં બેઠા પછી રજબઅલીએ ચુપકીદી તોડીને કહ્યું, "દીકરી, મારી પણ ઉમર ભરાઈ, પણ આવો બનાવ બનેલો કદી મેં સાંભળ્યો નથી! સુલેમાનની સાથે વાત કર્યા પછી તને કાંઇ વધારે સમજ પડે છે?"

"એટલો શક આવે છે કે આપણે ત્યાંથી મેહરઅલી ગયો ત્યારે તે વખતે કોઇ દુશમનના હાથમાં સપડાયો હશે. અને પેલો વેશધારી બંધવો તેનો લાભ લઇને મેહરઅલીના નામે તેના બંગલે ગયો, અને સુલેમાનના કહેવા પ્રમાણે રંગમાં અને ખુશાલીમાં હોવાનું કારણજ તે. દાહડે દાહડે મારી ખાત્રી થતી જાય છે કે બંધવો મેહરઅલી નથી. પણ મરીઅમને ત્યાં જે શખ્સ કાળો ડગલો પેહરીને ગયો હતો તે કોણ? મેહરઅલી કે બંધવો? ને સબીમાં નૅકટાઇ સાથનો ઉંધાડો ડગલો પડેલો છે તે કોણ, બંધવો કે મેહરઅલી? અને એ બે વચ્ચે સંબંધ શો? એ વાતનો મને ગુચવાડો થાય છે!"

"ખલા જાણે મારી! મારૂં ભેજું તો કાંઇ ચાલતું નથી દીકરી! લોકો કહે છે કે છોકરીઓને શીખવો ના, પણ તું શીખી તો આટલો વિચાર કરી શકે છે; આપણે તો શીખ્યા નહી તેથી ભેજાંમાં ભુસું ભરાયું છે. જોઇએ, કાલે શેરખાંને ડાકટર શીરોઝે મોકલવા કહયો છે. તે આવે, તેનું ભેજું કેટલું ચાલે છે, તે જોઈશું. એ તો માખને પકડવા જેવું છે. એક ગમથી ઉરાડીએ તો બીજી ગમ બેસે, તેમ એક બાબદ દૂર કરવા જઇએ

બીએ ત્યારે બીજી આવી ઉભી રહે છે. દીકરી, એ આપણું કામ નથી. કહેવત છે કે જેનું કામ તેનાથી થાય, ને બીજો કરે તો ઠોકડ ખાય. વાસ્તે આવવા દે કાલે શેરખાંને, પછી જોઈશું કે નામે શેરખાં છે ને કામે મખ્ખીખાં છે, કે કામે પણ શેરખાં છે."



## પ્રકરણ ૧૪.



### શેરખાં.

બીજે દિવસે, એટલે ૧૧ મી જાનેવારીના દિવસે શેરખાં બરાબર સહુ વારે દસ વાગે ખંબાલા હીલ પરના પરીન વીલામાં દાખલ થયો. હાલમ રજબઅલી અને પરીન બેઠેલાં હતાં ત્યાં તે દાખલ થયો. તેઓ તેની કાગડે ડોળે વાટ જોતાં હતાં.

શેરખાંનો દમામ કેવો એક હશે, અને તે અંગે કેવો એક કદાવર હશે એમ પરીન ધારતી હતી, પણ તેણીના ધારવાથી શેરખાં તદન જુદાજ દેખાવનો હતો.

તેના દેખાવ પરથી તે પોલીસની નોકરીને બિલકુલ લાયક હતો નહી. જો તેના મોંપરથી જોઇએ તો તદન મામલેશ્વરનો પટેટો અને અંગ જોઇએ તો ચોખા ભરવાની બરણી. આંખ ઉપરથી જોઇએ તો અફીણી જેવો લાગતો હતો. હોઠો તરફ નેગાહ કરતાં હોજ ગળતી હોય તેમ લાગતું હતું. સામટી રીતે લેતાં આ બાવા બફેણા જેવા મધરડામાં ઝાઝું મીઠું હોય તેમ દીસતું નહતું. તેને જોતાંને વાર પરીને મનમાં વિચાર્યું કે કરીમખાંએ તેને કાહડી મુકાવ્યો તેમાં નવાઇ જેવું કાંઇ નથી. નવાઇ જેવું એટલુંજ કે તે પોલીસમાં પેહલાં ઠર્યો હતો કેમ!

પરીનને તેને જોતાંજ નિરાશી ઉપજી, પણ સભ્યતાને ખાતર કહ્યું, "બેસો, શેરખાંજી. હું ધારૂં છું કે ડાકટર ફીરોઝે આ કેસની સગળી વીગતથી તમને વાકેફ કીધા હશે."

"હા," એમ જવાબ આપી શેરખાં ખુરસીની પીઠને હડેલીને ઓરડાની 'સીલીંગ' તરફ ટીકતો બેઠો, અને પછી બોલ્યો, "પણ તમારા મોંઢેથી હું પાછું સાંભળવા માંગું છું. મોઢે મોઢેની એકજ વાતમાં ફરક રહે છે. તસદી માફ કરજો. તમે જે જે બીના જાણુતા હોવો–અથવા તમને જે જે શક હોય–તે મને કહો."

પરીને પહેલાંથી સઘળી વીગત કહી સંભળાવી, અને જે જે તેણી ધારતી હતી, માનતી હતી, અને જાણુતી હતી, તે બધું કહ્યું. આ સઘળો વખત પરીન તેમજ રજબઅલીના મનમાં લાગ્યું કે આ પથ્થર જેવા માણસ સાથે માથું ફોડવું નકામું છે, કારણ કે તેનું બધું ધ્યાન ઓરડાની 'સીલીંગ' ઉપર ચોંટેલું હતું, જાડા હોઠ બંધ કરીને નજર ઓરડાના ભારવટીઆં તરફ ટીકેલી હોવાથી તે સબી પડાવા બેઠો હોય તેવો લાગતો હતો. જેની સીકલ જોવાથી મન ખુશ થાય તો સબી જોઇને નહીં થાય વારૂં ?

પરીનને વાત કરતાં ખાસ્સી ત્રીસ મિનિટ લાગી, પણ તે અરસામાં શેરખાં ચું કે ચાં, હા કે ના, ના ડોકું ઉંચેથી નીચું કીધું, કે ના ડોકું પશ્ચીમ તરફ હલાવ્યું કે ના પૂર્વ તરફ. ના કાંઇ પરીનના ધારવાને ટેકો આપ્યો કે ના તેણીને ખોટી પાડી, કે ના કોઇ બાબદ ઉપર ટીકા કીધી. તેણે એક ચિત્તથી સીલીંગ તરફ ડોળા લગાડેલા હતા. ફકત તેના આંગળાં ઘડીયાળના છેડા સાથે રમ્યા કરતાં હતાં. પરીને વાત પૂરી કીધી પછી સાંચાનાં પુતળાંની આંખ હાલે તેમ તેના ડોળા નીચે ઉતર્યા, અને તેણે પૂછ્યું:—

"હું પુછું છું કે નવાબ મહેરઆલીને તમે કેટલો વખત થયો ઓળખો છો ?"

"એક વરસથી વધારે," પરીને જવાબ દીધો.

"અને તમે તેને કોઈ દાહડે પટાવાળો ટુંકો આપન કૉલરનો ડગલો પેહરતાં જોયો નથી ?"

"નહી, કોઇ દાહડે નહી. મેં પોતે તો કોઇ દાહડો તેવો તેનો પોશાક જોયો નથી પણ તેનો કારભારી કહે છે, કે તેની પાસે એવો 'કોટ' છે ખરો, જે તેણે ત્રણ ચાર વર્ષ ઉપર ખરીદ્યો હતો ?" પરીને જવાબ દીધો, "છેલ્લો તેણે ત્રણ ચાર વર્ષ પર પેહર્યો હતો."

"હંઅઅઅ !" એમ ખંખારીને શેરખાં વળી ચુપ થઈ ગયો, અને વળી ઓરડાની સીલીંગ તરફ ડોળા કાહડવા લાગ્યો, અને ઘડિયાલના છેડા સાથે રમવા મંડયો, અને પછી બોલ્યો,

"જરા મેહરબાની કરીને મને પેલો ફોટો દેખાડશો ? મેં ન્યુસ-પેપરમાં છાપેલો જોયો છે પણ તે ઝાંખો હતો—અંહ !—ત્રણ ચાર વરસ ! હંઅઅઅ !"

પરીન ઉઠીને તે ફોટો તેમજ સઘળી ન્યુસપેપરની કાપલીવાળું પૅકેટ લઈ આવી.

સીલીંગ તરફથી શેરખાંના ડોળા હેઠળ આવ્યા. તેણે ફોટો હાથમાં લીધો, અને બેદરકારીથી એકાદ મિનિટ જોયો અને પાછો આપી દીધો, ને વળી આંખ્યો ઓરડાની સીલીંગ તરફ ચઢાવી, અને વળી તે છેડા સાથે રમવા લાગ્યો. ફોટો જોઇને તે કાંઇ બોલ્યો નહી, કે નહી કાંઇ ટીકા કીધી.

શેરખાંની આવી બેદરકારી અને આવું ગાફેલપણું જોઇને પરીનને નિરાશી લાગી, અને મનમાં વિચારવા લાગી કે એનાથી કાંઇ વળે નહી, અને તેણીએ દલગીર ચેહરે બાપ સામે જોયા કીધું, અને હાય મારીને ચુપ

બેઠી. ઓરડામાં સઘળું શાંત અને ચુપ હતું. ફક્ત પરીનનો હાય હાય કરવાનો સાદ આવતો હતો.

એ ચાર મિનિટ વિચાર કરીને શેરખાં બોલ્યો, "મી૰ રજબઅલી, મને 'આફતાબ મેહલ'માં હમણા લઇ જવાને તમને કાંઇ અડચણ છે? હું મેહરઅલીનું રહેઠાણ જોવા માગું છું. ગાડી જોડાવો."

"ખુશીથી," રજબઅલીએ હમાલને બોલાવીને ગાડી જોડવાંનો હુકમ આપ્યો.

"ત્યારે મી૰ શેરખાં, આ ડગલા વિષે તમને કાંઇ તપાસ કરવી જરૂરની લાગે છે વારૂ?"

શેરખાંએ ફક્ત ડોકું હિળવીને હા કહી અને જેમ એક કાચબો પોતાનું ડોકું પોતાના કોટલામાં અંદર ખેંચી લે છે, તેમ વળી પોતાનું કામ કરવા મંડયો. વાંચનાર જાણે છે કે તેનું કામ સીલીંગ તરફ ટીકવાનું અને ઘડિયાળના છેડા સાથે રમવાનું હતું.

ખરેખર, આટલી બધી વાતથી શેરખાંના મોંહ ઉપર કાંઇ ફેરફાર થયો નહીં. નહીં તેણે આશા આપી, કે નહીં તેણે નિરાશી બતાવી. તે પાણીનાં માટલાં માફક બિલકુલ હાલ્યા ચાલ્યા વગર મૂઢ જેવો ટીકતો બેઠો હતો.

રજબઅલી બાહેર જવા તઇયાર થવા મંડયા, અને પરીને તેને કપડાં લાવી આપ્યાં, તે તે પહેરતો હતો, તેટલી મિનિટ શેરખાંને વિચાર કરવાને મળી.

આજે તો ફુરતાજીનો જમાનો છે. આજે તો બોલીને દિલ જીતી લેવાનો જમાનો છે. આજે તો જે સામા ધણીને મોટી મોટી આશા આપે તેનો જમાનો છે. શેરખાં ઘણો હુસ્યાર અને ચાલાક હોય પણ ચુપ બેસે તો પરીનને દેખઇતી રીતે ધિરજ કેમ આવે?

રજબઅલી સાથે જવા તે ઉઠયો, પણ જ્યારે તેણે પરીનને આશાનો એક હરફ પણ કહયો નહીં, ત્યારે જે નાસીપાસી અને ચીડ પરીનને લાગી,

તેનો ફક્ત ખ્યાલ થઇ શકે, અને તેથી તેણીને પુછ્યા વગર ચાલ્યું નહી કે, "કાંઈ કહોની! આટલું બધું મારૂં કહેલું સાંભળ્યું તો કાંઇ મત તમે બાંધ્યો તો હશે! તમારો મત શો છે તે તો જરા કહો કે મને ધિરજ આવે."

શેરખાંના મોંનો રંગ બદલાઇ ગયો. મૂઢપણું દૂર થઇ ગયું, અને મોં ઉપર ચમકાત દેખાયો. અને તે બોલ્યો, "મારો મત? મારો મત એ છે કે મી૦ સ્મીડતની શોધ ખરી છે, પણ તે શોધ ગુનાહ પકડવામાં વાપરવી કેવળ મૂર્ખાઇ છે.."

આ સાંભળી પરીનને આશા આવી અને બોલી, "ઓહ! મી૦ શેરખાં, ત્યારે તમે ખરેખર માનો છો કે—"

"ખરેખર માનું છું કે કરીમખાંનું ભેજું સીસાનું છે, અને પોલીસ ખોટે માર્ગે દોરવાઇ છે."

આટલું બોલી તે રજબઅલી સાથે ગાડીમાં બેસીને 'આફતાબ મેહલ' તરફ ગયો. ગાડીમાં પણ તે આખો વખત વિચારમાંજ મુગો મુગો બેઠો હતો.

સુલેમાન બંગલામાં હતો, અને ગઇ કાલે જેટલો ઉદાસ અને દલગીર હતો તેટલોજ આજે પણ તે દેખાયો. રજબઅલીએ આજની તેમની મુલાકાતનું કારણ કહ્યું ત્યારે સુલેમાન બહુજ ખુશી થયો, અને કોઇબી રીતે તેના શેઠ મહેરઅલીનું નિરદોષપણું સાબેત થતું હોય, તો તે સાબેત કરવામાં પોતાની મદદ આપવા તે તત્પર હતો.

"ગમે તે તપાસો સાહેબ. ગમે તે જુવો સાહેબ. હું મારા શેઠને તદન નિરદોષ માનું છું, અને મને આશા છે કે તેનું નિરદોષપણું કોઇબી રવેસે સાબેત થશે!" તે ઉસ્કેરાયલી હાલતમાં બોલ્યો.

સુલેમાનની આશા અને ઉમેદના શબ્દોથી શેરખાં ઉપર કાંઈ અસર થઇ નહી, ને તેણે કાંઈ પણ જવાબ દીધો નહી. એક કલાક સુધી શેરખાંએ મેહરઅલીની કબટ, પેટી, પેટારા ઊઘાડીને ખોળ્યું, પણ તે શું

શોધતો હતો તે વિષે સેહજ પણ ઇસારો કીધો હતો નહી, પણ એટલું દેખઈતુ લાગતું હતું કે જે ચીજ તે શોધતો હતો તે હજી તેને મળી હતી નહી. પછી તેણે પુછ્યું, આએ બંગલો તો મરનાર નવાબનો હશે, અને હજી મેહરઅલીના હસ્તકમાં આવ્યો નથી, કેમ વારૂં ? અને તેથીજ બધું અસલ હતું તેમ જેમનું તેમ રહેલું છે નહી વારૂં ?"

"હા, સાહેબ, મેહરઅલીને એકલાને માટે એ બંગલો બહુ મોટો છે. એ ફક્ત થોડું વાપરે છે. બાકીના બધા ઓરડા બંધ છે અને કાંઈ કામ લાગતા નથી. મરનાર નવાબ સાહેબ તો છેલ્લાં કેટલાં વર્ષ થયાં હૈદરાબાદમાં રહેતા હતા. વળી મેહરઅલી પણ ગરમીના દાહડા માહિમના પોતાના બંગલામાં રહેવા જાય છે. સાહેબ, તે બંગલામાં હાલ કોઈ નથી, ફક્ત ઘરડું માળી છે."

"મને તે બંગલે લઈ જઇ શકશો ?" તેણે સુલેમાનને પુછ્યું, "મને એક ચીજ શોધવી છે તે મળે તો સારૂ, નહી તો તે મેળવતાં બહુ આપડા પડશે. તે હોવી તો જોઇએ. મળશે તો ખરી, કારણકે તેને ત્રણ ચારજ વર્ષ થયાં એટલે તેનો નાશ તો નહીજ કીધો હોય."

આટલું બોલી શેરખાં મુંગો રહી ગયો, કારણ કે તેને ધ્યાન આવ્યું કે હું મોટે મોટે ઘણું બોલું છું.

ભારે અકલવંત અને બુદ્ધિવાન માણસો ઘણું વિચારે છે, ઘણું જુએ છે, ઘણું સાંભળે છે, અને થોડું બોલે છે. વળી તેઓ પોતાની બરાબરીઓ સાથેજ ગોફતેગો કરે છે. નહીં તો સદંતર ચુપ રહેવામાં ફાયદા જુએ છે.

તુરત તે લોક ત્યાંથી નિકળીને ગાડીમાં બેઠા. ગાડી માહીમ દોડાવી. મેહરઅલીનો માહીમનો બંગલો ઉઘડાવ્યો. માળીએ સુમલેમાનના કહેવાથી સઘળાને બંગલામાં દાખલ કીધા.

આ માહીમના બંગલામાં કોઇ કોઇવાર મેહરઅલીનો વડો ભાઇ જે અકસ્માતથી પુના તરફ મરી ગયો તે પણ રહેતો હતો. તેનો ઓરડો જુદો હતો. મહેરઅલીનો ઓરડો જુદો હતો. બીજા ઓરડાઓ બંધ અને ધૂળ ખાતા હતા. શેરખાંએ પેહલાં મેહરઅલીના વડા ભાઇનો ઓરડો તપાસ્યો, પછી મેહરઅલીના ઓરડામાં ધુસ્યો, પણ થોડી મિનિટમાં શોધખોળ કરતાં તેના મોં ઉપરથી જણાયું કે જેને માટે તેણે તકલીફ ઉઠાવી હતી તે ચીજ તેને મળી ચુકી હતી.

મેહરઅલીની કપડાંની કબટ ઉઘાડી હતી, અને કબટ ખોળતાં તેણે ત્યાંથી ઉંચકીને પોતાનાં ગજવામાં એક ચીજ ઘેસવી દીધી. ઇફુ માળી અને સુલેમાન તેની સાથે ફરતો હતો તેમને તેણે કહ્યું, "હું આ ચીજ લઇ જાવું છું; પાછી કાલે આપી દઇશ—ચાલો બા. હવે મારે કાંઇ જોવું નથી—બિચારા રજબઅલી ગાડીમાં બેસી રહ્યા છે, માટે હવે અહી ખોટી થવાનું કાંઇ કામ નથી."

શેરખાંના મોં ઉપરથી રજબઅલી એટલું તો સમજી ગયો કે ફેરો હરામ નથી ગયો.

"કેમ મી૦ શેરખાં તમે જોતા હતા તે મળ્યું?"

"હા—હવે ચાલો પરીન બાનુ આગળ પાછા જઇએ. હું આટલી વાર કાંઇ બોલ્યો નહી, અને આશા આપવાથી બિલકુલ દૂર રહયો હતો, તેનું કારણ કે ખોટી આશા આપવી અને ખાલી તડાકા મારવા એ મારૂં કામ નથી. હવે મુદ્દો બરાબર હાથમાં આવ્યો છે. મી૦ સ્મીડતના 'કૅમેરા'માંથી ગુનેહગાર પકડાય, એ હું માનતો હતો નહી, પણ આ પળથી હું તેની શોધના પુરચેપુરચા ઉડાડવા તૈયાર છું. વળી એથી કરીમખાંને રાજીનામું આપવું પડે તો હું અજાયબ થઇશ નહી," શેરખાં જેના હાથમાં હવે કરીમખાંની મુડો આવી હતી, તે મૂછમાં મળકાતો બોલ્યો.

માહિમથી ખંબાલા હિલ જતાં ગાડીને વાર લાગ્યો તેટલો વખત શેરખાં ઘણો ખરો ચુપ બેસી રહયો હતો.

'પરીન વીલા'માં ગાડી દાખલ થતાં પરીન કમ્પાઉન્ડમાં દોડી આવી અને બાપનો તેમજ શેરખાંનો ખુશ ચેહરો જોઇને બોલી ઉઠી, "મને લાગે છે કે તમે મેહરઅલીને નિરદોષ સાબેત કરવાની ચાવી મેળવી શકયા છો! મને તમારા મોં ઉપરથી માલમ પડે છે! કાંઇબી આશા આપનારી સાબેતી હાથ લાગી છે ખરી!"

"હા, દીકરી, ધિરજ પકડ. ઉપર તો આવ. મી૦ શેરખાંને સંગીન સાબેતી હાથ લાગી છે."

તેઓ સઘળા હૉલમાં જઇને બેઠાં. ત્યાં નોકર ચાકરો કોઇ નથી તેની સંભાળ રાખીને મી૦ શેરખાંએ પરીનની આગલ વાત ચલાવી.

શેરખાંએ તે સહવારે ફોટો જોઇને આપી દીધો હતો. તે ફોટો હજી ટેબલ ઉપર ત્યાંજ પડેલો હતો, તે ઉંચકીને પરીનને આપ્યો અને કહયું, "આ ફોટોને કાંદી લઇને સળગાવી મેલો! મેં તમને સહવારેજ કહ્યું કે સ્મીડતના કૅમેરામાંથી મરનારની છેલ્લી જોયલી ચીજ કે માણસ પકડી શકાય છે, એ ખરૂં છે, યાને એની શોધ ખરી છે, પણ જો તે શોધ વતી ખુન અને ગુનાહ પકડવાનો કોઇબી દાવો કરે, તો તે મોટી ભૂલ થાપ ખવાડે છે. પોલીસને એવા કૅમેરાની મદદ બિલકુલ નકામી છે. જુઓ, આ સબીમાં ફોટો છે તેવું 'ફેસ' ખુનીનું કદી હોય કે? ખુન કરવા જાય અથવા ખુન કીધું હોય તેનો ચેહરો એવો શાંત અને ઠંડો રહે કે? જુઓ એ ફોટો. એમાં તો હોઠો હસ્તા છે! જુઓ એના બાલ, સંભાળથી હોળેલા અને સેંટો પાડેલો છે! અને 'કૉલર' અને 'નેકટાઇ' ત્રીમત્રાક પેહરેલા છે! કોઇ સબી પાડવા જાય ત્યારે જે જે સંભાળ અને તૈયારી કરે તે સઘળુ આ

સબીમાં દેખાય છે. એ ખરૂં છે કે આ ફોટો મેહરઅલીનો છે, પણ એ ફોટો મેહરઅલીએ સબી પડાવનારને ત્યાં પડાવેલો છે."

"મી૦ શેરખાં, હું તમે કહો છો તે સમજી શકતી નથી," પરીન ધ્રુજતી બોલી, "એ સબી તો મી૦ સ્મીડતે પોતાના 'કેમેરા'માં પાડી, ત્યારે મેહરઅલીએ પડાવી, એમ કેમ કહેવાય?"

"જુઓ, હું તમને સમજાવું. એતો ખરૂંજ છે કે મરનાર સ્ત્રીની આંખમાં જે છેલ્લા માણસનો છાયો પડયો તે મેહરઅલીનો હતો, પણ તે છાયો આ સબી ઉપરથી પડયો હતો. મેહરઅલી ત્યાં પોતે હાજર હતો એ વાત ખોટી છે," એમ કહીને શેરખાંએ ગજવામાંથી માહિમના બંગલેથી મેહરલીની કબાટમાંથી મળેલો ફોટો પરીનના હાથમાં આપ્યો, જે જોતાંનેવાર પરીન અરધી બેઠેલી અને અરધી ઉભેલી ચીસ પાડીને બોલી ઉઠી, "એ બેઉ સબી એકજ છે. હા, એકજ કાચ ઉપરથી પડેલી છે!" મી૦ શેરખાં, માફ કરજો, હજી હું બરાબર સમજી નથી. તમે એ સબી ઉપરથી શું પૂરવાર કરવા માગો છો?"

"હજી નહી સમજ્યા? જુઓ, મરનાર સ્ત્રી મરણ પામી ત્યારે તેણીની છેલ્લી નજર જીવતા જાગતા મેહરઅલી ઉપર પડી હતી, એમ નથી, પણ તેણીની પાસે આ સબીની બીજી નકલ હોવી જોઇએ, અને તે સબી ઉપર તેણીએ છેલ્લી નજર કીધી હતી, તેથી તેણીની આંખોમાંથી એ સબી મી૦ સ્મીડત પાડી શકયો. હવે તમે સમજો છો કે નહી? આ સબી મેહરઅલીએ એસ. હોરમમજી, ફોટોગ્રાફર, કાલબાદેવી રોડવાળાને ત્યાં ૧૯૦૩ માં પડાવેલી હતી, તે આ ફોટો ઉપરથી પૂરવાર થાય છે, અને એ સબીની એક નકલ કોઇ રવેસે મરનાર સ્ત્રીની પાસે છેલ્લી ઘડીએ હોવી જોઇએ.

# પ્રકરણ ૧૫.

———:o:———

## શોધની શરૂઆત.

પરીને આ સઘળું ધ્યાન રાખીને સાંભળ્યું, પણ કાંઇ બોલી કે ચાલી નહી. તેણીએ બન્ને ફોટો હાથમાં લઇને જોયા કીધા, અને કેટલીકવાર જોયા કર્યા પછી ન માલમ પડે કે ડચકાં ખાય છે, તેમ નહી માલમ પડે કે હસે છે, તેવી ઢબે બોલી, "આહા બાવાજી! આહા મી૰ શેરખાં! જુઓ કોઇ બીજાને તો એવો ખ્યાલ પણ નહીં આવ્યો! કેવું અજાયબ! આ બન્ને ફોટો એકજ વખતે પાડયા છે! સોળે સોળ આના તેજ! મી૰ સ્મીડતનો 'કેમેરા' પણ એક સબી ઉપરથી બીજી નકલ આબેહુબ ઉતારી શકયો છે! દરેક ચીજ ફોટોમાં એકજ છે! ત્યારે મી૰ સ્મીડતની શોધ તો ખરી છે, પણ તેનો ઉપયોગ ખરો નથી."

શેરખાંએ જવાબ દીધો, "તમે પણ બાહોશ ભેજું ધરાવો છો. તમે જો મારી આગળ પટા પટાવાળા ડગલા વિષે વાત નહી કરી હતે તો મને ભેદની ચાવી નહી મળતે. કહે છે કે આશકની દરેક હિલચાલથી માશુક વાકેફ હોય છે અને જે જે બાબદ ઉપર માશુકનું ધ્યાન ખેંચાય છે, તે બાબદ ઉપર પારકાંઓનું ધ્યાન બિલકુલ ખેંચાતું નથી, એ વાત ખરી છે. કોઈ બીજાને આ પોશાક તરફ ધ્યાન ખેંચાયુંજ નહીં તેનું કારણ કે પારકાંઓને એ બાબદ ઉપર ધ્યાન નહીજ દોડે? મેં ન્યુસપેપરમાં આવી ગયલો ચેહરો જોયો હતો ત્યારે મારૂં ધ્યાન ખેંચાયું હતું કે ખુનીનો ચેહરો શાંત અને ખુશ કેમ? ને સબી પડાવવા બેઠા હોય તેવી ઢબ કેમ? અને જ્યારે તમે મને કહ્યું કે એવો ડગલો છે પણ કેટલોક વખત થયો પહેર્યો નથી, ત્યારે મને વિચાર આવ્યો કે તે ડગલા પર સબી પડાવી હશે. જો મને મેહર-

અલીના બંગલામાંથી સબી નહી મળી આવી હતે, તો મને આખી મુંબઇના શેરોઆફરોને ત્યાં સબીના કાચને માટે ઢુંડવું પડતે; પણ હવે બેસો, આપણુને હવે ઘણું કરવાનું બાકી છે. આ સબી મળી તેથી આખો ભેદ નથી મળ્યો. એક ચાવી મળી પણ ભરમ હજી ખુલ્યો નથી. હવે તાતે ઘાએ ફટકો મારવો જોઇએ. માશુક આશકને નહી પીછાણે એમ કદી બને નહી, અને તેથી જે ફરક તમને બંધવામાં માલમ પડયો તે બરાબર છે. હું પણ એમ માનું છું કે એક જન નહી પણ એવા બે જન હોવા જોઇએ. વળી એ બે એટલા બધા એક સરખા ચેહરાના છે કે તેથી બનવા જોગ છે કે તેઓ બન્ને એક લોહી ધરાવે છે, પછી મા તરફથી, કે બાપ તરફથી, તે હું હાલ કહી શકતો નથી, કે કદાચ બન્નેના માબાપ એક છે એમ પણ બને, પણ ત્યારે એક હકદાર છોકરાને છુપાવી રાખવાની બાપની મતલબ શી તે પેહલાં જાણવું જોઇએ."

પરીન આ સાંભળીને ફીકકી મારી ગઇ અને ગુંચવાડામાં પડી.

શેરખાંની બોલવાની મતલબ પરીન સમજી ગઇ હતી. અને તેથી વાત કરતાં શરમાવા લાગી. ગ્રહસ્થ સ્ત્રીની આગળ આડકત્રી રીતે પણ હલકી બીનાનો ઇસારો કરવો ગ્રહસ્થ આદમીને ઘટારત નથી, અને તે શેરખાં સારી પેઠે સમજતો હતો. તે સમજી ગયો કે પરીન આ વાંત સાંભળતાં શરમાય છે, અને તેથી બોલ્યો, "માફ કરજો, આ બાબદ એવી છે કે જેમાં તમારા અદરાયલા ધણીનો જીવ જોખમમાં છે. તે ગુનાહગાર છે કે નિરદોષ છે તે આપણુને તપાસવાનું છે, અને તેમ કરતાં જો કાંઇ રીતિ નીતિથી ઉલટી બીના ઉપર વાત કરવાની મને ફરજ પડે તો મને માફ કરજો. આ પ્રસંગ એવો છે કે મારે તમને જે મને દીસે ને લાગે તે જણાવવું જોઇએ."

એમ કહીને તે રજબઅલી તરફ ફરીને બોલ્યો, "કદાચ એમ હોય કે બંધવો જે જેલમાં છે તે મરનાર નવાબનો કોઈ બીજી સ્ત્રીના પેટનો છોકરો હોય. અને ધારો કે એમ હોય તો, અને એ વાતથી મેહરઅલી વાકેફ હોય તો, પોતાના ખાનદાનના નામને કલંક નહી લાગે તે માટે ચુપ બેસી રહે, પણ મરીઅમની જુબાનીમાં જણાવ્યા પ્રમાણે તેના ઘરમાં આવેલા શખ્સે મરનાર સ્ત્રીને ધમકી આપી હતી કે 'નહી તો તારો જીવ લઇશ,' તે ઉપરથી લાગે છે કે તે શખ્સ મેહરઅલી નહી હોય. મેહરઅલી એટલી બધી હદ સુધી જઇને પોતાના બાપે કીધેલી ભૂલને ખાતર એક સ્ત્રીને મારી નાખવાની ધમકી આપે એ મારા ધ્યાનમાં ઉતરતું નથી. મેહરઅલી એમ નહી કરે. કોઇ બીજી સ્ત્રીના પેટનો પોતાનો સાવકો ભાઇ નિકળી આવ્યો તેથી મેહરઅલી એકદમ ખુન ઉપર ચઢે એ પણ એકદમ બને નહી. તેથી મારો મત એ છે કે એ કરતાં પણ કાંઈ ગંભીર બાબદ હોવી જોઇએ, અને એમાં હજી વધારે ઉંડો ભેદ હોવો જોઇએ; હાલનો બંધવો મરનાર નવાબની કોઇ 'મિસ્ત્રેસ'નો છોકરો છે એ વાત હાલ તુરત પડતી મેલો. કદાચ એમ હોય, પણ આપણે એ વાતની તપાસ કરીશું. પણ હવે એમ ધારો કે બંધવો મરનાર નવાબનો હકદાર છોકરો છે. જાહેરમાં મરનાર નવાબના બે ફરજંદ છે, નસરૂદીન અને મેહરઅલી, પણ ત્યારે પોતાના હકદાર ત્રીજા ફરજંદને છુપાવવાનું નવાબને કારણ શું હોય? વાસ્તે બંધવો મરનાર નવાબને હકદાર છોકરો છે એમબી માની લેવું બેહુદુ છે. ત્યારે એનો ભરમ શામાં સમાયલો છે? હું ધારૂં છું કે એનો ભરમ નવાબનાં અચબુચ પુને જવામાં સમાયલો છે. એનું પુને જવું, અને અકસ્માત થવો, એ સઘળાંનો ભરમ શો છે તે આપણને મેળવવો જોઇએ. નવાબે ન ધારેલી હૈદરાબાદની પુને મુસાફરી કીધી તે શા માટે તે જાણવું જોઇએ. પણ મરનાર નવાબ એકદમ હૈદરા-બાદથી પુને ગયો તેનું કારણ શું તમે બાઇ નહી અટકળી શકો? તમે

સબી ઉપરથી આવી સરસ અટકળ કીધી તો હું જાણવા માંગું છું કે મરનાર નવાબના પુને જવાનું કારણ શું તે તમે નહી કહી શકો?"

"હા, હું સમજી શકું છું. જે કોઇ પોતાની છુપી વાતથી વાકેફ હશે તેને મળવા નવાબ ઘણો ખરો ગયો હશે, અને મને એમ પણ શક છે કે મરનાર સ્ત્રી મરનાર નવાબના ભરમથી વાકેફ હશે."

આ વાત રજબઅલીના ધ્યાનમાં નહીં ઉતરી તેથી બોલ્યો, "ઓહ એમ કેમ બને! મરનાર નવાબ અકબરઅલીને ગરીબો તરફ અત્યંત ધિક્કાર હતો. એ વાત દરેક જણને ખબર છે. તે ગરીબ વર્ગને હલકા ગણીને તેમનાથી દૂર રહેતો હતો. ફકત અમીર ઉમરાવો સાથેજ વાત કરતો અને વહેવાર રાખતો હતો. મરનાર સ્ત્રી તો તદન હલકા વર્ગની છે. નવાબ અકબરઅલીનો ભરમ એક હલકા વર્ગની સ્ત્રી જાણે અને આવો તુમાખી નવાબ આવી હલકી સ્ત્રી સાથે કોઇ પણ પ્રકારનો વહેવાર રાખે એ વિચારજ મારા ધ્યાનમાં ઉતરતો નથી."

"કેમ નહી ધ્યાનમાં ઉતરે? પેહેલાં તો નવાબનો છોકરો તેણીને મળવા ગયો—બીજું એ કે તેણીને નવાબના કુટુંબ સાથે ઘરોબો હોય તોજ તેણીની પાસે મહેરઅલીની સબી આવે—અને જ્યારે તેણીની પાસે સબી હતી ત્યારેજ તે સબીનો છાપ મરતી વખતે તેણીની આંખ્યોમાં પડયો, અને ત્રીજું એ કે મરનાર બુઢો નવાબ ગરીબ અને હલકા વર્ગનાં લોકો તરફ અત્યંત ધિક્કાર ધરાવતો હતો, તેનું મૂળ કારણ બી એ સ્ત્રી કાંય નહીં હોય?"

આ વાત થતી હતી તેટલામાં બપોરના બે વાગ્યા હતા, હજી કોઇ જમ્યું હતું નહીં, તેથી રજબઅલીએ શેરખાંને કહ્યું, "ભાઇ શેરખાં, ચાલો જમવા ચાલો. તમને પણ ભૂખ લાગી હશે."

"હા, ચાલો, મને પણ એવુંજ જોઇએ છે. દાહડા ઘણા નિકળી ગયા છે અને બાકી દાહડા ઘણા થોડા રહયા છે, તેથી મારે બિલકુલ વખત

ખોહયા વગર એકદમ સાંજની ગાડીમાં ભાયખલાથી પુને ઉપડી જવું જોઇએ. આજનું કામ કાલ ઉપર મુલતવી રાખવું ડહાપણ ભરેલું નથી."

"ઠીક, જમી લો, હું તમને ભાયખલાના સ્ટેશન ઉપર મુકવા આવું," રજબઅલીએ જવાબ દીધો.

ટેબલ ઉપર આસરે અરધો કલાક નિકળી ગયો, અને ત્યાં કાંઇ નોંધી લેવા જોગ વાત થઇ નહી.

જમી રહયા પછી રજબઅલીએ બીજી ગાડી જોડાવી, અને તેમાં બેસી બન્ને જણ ભાયખલાના સ્ટેશન ઉપર જઇ પુગ્યા. સાંજની ગાડીમાં શેરખાં પુને ઉપડી ગયો. રજબઅલીને સ્ટેશન ઉપર કહેતો ગયો કે, "હું પાછો ક્યારે આવીશ તે ચોકકસ કહી શકતો નથી. જેમ સબીનો પત્તો મળ્યો, તેમ બીજી વીગત પણ જલદી મળી આવે તો સારૂં. આટલું યાદ રાખજો કે, બનતાં સુધી હું જલદી આવીશ, પણ કાંઇ પત્તો મેળવ્યા વગર હું પાછો ફરનાર નથી."

ટ્રેન ઉપડી ગઇ, અને તેમાં શેરખાં પોતાને સોંપેલું કામ આટોપવા આગળ વધ્યો. શેરખાં તા૦ ૧૧ મી જાનેવારીને દિવસે સાંજે ઉપડી ગયો હતો.



## પ્રકરણ ૧૬.



## નવો ગુંચવાડો.

રજબઅલી પાછો ગાડીમાં બેસીને બંગલે ગયો. ત્યાં પરીન તેની વાટ જોતી બેઠી હતી.

"ચાલ, પરીન, શેરખાંને સ્ટેશન ઉપર મુકી આવ્યો. એક અઠવાડિયું ચાલે એટલા રૂપીઆ પણ આપ્યા છે, હવે જોઇએ એ શું પત્તો મેળવે છે."

"એક અઠવાડિયું! સાત દાહડા! બાવાજી! સાત દાહડાવેર ડોળા તાણ્યા કરવાના કે! એમ તો હું ઘેલી થઇ જઇશ! વળી કોણ જાણે છે કે સાત દિવસ પછી પણ કાંઇ નહીં પત્તો મળ્યો તો? તો વળી તદન નિરાશા! મને તો કાંઇ ચટપટ થાય છે!"

"થતી હશે, પણ દીકરી વખત પોતાનું કામ કરશે. વખત આપણી મરજી પ્રમાણે ચાલતો હોય તો જોઇએ શું? જે કિસ્મતમાં લખેલું હશે તે કાંઇ આપણી મરજી મુજબ ફેરવાવાનું નથી, માટે ધિરજ ધર, કારણ કે ધિરજના ફળ મીઠાં છે. ધિરજની પરિક્ષા આફતની વેળા થાય છે. કહેવત છે કે ધિરજ, ધર્મ, મિત્ર અને નારી, આફત–કાળ પરખીએ ચારી. એ ચાર ચીજ આફતમાં પરખાય છે; માણસ ચાહે પણ ખુદા પાર પાડે ત્યારની વાત."

મન તો કહેશે કે મજાહ ઉડાવું, પણ નસિબમાં વેઠ, એટલે પરીનને મોઢે માથે ધુળ ભરીને મુંગું બેસ્યા વિના છુટક હતો નહી. બીજા ચાર દિવસ જેમ તેમ અંદેસામાં કાહડયા, પછી તેણીને એક વિચાર દુ:ખ દેવા લાગ્યો કે શેરખાં કહેતો હતો કે પત્તો મેળવ્યા વગર પાછો આવીશ નહી. પત્તો નહી મળ્યો હશે તેથી ચાર દાહડા થઇ ગયા. રખેને શેરખાંને પત્તો નહી મળે! શેરખાં કાંઇ ખુદાનો દીકરો છે કે બસ જે માગે તે મળી જાય. માણસ માત્ર ભૂલને આધીન છે તો શેરખાં આ વખતે ભૂલ નહીં કરે તેની ખાતરી શી? ભલો લખનાર ચુકે ને તરનાર ડુબે, તો એક ડિટેકટિવ થાપ ખાય એમાં શી નવાઇ?

તેણી આખો વખત બારી વાટે બેસીને શેરખાંની પાછા ફરવાની રાહ જોતી હતી, ડોળા તાણવાનું દુ:ખ જેણે વેઠયું હોય તેનેજ એવાં દુ:ખની ખબર હોય, બીજાને કહીએ તો માને નહીં. શેરખાં પાછો આવે તો જણાય કે ઉંટડો કયે પાર બેઠો છે.

વખત જલદી પસાર થાય એવી પરીનની ઘણી ઇચ્છા છતાં, ઘડિયાલ ધીમે ચાલતું હોય તેમ પરીનને લાગ્યું. કોઇ કોઇ વાર તો તેણીને વહેમ લાગતો હતો કે પ્રથ્વિ પોતાની ધરી ઉપર ચાલતી અટકી ગઇ હશે, તેથી દિવસ પસાર થતો નથી. તેણી ખગોળ વિદ્યા થોડી જાણતી હતી, નહીં તો એમ પણ વિચાર આવતે કે સુરજ ચાલતો ચાલતો અટકી ગયો છે. બસ તેણીને હવે તો વખત કહાડવાનું બહુ ભારી લાગતું હતું. તેણી વાંચણની શોખીન હતી, વાજીંત્રની ઉસ્તાદ હતી, પણ તેણીને ન ચોપડા કે ન વાજીંત્રને અડકવા ગમતું હતું.

એ પ્રમાણે વચમાં ચાર આખા દિવસ પસાર થયા. પાંચમે દાહડે સહવારે, જે દાહડે ૧૬ મી જાનેવારી હતી, તે દિવસે તેણી પાછી બારીએ જઇ બેઠી. પુનાની ગાડી મુંબઇમાં કયી કયી આવે છે તે ટાઇમે તેણી બારીની આગલજ ભમતી હતી કે શેરખાંને કમપાઉન્ડમાં દાખલ થતાં જોય. પાંચમે દિવસે તેણીને કરાર થયો. સાડા નવને સુમારે શેરખાં વિકટોરિયામાંથી ઉતર્યો અને બંગલામાં દાખલ થયો. તેને જોતાંને વાર પરીન બોલી ઉઠી, "ઓ બાવાજી બાવાજી ! શેરખાં આવ્યો !"

વીહલી પડીને તેણીએ શેરખાં તરફ ધસીને પુછયું, "બોલો બોલો ! પત્તો મળ્યો કે ? કાંઇબી ! કાંઇબી ! જે હોય તે કહેજો અંહ ! છુપાવતા ના !"

"મેં નહીં કહ્યું હતું કે પત્તો મળશે નહીં ત્યાં સુધી પાછો ફરીશ નહીં ? હા, મને સેહજ પત્તો મળ્યો છે, પણ બધી વાત પછી, મને પેહલાં ચાહેનું એક કપ અને પાઉંનો એક ટુકડો આપો. ત્યાર પછી હું વાત કહું, કારણ કે ગાડીમાંને ગાડીમાં મારૂં અંગ રહી ગયું છે."

"ગાડીમાં તે કેટલોવાર ? પુનેથી મુંબઇ આવતાં વાર કેટલો લાગે છે કે ગાડીમાં ને ગાડીમાં થાકી ગયા. પાછલી રાતે બેઠા હશો તે નવ વાગે મુબઇમાં."

"હા, પણ હું પુનેથી નથી આવ્યો, હું તો હૈદરાબાદથી આવ્યો. પુનેથી તુરત હું હૈદરાબાદ ગયો હતો."

પરીન તુરત શેરખાંને આપવા નાસ્તો ચાહ કરાવા ગઇ. રજબઅલી શેરખાંને નાહણીમાં લઇ ગયો, જ્યા શેરખાંએ હાથ મોં ધોઇને નેમાજ કરી લીધો.

શેરખાંએ હજી કાંઇ વાત છેડી નહી. તે પહેલાં નાસ્તા ઉપર બેઠો. મુંગે મોંઢે ડબુસા પરીને તેણે સઘળી રકાબી સાફ કીધી. ખાઇ રહીને મોં સાફ કરતો કરતો શેરખાં બોલ્યો, "પેટની પુંજા થઇ, હવે શેઠની સેવામાં હાજર છું. જુઓ સાહેબ, હું પુને ગયો ને ત્યાંથી જોઇતી ખબર મેળવી. પુને નવાબ અકબરઅલીનું શોલાપુરી બજારમાં અસલવારેનું એક ઘર છે, જે બજાના ખાતે પડેલું છે. તે ઘરમાં નવાબ અકબરઅલી તા૦ ૨૭ મી નવેમબરને દિને મરણ પામ્યો, અને નવાબના મરણની પાંચ દાહડા આગમજ, એટલે ૨૨મી નવેમબરે, એક આજે મરે તો કાલે ત્રણ દાહડા થાય એવી એક બદસુરત ઓરત, નવાબને કોણ જાણે કયાંથી મળવા આવી હતી."

અતરે બદસુરત ઓરતની વાત સાંભળતાં પરીને અચંબો બતાવ્યો, પણ પાછી તૂરત શાંત થઇને સાંભળવા લાગી, અને શેરખાંએ વાત ચાલુ કીધીઃ—

"આ બદસુરત બુઢિયા, કારણ કે તે ઓરત અઘોર હતી, ઘણી સંભાળથી અને ઘણી હુસ્યારીથી અને હિકમતથી આવી હતી અને તેથી તેણીનું નામ નિશાન કોઇને માલમ નથી. તેણીના ચેહરા ઉપર સફેદ ચાઠાં અને દામ હતાં તે ઉપરથી હું તેણીની ખોળ કરી શકયો, નહીં તો મારૂં ગાડું બિલકુલ અટકતે. તેણી નવાબના પુનાના ઘરમાં ગઇ ત્યાં નવાબનો એક રખેવાળ પડી રહે છે. તેણીએ નવાબને મળવા માગ્યું ત્યારે તેણે કહયું કે નવાબ તો હાલ પુનામાં બિલકુલ આવતો નથી. ત્યારે તેણીએ નવાબનું સરનામું માગ્યું અને તે રખેવાલે આપ્યું. ખડિયો કલમ તેણીએ માંગી તે પણ

રખેવાળે આપી. તેણીએ ઘરમાં બેસીને નવાબ ઉપર કાગળ લખ્યો. આ રખેવાળે મને તેણીના ચેહરાનું વર્ણન આપ્યું તેથી હું તેણીની શોધ આગલ ચલાવી શક્યો——

"હવે આ ઉપરથી હું હૈદરાબાદ ગયો અને નવાબ અકબર અલીના બંગલામાં ગયો. હું ઘોડાવાળો થયો અને ચાકરીની શોધમાં ઢુંડતો હોવું એવું ડોળ ઘાલીને નવાબના ઘોડાવાળા સાથે મળી ગયો. તેણે મને વડા કોચમેન સાથે ઓળખાણ પાડી. કોચમેનની મારફતે મને ત્યાંના નવાબના હજુર્યા સાથે ઓળખ પડી. આપણે સઘળાને ભજન પ્રસાદ કરતા ગયા, અને તબેલામાં બેસીને સઘળાઓને ખવાડવા પીવાડવા લાગ્યા. મુખ્ય કરીને હજુર્યા સાથે મેં સારી દોસ્તી પાડી, અને તેની ઉપર ભેટ સોગાદ મોકલી, તેથી તેણે મને નવાબનાં બંગલામાંજ રાખ્યો ને મારી અચ્છી મદારત કીધી. આસ્તે આસ્તે મેં મરનાર નવાબની, અને તેના મરણની વાત છેડી, અને તે ઉપરથી તેની તરફથી થોડી ઘણી બાતમી મેળવી, અને તે ખબર મુજબ, તા૦ ૨૪ મી નવેમબરે નવાબને ટપાલમાં એક કાગળ મળ્યો હતો. તે કાગળ મળ્યો ત્યારે પેલો હજુર્યો નવાબ આગલજ તેની ખિદમતમાં હતો. તે કાગળ ઉખેડીને વાંચતાં નવાબ તદન ગભરાતમાં પડ્યો, અને હજુર્યાને ઓરડાની બાહેર જવા કહ્યું. થોડી મિનિટમાં ત્યાં ઉથલપાથલ થઇ ગઇ. થોડી મિનિટમાં ઘરમાં રડારોડ થઇ ગઇ. ઓરડામાં નવાબ બેસુધ્ધ હાલતમાં ભોંય ઉપર ચતોપાત પડેલો હતો, અને પેલો કાગળ તેની પાસે ઉઘાડો પડેલો હતો. નવાબનો વડો છોકરો નસરૂદીન ઓરડામાં પહેલો ગયો હતો. તેણે તે કાગળ જોયો, લીધો, ને વાંચ્યો, અને તેણે પણ વાંચતાંને વાર ચીસ પાડી. તેના હાથમાંથી કાગળ પડી ગયું, અને તે પણ પાસેની ખુરસી ઉપર બેઠો ને બે હાથે માથું દાબીને વિચારમાં બેઠો. ખુદા

નવાબને 'કાલંગવાટર,' 'સ્મેલીંગ સૉલ્ટ' વગેરે સુંઘાડયાથી હુસ્યાર થયો. હુસ્યાર થતાં તેણે પોતાના વડા દીકરા નસરૂદીનને માથે હાથ દઈને બેઠેલો જોયો, અને સમજી ગયો કે તેણે કાગળ વાંચ્યો છે, અને તેથી સઘળા નોકરોને બાહેર જવા કહી, બારણું બંધ કરાવ્યું, અને બે કલાક સુધી બાપ દીકરા ઓરડામાં અંદર રહયા. ત્યાર પછી બારણું ઉઘાડયું. તે વારે બન્ને જણ ઉદાસ અને મરણતોલ જેવા દીસતા હતા. તેઓ તુરત ગાડી જોડાવીને સ્ટેશન ઉપર ગયા અને ત્યાંથી પુને ગયા, અને પાછા જીવતા ફર્યા નહી. ત્યાર પછી તેમનું શું થયું તે આપણે જાણયે છીએ. બુઢો નવાબ એકદમ સીક પડી ગયો હતો. પુને જતાં રેલ્વે ગાડીને અકસ્માત થયો હતો અને તેમાં તેનો દીકરો નસરૂદીન મરણ પામ્યો હતો, અને બુઢ્ઢાને મજબુત વાગ્યું હતું, પણ તે જીવતો હતો. મરણતોલ હાલતમાં તેને તેના પુનાના ઘરમાં લઇ ગયા હતા, અને મેહરઅલી ઉપર ત્યાંથી તાર આવ્યો. કહે છે કે બુઢો નવાબ દર પળે મેહરઅલીની આવવાની રાહ જોતો હતો. જ્યારે મેહરઅલી ત્યાં જઇ પુગ્યો ત્યારે નવાબે સઘળા નોકરને બાહેર કહાડીને મેહરઅલીને કાંઇ ખાનગી વાત કહી, અને ત્યાર પછી તે થોડા કલાકમાં મરી ગયો.—

"ખબર મળવા પ્રમાણે મેહરઅલી પણ તે પળથી ઉદાસ દેખાયો, અને મેહરઅલી પણ થોડી પળ બેભાન હાલતમાં પડયો હતો, અને તે હુસ્યાર થયો ત્યારે તેના મોંમાંથી આટલા શબ્દો નિકળ્યા હતા "અમારૂં નખોદ વળી ગયું!--

"પુનેના રખેવાળ અને હૈદરાબાદના હજુર્યા મારફતે હું એટલી વીગત મેળવી શકયો છું. પોતાના બાપની ખાનગી વાત સાંભળી મેહરઅલી ઉદાસ અને નાસીપાસ થઈ ગયો હતો. એ ઉપરથી જણાય છે કે નવાબનો ભેદભરમ કાંઇ ગંભીર પ્રકારનો છે. તે ઉપરથી મેહરઅલીએ

પેલી ચાંઠાવાળી સ્ત્રી સાથે મુલાકાત કીધી હશે. એ વાતમાં દમ ઘણો છે, કારણ કે જે વાત સાંભળીને પાહાડ જેવા નરો બેસુધ્ધ થઇ જાય, તે વાત કાંઈ જેવી તેવી નહી હોય. હવે જે બીજી શોધ મારે કરવી છે, તે એ કે મરનાર સ્ત્રી મરીઅમના ઘરમાં હતી તે વરે તેણીને મળવા જનાર મેહરઅલી હતો કે બંધવો હતો? એમાં તો બિલકુલ શક નથી કે આ સ્ત્રીનું ખુન થયું છે તે ફકત આ છુપી ઘાત તેણી જાણીતી હતી તેને લીધે હતું. તેણીનું ખુન કરવાની મતલબ એ હતી કે એ છુપી વાત બીજું કોઇ જાણે નહી, અને એ વાત દુન્યાન લોકોનાં કાને પડે નહી.



## પ્રકરણ ૧૭.



## જાળમાં નવી માછલી.

શેરખાંએ જેટલી વાર વાત કીધી તેટલીવાર 'સીલીંગ' તરફ જોયા કીધું, અને ફરીને જેટલી વાર સાંભળ્યું, તેટલી વાર હાથો ક્રમેક્રમ મેળવીને અને અને આંખના ડોળા ફાડીને તેણીએ સાંભળ્યું. શેરખાંએ બોલવું પુરૂં કીધું કે પોતાની આંખ્યો સીલીંગ પરથી નિચે ઉતારી, અને ફરીને સાંભળવાનું પુરૂં કીધું કે હાથો છુટા કીધા, અને આંખના ડોળા નાના કીધા. તે છતાં તેણી અકડી ગઇ હોય તેમ હાલ્યા ચાલ્યા વિના બેસી રહી, ને બન્ને હાથની તાળી મારીને બોલી, "બાવાજી, આ તો કાહાણી કીસ્સાનો કેસ છે!"

"હા, મારી દીકરી, પણ હું એટલું જોવું છું કે જે જે તર્કો તેં બાંધી હતી, તે ખરી દીસે છે. ભાઈ શેરખાંની શોધપરથી તો એમ જણાય છે.—ભાઇ શેરખાં, મારી દીકરી પહેલેથીજ કહેતી હતી કે નવાબ મરી ગયા, ત્યારથી મેહરઅલીને ઉદાસી થઇ છે તેનું કાંઇ છુપ્યું કારણ હોવું જોઇએ."

"હું જોઉં છું કે પરીન બાઇ શીખેલાં છે અને ભેજું દોડાવી શકે છે. એવી દીકરી ધરાવનાર બાપ નસીબવંત કહેવાય. માફ કરજો પરીન બાનું, હું કાંઇ તમારી ખોટી તારીફ કરતો નથી—તમે ધારો છો તે વાત ખરી છે કે મરનાર નવાબઅલી અને મેહરઅલી વચ્ચે જે પળે વાત થઇ તે પળથી મેહરઅલી બદલાવો જોઇએ, અને વળી આ પણ ચોકકસ છે કે મરનાર ચાઠાંવાળી સ્ત્રીએ તેને કાગળ લખીને બોલાવ્યો, ત્યારે મેહરઅલીને તેણીને મળ્યા વિના બીજો છૂટક નહી હતો. અને તેથી તેને જવુંજ પડયું હશે, કારણ કે તેણી આ કુટુંબના ભેદ ધરાવતી હતી. આ કેસમાં તેણીની મોટી હિલચાલ છે. મેહરઅલી અને બંધવા વચ્ચે શી સગાઈ છે તે તેણી જાણતી હશેજ, અને તેટલા માટે એ સ્ત્રી કોણ હતી, તે જાણવા માટે તેણીની આગળી ચાલચલણુ અને વર્તણુક અને તવારિખ જાણવી જોઇએ. આટલું દેખાઇતું છે કે નવેમ્બર મહિનાની આગમજ મરનાર નવાબના બન્ને છોકરાઓને એ ભરમ ખબર નહી હતો, અને તે ઉપરથી સાર ખેંચી શકાય છે કે એ બન્ને છોકરાઓ મરનાર સ્ત્રીને પેહલાં ઓળખતા હતા નહી. એ ઉપરથી હું અનુમાન કરૂં છું કે એ છૂપા ભરમની શરૂઆત એ બન્ને છોકરાઓના જન્મ આગમજની હોવી જોઇએ. અગર બન્નેના જન્મ આગમજ નહી હોય તો ઓછામાં ઓછુ વડો છોકરો નસરૂદીન ઘણો નાનો હોય, તે વેળાનો એ ભરમ હોવો જોઇએ, અને તેથી નસરૂદીનને પણ એ વાતની કાંઈ પણ ખબર નહી હતી. નસરૂદીન ૨૮ વર્ષનો હતો અને મેહરઅલીને ૨૬ વર્ષ છે; હવે જે આપણને તપાસવાનું છે તે એ કે મરનાર બુઢા નવાબને આસરે ૨૮ વર્ષની વાત ઉપર મરનાર સ્ત્રીને મળતી કોઇ સ્ત્રી સાથે કોઇ પણ પ્રકારની ઓળખ અથવા કોઇ પણ પ્રકારનો સંબંધ હતો કે નહી ?"

આ વેળા પરીન બોલી ઉઠી, "પણ એ શોધી કાહડતાં દિવસોના દિવસ જોઇએ, ત્યારે શું તેટલાંમાં મેહરઅલીને ફાંસી જવા દેવો ? છુપી

વાત જે હશે તે ખરી! બળી ગઇ છુપી વાત! હું તો માગું છું તે એ કે એવી કાંઇ બાતમી શોધો કે જેથી મેહરઅલી નિરદોષ સાબેત થઇ છૂટી જાય."

"અને હું પણ તેજ મતલબથી કહું છું કે નહી? બાઇ સાહેબ" શેરખાંએ ઉત્તર દીધો, "જ્યારે એ ભરમનો પરડો ખુલશે ત્યારે નવાબ મેહરલીનું શું થયું અને તે કયાં છે તે માલમ પડશે. હજી સુધી એ બંધવો કોણ છે તે આપણે જાણતાં નથી; પોલીસ પણ નવાબ મેહઅરઅલી ઉપર ગુનાહ ઓળવે છે, અને બંધવા સામે પૂરાવા મારા ધાર્યા પ્રમાણે મકકમ નથી. વળી એકબારગી નવાબ મેહરઅલીને આપણે શોધીને રજુ કર્યે, તો એ તે પોતાના કુટુંબની આબરૂને લીધે ખુલાસો કરશે નહી. તેથી આપણી ફરજ છે કે જે વાત આપણને કેહેવા તે નારાજ હોય તે વાત આપણે પોતે શોધી કાહડયે અને આપણે પોતે કોર્ટમાં રજુ કર્યે."

"હા, ભાઇ, તમે કહોછો તે ખરૂ છે! તે પોતે ભરમ ખોલતાં શરમાશે, કારણ કે ભરમ કાંઇ નાનોસુનો લાગતો નથી. એ ભરમને લીધે તો જાન વતીક ગયા છે, ત્યારે ખુદા જાણે કે એ એવી તે શી વાત હશે! હું બીજું કાંઇ માંગતી નથી, બસ મારા મેહરનો જીવ ઉગારો!"

"થશે, તેમજ થશે! ધિરજ પકડો! નવાબ અકબરઅલીના લગનના ટાઇમની મેં તપાસ કીધી, પણ કોઇ જુનો નોકર મળી આવતો નથી. જુનામાં જુનો નોકર મેહરઅલીનો કારભારી સુલેમાન છે, પણ તેને પૂછવાથી માલમ પડે છે કે તે કાંઇ દમ જેવું જાણતો નથી. મેં હૈદરાબાદમાં નવાબના આડોસી પાડોસીમાં ખબર કાહડવામાં કશી બાકાત રાખી નથી. ઘણી ખબર કાહડતાં નવાબના એક બુઢા ઘોડાવાળાની બૈરીએ કહ્યું કે નવાબને ત્યાં એક એંસી વર્ષની જરીના નામની મુસલમાન દાસી હતી, પણ તેણી છ વર્ષ થયાં પોતાના વતને ગઇ છે, અને કદાચ મરી ગઇ હોય કે જીવતી હોય તે હું કહી શકતી નથી. પોતાની બૈરીના બોલવાને બુઢા ઘોડાવાળાએ

ટેકો આપ્યો કે હા એ વાત ખરી છે. બુઢી દાસી નવાબને ત્યાંજ રહેતી હતી અને નવાબ તેણીને મુફ્ત પગાર આપતો હતો. કહે છે કે એ બુઢી દાસીએ મરનાર નવાબને પણ રમાડયો હતો. પણ આ બધી વાત કરીને તેઓએ કહ્યું કે તે બુઢી દાસી કયા ગામ છે તેની અમને ખબર નથી. આ બધી ખબર મને નકામી થઈ પડતે, કારણ કે બુઢી જરીનાને આખા હિંદુસ્તાનમાં કયાં ઢુંડવીં તેની મને સમજ પડી નહી. પછી વિચાર કરી કરીને હુ હૈદરાબાદમાં મરનાર નવાબના વકીલને ત્યાં ગયો. આ વકીલની પેઢી ઘણી જુની છે અને તે મરનાર નવાબની હૈદરાબાદની મોટી મીલકતનો વહીવટ કરે છે. ત્યાં ગયો ને તાલ તલાવતથી મેં વકીલને પૂછ્યું કે મરનાર નવાબને કોઈ જરીના નામની દાસી સાથે સંબંધ હતો છે કે નહી? ઇનશાલા તાઅલ્લા! તેણે મને જવાબ દીધો કે હાલ તેણીને ૮૬ વર્ષ હશે, અને તેણી જીવતી છે કે મરી ગઇ તે હું કહી શકતો નથી, પણ દર વર્ષે તેણીની ઉપર નવાબના હુકમથી સાળીઆણું હું મારી પેઢી મારફતે આપું છું. ગયે વરસનું સાળીઆણું મોકલવાને નવ મહિના થયા છે. અને તે વખતે મને ખબર મળ્યા મુજબ તેણી મરણતોલ હાલતમાં હતી. વળી પૂછતાં તેણે કહ્યું કે તેણી નવસારીમાં બીબીની વાડીની પછવાડે પોતાના નાનાં ઘરમાં રહે છે, વાસ્તે આજે રાતની ગાડીમાં મારે નવસારી જવું છે. જોઇએ, ત્યાં તે બુઢી મળે તો કાંઇ બાતમી મળે. હું કદાચ એક દિવસમાં આવીશ, ને વખત લાગે તો એમ સમજવું કે હું બીજે ઠેકાણે શોધ કરવામાં રોકાયો છું."

"ઓહ! વળી તમે કોણ જાણે કયારે આવશો! ને વળી મારા ડોળા તણાયા કરશે! ને હું ફિકરમંદ રહીશ!"

"ડોળા તાણવાનું કાંઇ કામ નથી. હું તમો લોકોને એક કામ સોંપુ છું. અલબતાં તમારૂં એકલાંનું કામ નથી, તે છતાં તમારે પણ અંદર થોડો ભાગ લેવો એવી મારી સલ્લાહ છે. તેમાં આંપણી મતલબ સમાયલી

છે. આપણે જાણ્યે છીએ અને માન્યે છીએ કે બંધવો કોઇની વાટ જુવે છે, પણ કદાચ તે શખ્સને ખબર નહી હશે કે એ પકડાયો છે, અને ખબર હોય તો જેલમાં તેને મળવા આવવાની તે શખ્સની હિમ્મત થતી નથી; પણ મોડે યા વેહલ્લે બંધવાને કોઇ મળવા આવશે ખરૂં. તમે કહો છો કે હજી સુધી તે કોઇને મળવા માગતો નથી. એટલું કરો કે દરરોજ તમે બંધવાને મેહરઅલી સમજીને જેલર પાસે તેને જણાવો કે પરીન મળવા માગે છે. આપણે જાણ્યે છીએ કે તે કાંઇ તમને મળવા માગશે નહી, પણ જેલની બાહેર છુપા વેશમાં મેહરઅલીના વફાદાર નોકર સુલેમાનને ભમતો રાખો ને તેને કહી રાખો કે કોઇબી શખ્સ આપણા બંધવાને મળવા આવે, ને તે શખ્સને બંધવો ખુશીથી અંદર બોલાવે, તો તે કોણ છે અને ક્યાં રહે છે તે જાણવા માટે તે મળવા આવનારની પુઠ પકડી પત્તો મેળવવો. કોઇબી બીજાંને એ કામ સોંપવું નહીં, કારણ કે કરીમખાં એ બંધવાને ફાંસીએ લટકાવા માગે છે, તેથી એ પોતાની સાબેતીઓને હડીલાઇથી વળગી રહેશે. તમે હમણા ને હમણા સુલેમાનને બોલાવો કે હું તેને બધી વાત સમજાવું ને કેમ હુસ્યારી રાખવી તેની ચેતવણી આપું. મને લાગે છે કે સુલેમાન વફાદાર અને પ્રમાણિક છે, તેમજ તે પોતાના શેઠને ચાહે છે, અને તેથી આપણે એને જેમ કરવા કહીશું તેમ એ ખુશીથી કરશે."

તુરત સુલેમાનને બોલાવવા માણસને દોડાવ્યું. તે જઇને તુરત સુલેમાનને તેડી લાવ્યો. સુલેમાનને કહયું કે તારા શેઠને બચાવવા માટે તારે અમને મદદ કરવી, આ શબ્દો સાંભળતાંજ તે તુરત નાચવા કુદવા મંડયો અને હરખાઇ ગયો, ને બોલ્યો,

"સાહેબ, હું મારા શેઠને માટે મારો જીવ આપવા તૈયાર છું. તમે મને જેમ કહેશો તેમ કરવા તૈયાર છું વેશ બદલવા તૈયાર છું. જેની પુઠ પકડવા કહેશો તેનો ઓળો થઇને પુઠ પકડીશ. દુઃખ ખમવું પડશે તો

ખુશીથી ખમીશ. ભૂખું રહેવું પડે તો તેની મને ચિંતા નથી. મને એક જાતનો સંતોષ થશે કે હું મારી ફરજમાં પછાત પડયો નથી. આજે કેટલા દિવસ થયા હું અરધી ભૂખે ખાવું છું, અને આખી રાત મારા શેઠનો વિચાર કરૂં છું ! અફસોસ !" એમ કહીને તે રડવા લાગ્યો.

આ વફાદાર નોકરની વફાદારીથી રજબઅલી, પરીન, અને શેરખાંની છાતીમાં ખીલા ભોંકાતા હોય તેમ લાગ્યું. નોકર એવા જોઇએ કે જે નિમકહલાલી કરે; જે નોકરની ચશમમાં બેવફાઇનું પડ ફરી વળે ને તેની ચશમ ફેરવાઇ જાય, તે નોકર કરતાં પાળેલો કુતરો ભલો. બેવફા નોકર કુતરા કરતાં પણ હલકો છે.

પરીનને અને સુલેમાનને જેન્ન તરફ કેવી રીતની છુપી તપાસ રાખવી તેની બધી સમજણ આપીને શેરખાં તે રાત્રે નવસરી જવા ત્રેનમાં ઉપડી ગયો.



## પ્રકરણ ૧૮.



## એમાં નવું શું ?

શેરખાં રાતની ત્રેનમાં નવસારી જવા બેઠો, પછી તેણે ત્રેનમાં પોતાની યોજના ઘડી કાહાડી. નવાબનાં વકીલે સરનામું બરાબર આપ્યું હોય તો ઠીક. તો જરીના દાસીનો પત્તો મેળવવામાં અડચણ પડશે નહી. નહીં તો તેણીને શોધી કાહડતાં વખ્ત નિકળશે, અને જો તેણી ખોદાને દરવાજે જઇ પુગી હોય તો ફેરો હરામનો થઇ ધરમનો ધકેલો પડે. આવા આવા વિચાર કરતો શેરખાં નવસારીમા સ્ટેશન ઉપર ઉતર્યો. બાકીની રાત સ્ટેશન ઉપર વેટીંગ રૂમમાં કાહાડીને બડી બામદાદમાં તેણે નવસારીમા મોહલામી ધૂળ પોતાના જોડા ઉપર લેવા માંડી. પૂછતાં પૂછતાં લંકે જવાય છે. પણ

પૂછતાં પૂછતાં એક ગામનો ચોકસ લતો શોધી કાહડવો એ કાંઈ ઘરે જવા જેટલું મુસ્કેલ નથી, એટલે રસ્તો તો ઝટ મળ્યો.

રસ્તામાં એક માણુસ મળ્યું તેને તેણે પૂછ્યું, "ભાઇ અહીં કોઇ બીબીની વાહીની પછવાડે જરીના નામની બુઢી ડોસી રહે છે?"

"કયી જરીના, શું કામ છે, અને તમે કોણ છો?"

"ભાઇ એક પછીએક સવાલ પુછ તો તનેતેના પૂરા પૂરા જવાબ આપું. બધા સામટા સવાલોના જવાબ કેમ આપું? જોતી ભાઇ, હું કોઇ જરીના નામની બુઢીને હૈદ્રાબાદથી મળવા આવેલો છું. તે બુઢી નવાબ અકબરઅલીને ત્યાં અગાઉ દાસી હતી."

"હા, તે મારી સાસુ થાય; પણ તમે કોણ છો? અને તે તો મરવા સુતેલી છે."

"હું નવાબ અકબરઅલીને ત્યાંથી આવ્યો છું. મને ભાઇ જરા દેખાડ, તે જરીના કયાં છે?"

શેરખાંએ તુરત ગજવામાં હાથ નાખ્યો ને એક રૂપૈઓ તેના હાથમાં મુકયો. તુરત સઘળા સવાલો નાબુદ થઈ ગયા, ને આ શખ્સ ગુપચુપ પોતાની સાસુ આગલ શેરખાંને તુરત લઈ ગયો.

આ પ્રમાણે ઘર તો જડયું. બુઢી પણ મળી. તેણી ભોંય તળીએ એક ખાટલી ઉપર પડેલી હતી. તેણીનું શરિર સઘળું તવાઈ ગયલું હતું. ફકત હાડકાં ને તેની ઉપર ચામડી દીસતાં હતાં. બુઢાપાની નાતવાનીએ વિશેષ ગલબો કીધો હતો. તેણી બોલતાં પણ હાંફતી હતી ઉઠીને બેસવાની શકિત તદન ઓછી થઈ ગઈ હતી. જે દાહડા જતા હતા તેમાં તાકો પડી થાય એ નકકી હતું.

શેરખાંએ પેહલી દુઆ ગુઝારી કે ઓ દાદગર! જો હું થોડા દાહડા રહીને આવ્યો હોત તો આ બુઢી મને જીવતી મળતે નહી.

આ જરીનાનું ઘર એક મજલાનું હતું, અને જો કે આ ઘર કોઇ દોલતમંદ માણસનું નહી હતું, તે છતાં તેના થોડા સરસામાન ઉપરથી દેખાતું હતુ કે આ ઘરમાં રહેનારાં દાલ રોટલીથી સુખી હતાં, અને તે સઘળું નવાબ અકબરઅલીના સાળીઆણાને આભારી હતું, એમ કાંય નહી હોય ?

પેલો રસ્તામાં મળનાર શખ્સ, જે જરીનાનો જમાઇ હતો, અને જે જરીનાની છોકરી લયલાનો વર થતો હતો, તે ખેતીવાડી કરનાર હતો. લયલને જોતાંને વાર બોલ્યો, "લયલા, લે આ કોઇ તારી માને પુછે છે. છેક હૈદરાબાદથી નવાબ અકબરઅલીને ત્યાંથી આવ્યો છે."

આ સાંભળી આ ગરીબ પણ દેખાવડી લયલા બેવડી ખુશી થઇ. ઘરમાં નવાબ અકબરઅલીને ત્યાંથી પરોણો આવ્યો, એ એક તેમનાં મનથી તેમને મોટું માન હતું.

"આવોજી આવોજી બેસો," એમ કહી એક ખુરસી લાવીને લયલાએ તેની આગલ મુકી, અને બોલી, "ભાઇ લાંબે વેરથી આવ્યા છો, કાંઇ ચાહ પાણી પીશો ?"

"નહી બાઇ મને કાંઈ ખાવું પીવું નથી. હું સ્ટેશન ઉપર ચાહ પાણી કરીને આવ્યો છું. નવાબ અકબરઅલીના વકીલ તરફથી હું આવ્યો છું. તમારી માને મલવું છે."

"આ તમે જુવો છો તે મારાં માએજી છે. બિચારાં કેટલા દિવસ થયા ખાટલે પડયાં છે—(પછી મા તરફ ફરીને બોલી) માએજી તમને કોઇ હૈદરાબાદથી મળવા આવ્યું છે."

"ઇનશાલ્લાતાલા ! આવો આવો, મારી આગલ આવો ! કેવો ભલો માણસ ! મેં રમાડેલો ! મેં નહવાડેલો ! હું તેનું મો જોવા કેવી ઈંતેજાર છું !"

તેણી બોલે તેટલામાં શેરખાંએ પોતાની ચકોર આંખ્યો વડે તપાસી લીધું કે આ ઘરમાં કાંઇ ભેદ ભરમ હેયજ નહી. બુઢી તદ્દન પ્રમાણિક અને સાફ હૈયાંની દીસ્તી હતી. ફકત વૃદ્ધ વયને લીધે ઝડપથા બોલી શકતી હતી નહી. અગરજો બુઢીનું દિલ પાપી હોતે તો નાતવાની છતાં તેણીનાં મોં ઉપર નુર હતે નહી. જો તેણીનું અંતઃકરણ વેચાયલું હતે તો તેણી બુઢાપા છતાં મકકમ ઢપે બોલતે નહી. જો તેણીએ નિચ કર્મમાં સામેલગીરી આપી હતે, તો નવાબ અકબરઅલીનું નામ લેતાં આવા બુઢાપામાં પણ પોતાના કરતુકની યાદ તેણીને એકદમ થતે, અને મોંનો રંગ તુરત બદલાઇ જતે.

જે પરિક્ષા સાદી નજરે નહી થાય તે શેરખાંની અનુભવી નજરે થઇ હતી. હવે તેનું બાકી રહેલું કામ એ હતું કે બુઢી કાંઇ વાત જાણતી હોય તે કળે વળે જાણી લેવી.

"તમેજ નવાબ અકબરઅલીના દાસી કે? હું નવાબ અકબરઅલીના વકીલ તરફથી આવયો છું. કદાચ તમે જાણતાં નહી હશો કે નવાબ અકબરઅલી તો મરણ પામ્યા છે."

"નહીજી, મને કોણ લખી જણાવે!" બુઢી દલગીર સાદે બોલી, "નવાબ સાહેબ બહુ મીયાં માણુસ હતા! બિચારો મને હજી ભૂલ્યો હતો નહી!

"હા, ને હમણા હું આવ્યો છું તે બી તમને ભૂલ્યો નથી. નવાબના વકીલને સારી પેઠ ખબર છે કે નવાબ સાહેબનો તમારી તરફ સારો ચાહ હતો, અને તેથી મને તમારૂં સાળીઆણું આપવા મને અતરે મોકળ્યો છે. હજી તો તણ મહીના બાકી છે તેટલાંજ હું તમારા રૂપીઆ લાવ્યો છું, કારણ કે નવાબની મીલકતમાં બધો ઘોંટાળો થયલો છે, ને તે ઘોંટાળો કોણ જાણે કયારે નિકળે, અને તમને પાછા રૂપીઆ કોણ

જાણે ક્યારે મળે, તેટલા વાસ્તે તમુને અગાઉથી રૂપીઆ મોકલી દેવાનો સારો વિચાર વકીલ સાહેબને સુઝ પડયો છે!"

"બેટા, હું સાંભળીને બહુ દલગીર છું કે બિચારા નવાબ સાહેબ મરી ગયા અને વળી મીલકતમાં ગોટાળો થયલો જાણીને હું મરતી વખતે બેવડી હેરાન છું! મને હવે રૂપીઆનું શું કામ છે કે મને હાલ દોથીમાં નાખી!"

"હાજી, ઘોંટાળો એટલો બધો છે કે મેહરઅલી કોણ જાણે કયારે એમાંથી છૂટો થશે."

"અરેરેરે! મારા નવાબ સાહેબના કુટુંબ ઉપર આવી આફત! અરે હુ એ અગાઉ મરી નહી ગઇ!" બુઢી જરીનાની આંખ્યોમાં આંસું આવ્યાં

શેરખાંએ પોતાનો 'પ્લાન' રચી રાખેલો હતો. અને વાત તેની મરજી મુજબજ આગલ ચાલતી હતી. તે બોલ્યો:–

"હાજી! આફત! અમે તેની જેવી તેવી આફત! એ મરે દદા! એ કોણ જાણે ડાકણ કયાંથી નિકળી આવી!"

આ સાંભળીને જરીના કાંઇ બોલી નહી, કાંઇ ચોંકી નહી, કે કાંઇ પૂછયું નહી. શેરખાંએ જોયું કે વાત અટકી પડશે. તેણીએ ટગર ટગર શેરખાં તરફ જોયા કીધું પણ આખરે બોલી, "કોણ દદા! કોણ ડાકણ! મેહરઅલીની કોઇ પરણેલી ઓરત વિષે બોલો છો કે?"

"નહી રે જી, પરણેલી ઓરત કયાંથી! એ તો કોઈ બાહેરની છે! ઘોટાળો શું છે તે હું જાણતો નથી પણ હું તે ઓરતનું નામ વીસરી ગયો રે! મને યાદ હતું જો! કોઈ ઓરત છે તો ખરી! નવાબ અકબરઅલીની ઓળખાણની છે? તેના મોં ઉપર આઠાં અને દામ છે!"

આ સાંભળીને બુઢી તેમજ તેની છોકરી બન્ને અજાયબ થયાં.

"યાદ્રાં અને દામ ! એવી તો મને કોઈ ધ્યાનમાં નથી આવતી ! માળીની હસીના તે કયાંથી હોય ! નહી તેણી કયાંથી હોય !"

શેરખાંને જે નામ જોઇતું હતું તેજ એ કે ? તેનું હૈયું અંદરથી કુદવા લાગ્યું.

"હાજી, એજ નામ ! કોઇ હસીના, એવુંજ નામ છે." શેરખાં હિકમતથી બોલ્યો.

આમ શેરખાંને બોલતો સાંભળીને બન્ને મા દીકરીઓ અજાયબીથી હસ્યાં અને બન્ને બોલ્યાં, "હસીના કયાંથી હોય ! તેણીને મરી ગયાને તો ૨૬ વર્ષ થયાં !"

મારી નાખ્યા ! આ તો વળી નવી નિરાશી ! માળીની હસીના તો મરણ પામી, ત્યારે પેલી સ્ત્રી કોણ હશે ? આટલી મેહેનત કીધી ને મીયાં કયાં, તો કહે જયાંના ત્યાં.

---

## પ્રકરણ ૧૯.

---

### માળીની હસીના.

શેરખાંને શક લાગ્યો કે આ બન્ને બારસો થાપ આપતી હોય તો ? પણ એમના ચેહરા ગવાહી પુરતા હતા કે એ લોક જાુઠું બોલતાં નથી, અને તેથી એવો વેહમ શેરખાંનાં મનમાંથી નિકળી જતાં વાર નહીં લાગી. વહેમ તો બધાંને આવે, પણ તે વેહમ જલદી નિકળી જવો જોઇએ.

"નહીરે બાઇ, તમે ભુલો છો. છ મહિનાની વાત ઉપર તો એ માળીની હસીના જીવતી હતી–"

"નહી, તે માળીની હસીના કયાંથી હોય, તે કદી હોય નહી," જુની હવે તણાઇને બોલી, "તમે મને બુઢી સમજીને અનાડી બનાવો છો શું ?"

માળીની હસીનાના મોં ઉપર ચાઠાં અને દામ હતા, અને તેણીનેજ નવાબના કુટુંબ સાથે સંબંધ હતો," શેરખાં જાણે કેવું એક જાણતો હોય તેમ બુઠી જરીનાંની સચ્ચાઈ તપાસવાની મતલબથી બોલ્યો.

"તમે એમ કહો છો કે માળીની હસીનાને તમે બે મહિના થયા જીવતી જોઇ? એમ કહો તો તમે જૂઠા છો! નહિ તો તમે ઘેલા છો.! બાવા, તમને હું કહું છું તે ખરૂં છે કે તેણીને મરણ પામ્યાંને ૨૬ વરસ થયાં. તેણી પુનામાં મરી ગઇ. નવાબ સાહેબની બેગમને મેહરઅલીની વખતે હમેલ હતા, ત્યારે નવાબ પોતાની બેગમ સાથે પુને ગયા હતા, અને માળીની હસીના પુનામાં પાણીનો ધોધ છે તેમાં ઘસડાઇને મરી ગઇ. ત્યાર પછી થોડે દિવસે બેગમ સાહેબે મેહરઅલીને જન્મ આપ્યો. નવાબ સાહેબ કહેતા હતા કે તેણીનું મુડદું પણ હાથ નહી લાગ્યું. તમે ધારો છો કે હું બુઠી થઇ એટલે બધું ભુલી ગઇ? નહી નહી! અરે હું તો તેને બરાબર પિછાણતી હતી, અને તેણીના નિમકહરામ લુચ્ચા બાપને બી બરબર ઓળખતી હતી!" બુઠી જરીના ઉસ્કેરાઇને બોલી, અને પછી હાંફતી હાંફતી બિછાનાપર પડી રહી.

બુઢા માણસોનો, તેમાં મૂખ્ય કરીને બુઠી ઓરતના દિલનો ગર મેળવવો હોય તો શેરખાંએ કર્યું તેમ કરવું, બધું જૂઠું પાડવું, એટલે પછી જોઇ લો, પોતાનાં બોલવાના ટેકામાં એક પછી એક સાબેતી તૈયાર! જો જરીના દાસીને પેહલાંજ કહેતે કે તમે કહો છો તે ખરૂં છે, તો તેણી બીજી વાત કરવાની માંડી વાળતે, અને બીજી બાતમી બાહેર આવતે પણ નહી. બુઢાંએને જૂઠાં કહેવાથી તેમને ખિજવાત બહુ થાય છે.

જરીના વાત આગલ ચલાવે તો સારૂં એવી મતલબથી શેરખાંએ સાહુકો પુછ્યો, "અંહ તેણીનો બાપ નિમકહરામ લુચ્ચો ચંડાળ હતો? અંહ! તે કેમ વારૂં?"

"અરે મુવો બહુ લુચ્ચો ચંડાળ હતો ! તેનું નામ પીરાન માળી હતું," આટલું બોલી તેણીએ પોતાની છોકરી લયલાને પૂછયું "તને યાદ છે કે મેં બધી પીરાનની વાત કીધી હતી તે ?"

"હા, માજી, મને બધી યાદ છે," તેણી બોલી. તેણીના નિરદોષ જવાબથી શેરખાંની વધુ ખાતરી થતી ગઇ કે આ બન્ને ઓરતો બનાવત કરતી નથી, પણ સાચાં અંતઃકરણથી વાત કરે છે.

"પણ બસ કરો મા, પરોણાને એવી વાત કહીને તેનું દિલ દુઃખાવવાની જરૂર નથી," એમ કહી છોકરી ચુપ રહી.

"નહીરે બુઢી મા. મારૂં દિલ શાનું દુઃખાય ? એવી વાત સાંભળી હોય તો દુન્યાનો અનુભવ મળે, ને નિમકહરામ નોકરોથી આપણે ચેતેલાં રહીએ. વાસ્તે, બુઢી મા, તમે બેફિકર રહો ને મને કહો કે હસીનાના બાપ પીરાને નિમકહરામી ને લુચ્ચાઇ શું કીધી ? બુઢીમા, તમારી યાદ દાસ્ત શકિત હજી બહુ સારી છે અંહ ! વાહ !"

"અરે લો તમને કહું ! હું કાંઇ ભુલી નથી ગઇ ! એ મુવો પીરાન નવાબના બાગનો દસ વરસ જુનો માળી હતો, પણ મુવો લુચ્ચાઓની ટોલીમાં સામેલ હતો. કુરાને શરીફની શિખામણથી ઉલટો જઇને શરાબ પીતો હતો, અને શીવાજીની જાતથી ઉતરી આવેલા કેટલાક મરાઠાઓની છુપી મંડળીમાં જાસુસ તરીકે સામેલ હતો. હિંદુસ્તાન ઇંગ્રેજોના હાથમાંથી પાછું કેમ લેવું અને ઇંગ્રેજોને કેમ હંકાવવા, અને વેલાતની બનાવટનો માલ હિંદુસ્તાનમાં આવતો કેમ અટકાવવો તેનો વીચાર અને મસલહત કરવા આ છુપી મંડળી હસ્તી ભોગવતી હતી. ત્યાં એ મુવો પીરાન હમેશાં જતો આવતો હતો. તે મુવો મુસલમીન અને ઇંગ્રેજ બધાનો દુશમન હતો. નવાબે બાગમાં તેને માટે રહેવાની ખોલીઓ બંધાવી આપી હતી તેમાં તે પોતાની દીકરી

હસીના સાથે રહેતો હતો. જે દહાડેથી તેને પેલી છુપી મંડળી સાથે પિછાણ થઇ ત્યારથી તે જાણે કેવો એક શેઠિયો હોય તેમ ફરતો હતો, અને તે દહાડેથી તેનું ભેજું ચકાસવા માંડયું, અને તે કામકાજ તરફ તદ્દન બેદરકાર થતો ગયો. એક દાહડો તે પૂર છાકટો થઇને નવાબને બાગમાં સામે થયો, અને મારા અશરાફ નવાબને ગાળ દઇને અપમાન કીધું."

"તે અપમાન નવાબે ખમ્યું નહીંજ હશે ?"

જરીનાને આગલ વાત ચલાવવા શેરખાંએ ઉપર પ્રમાણે ટાહુકો પૂરયો.

"વાહ ! ત્યારે તમે શું એમ કહેવા માગો છો કે નવાબજાદો એવું અપમાન ખમે ? નવાબ સાહેબે તો તેને આંચકો મારીને ચત્તો પાત બાગમાં બિછાવી દીધો, અને અંદર જઇને પોતાના કારભારીને કહ્યું કે એનો પગાર ચુકવી આપીને કાહડી મુક. ત્યારથી એ મુવા ચડાલના પેટમાં ભુત ભરાયો. ભેજામાં પવન લઇને તે પેલા મરાઠાઓના મકાનમાં જઇને રહેવા લાગ્યો, અને પછી જે બી કોઇ નવાબનો નોકર મળતો તો તેને સમજાવતો કે મારી મંડળીમાં સામેલ થાઓ, હું તમુને મોટી પદવી અપાવીશ, અને એવી બીજી મોટી મોટી આશા આપી તેમને ભમાવતો હતો. તે વળી મારા નવાબની લાત મુકકી ભૂલી ગયો હતો નહી, અને બધાઓ આગળ નવાબ ઉપર વેર લેવાની વાત કર્યાં કરતો હતો મારા નવાબના કાન ઉપર એ વાત આવતી હતી. અને એ પ્રમાણે એક મહિનો નિકળી ગયો. ત્યાર પછી નવાબને ગુસ્સો આવ્યો તેથી તેણે બધા નોકરોને રૂખસત આપી, અને તેને બદલે બધા નવા નોકરો રાખ્યા. આથી કામ ઉલટું બિગડયું, ને તેઓ બધા સાથે મળી ગયા ને સાથે મળવા લાગ્યા," આટલી વાત કરતાં જરી

ના દાસી હાંરી ગઇ હતી. તેણી બએ બોલ વચ્ચે વિસામો ખાતી હતી, અને આ ટલી વાત કરતાં ખાસો તેણીએ એક કલાક લીધો હતો.

"પછી શું થયું, બુઢી મા, ?" શેરખાં તેણીને બુઢી મા કહીને રાજી રાખતો હતો, અને શેરખાંની તાજીમ તવાજોથી તેણી બહુ ખુશી થતી હતી. તેણી પછી બોલી:–

"પછી મારા નવાબનો દાહડો બરગશ્તે બેઠો. મુવો પીરાન શુર ઉપર ચઢયો એક દાહડો નવાબને ગાડીમાં એકલો જોઇને પીરાને પોતાના સાથીઓ સાથે ઘોડાવાળાને તેમજ નવાબને મરણ તોલ માર માર્યો. બન્ને જણ બેસુધ્ધ થઇને પડયા ત્યારે તેઓ સઘળા નાહસી ગયા. જ્યારે નવાબ સુધ્ધિમાં આવ્યો ત્યારે તેને પીરાનને જોયલો હતો તેનું ધ્યાન આવ્યું, અને તુરત તેણે સરકારમાં નોધાવ્યું. એક બે કલાકમાં પોલીસે પીરાનને નાહસ્તાં પકડયો, અને તુરત જેલમાં બંધ કીધો. પેલી મરાઠાની ટોળી કેઠે નાહસી ગઇ ને હાથ નહી લાગી, પણ ફક્ત પીરાન સપડાયો. નવાબ સાહેબની જુબાની ઉપરથી તેની તપાસ થઇ. બધાં ખુશી થયાં કે પાપ પત્યું, પણ એક જન પીરાનના પકડાયાથી નાખુશ થયું."

"વળી તે એક કોણ ?" શેરખાંએ તાજુબીથી પૂછ્યું.

"વળી કોણ ? બાપની ઉપર રીઝા થયલી તેની દીકરી ! કોઇ ભલા માણુસની દીકરી પણ પોતાના બાપને એટલી ચાહતી નહી હશે. ભુંડો તો ભુંડો પણ બાપ. બાપ પકડાયો ત્યારથી તેણી ઘેલી દીવાની થઇ ગઇ. તેણીનું બદસુરત મોંહ જોઇને કોઇ તેણીની આગલ ઉભું રહેતું હતું નહી અને બાપ પકડાયો તેથી તેણીનો સાથી હવે કોઇ બીજો રહયો હતો નહીં. અગાઉ એક દાહડો બેગમ બાગમાં ફરતાં હતાં ત્યારે ઝાડમાં છુપાઈ જતાં બેગમે તેણીને દીઠી હતી અને ત્યારે બોલાવીને તેણીની સાથે

નરમાસથી વાત કીધી હતી. આથી તેણી આ વેળા બેગમના ઓરડામાં ઘુસી ગઇ અને ગુંટણમંડીએ પડીને રડીને કકળાટ કરીને બેગમને કહ્યું કે નવાબને સમજાવીને મારા બાપને છોડવો. બેગમ સાહેબ અત્યંત દયાળુ હતાં, અને તેથી હસીનાના કકળાટથી પિગળ્યાં, ને નવાબને બહુએ સમજાવ્યા, પણ નવાબ એકના બે નહિ થયા વળી નવાબ સાહેબ ધર્મ ઉપર ચુસ્ત હતા, તેથી પીરાનને મરહાઓ સાથે મળેલા જોઇને તદન ગુસ્સે થયલા હતા. નવાબ સાહેબે સોગંદ લઇને બેગમને સાફ સાફ કહયું કે મારાથી બનશે એટલી સખ્તમાં સખ્ત શિક્ષા એને કરાવીશ, ત્યાં સુધી હું જંપીને બેસીશ નહીં.

હસીના નવાબ આગલ જઇને પણ રડી ઉઠી કે મારા બાપે તમને અપમાન કીધું પણ સાહેબ મેં તમારો શો ગુનાહ કીધો ? મારૂં તો આ દુન્યામાં કોઇ સગું વાહલું નથી, કે તેને ત્યાં હું જાઉં. વાસ્તે મારા બાપને છોડો, નહી તો તેને શિક્ષા થશે તો હું ભૂખે મરીશ.”

“નવાબ સાહેબ પિગળ્યા કે ?” શેરખાંએ પૂછયું.

“અરે નહીરે ભાઇ. એક રતીભાર ગુસ્સો ઉતર્યો નહી. એટલું નવાબે કહયું કે તારા બાપનું ગમે તે થાય, પણ હું તારો બંદોબસ્ત કરીશ. વિચાર કરીને નવાબ સાહેબે બેગમ સાહેબની ખિદમતમાં હસીનાને રાખી, પણ તેણીના બાપને છોડ્યો નહી, ને છ વરસનું કેદખાનું ભોગવવાની તેને શિક્ષા કરાવી.” બુઢી જરીના વળી અત્રે થોડીવાર હાંફતી મુગી પડી, અને દમ ખાઇને પાછી બોલી, “હસીનાના રડવા કુટવાથી બેગમ સાહેબને તેણીની ઉપર ઘણી દયા છૂટતી હતી, અને તેથી તેણીની ઉપર બહુ મેહરબાની દેખાડવા લાગી, પણ હસીનાનો ગમ તેથી એછો થયો નહી. મારી બેગમ સાહેબે તે ઉપરથી પુને જવાનું નક્કી કર્યું, અને હસીનાને સાથે લીધી, કે જેથી હસીનાનાં મનમાંથી બાપનો ગમ વીસરાય”

"બેગમે પોતાની સાથે હસીનાને લીધી હતી તેથી નવાબ સાહેબે કાંઇ અડચણ લીધી નહી; કારણ કે પીરાનને કેદખાનાની શિક્ષા થઇ ત્યાર પછી તણ ચાર અઠવાડિયાં પછી તેઓ પુને ગયા હતાં. ત્યાં હસીના બંડ ઉપર ફરવા ગઇ, ત્યાં પગ લપસી ગયો, ને પાણીના ધોધમાં તણાઇ ગઇ; તેણીને મેં તો પાછી જોઇજ નહી! અફસોસ! ત્યાર પછી બેગમ સાહેબે એક દીકરાનો જન્મ આપ્યો. હું તો હૈદરાબાદમાં હતી ત્યાં મને તો છેક પાછલથી એ વાતની ખબર પડી હતી. છોકરો બે મહિનાનો થયો ત્યારે નવાબ અને બેગમ હૈદરાબાદ પાછાં ફર્યાં હતાં પણ તે દાહડેથી મેં નવાબને અત્યાર સુધી કોઇ દાહડો ખુશ ચેહરે વાત કરતા જોયા નહી! નવાબ સાહેબ પુને ગયા ત્યારે જવાન દીસ્તા હતા ને પાછા આવ્યા ત્યારે જાણે બુઢા થઇ ગયા હોય એવા દુબળા અને લેવાઇ ગયલા અને ફિકરમંદ દેખાતા હતા. મારાં બેગમ સાહેબ, જેવણ મારી સાથે હસી બોલીને ખુશ મિજાજમાં મારાથી છૂટા પડયાં હતાં, તે પાછાં ફરયાં ત્યારે હસવાનું શું ને ખુશાલી શું તે સઘલું પુનામાં મુકી આવ્યાં હતાં! આહા! મારી કેવી દયાલુ બેગમ! બિચારીને કોણ જાણે શું દુ:ખ થયું તે તેણી બોલી નહી! સઘળું મનમાં રાખી રાખીને બે વરસમાં તો ગુજરી ગઈ! અફસોસ! જાણે એ સઘળું આજે બન્યું હોય તેમ મને યાદ છે! મારેબી મારી બેગમ સાહેબને ને મારા નવાબને જઇને મોંહ દેખાડવું છે! હવે હું તેમની પાસે થોડી વારમાં જઇશ! "એમ કહી જરીના દાસી, જેણીની છાતી શેરખાં આગલ વાત કરતાં ભરાઇ આવી હતી, તે હવે રડવા લાગી.

શેરખાંએ જોયું કે હવે એથી બધું વાતનો સાર અત્રેથી મળવો મુશકેલ છે, તેથી તે ઉઠયો, અને રજા માગી. અને ત્યાંથી બાહેર પડયો.

રસ્તામાં પગ મેળતાં તે મનમાં હરખાઇને બોલ્યો, "ફતેહ! ફતેહ! ભેદની ચાવી મને મળતી જાય છે! પુનામાં બેગમ સાહેબે મેહરઅલીનો

જન્મ આપ્યો તે વખતેજ કાંઇ ભેદ બન્યો છે, અને તેથી મારે મુંબઇ જઇ એકદમ પાછું પુને ઉપડી જવું જોઇએ, અને બને તો એ ભેદ શું છે તેની વધુ તેહકીક મેળવવી જોઇએ."

એમ મનમાં વિચારતો તે સ્ટેશન ઉપર આવી બેઠો ને મુંબઇની ટીકીટ લીધી. મુંબઇ આવી તેણે જી. આઇ. પી. ના દાદર સ્ટેશનથી પુનેની ટીકીટ લીધી અને મન સાથે બોલ્યો, "આ સઘળો ભેદ પામ્યા વગર મારે પરીનને કે રજબઅલીને મોં દેખાડવું નથી. તદન હારેલો પાછો ફરૂં કે તદન ફતેહ પામીને પાછો ફરૂં, બસ!"



## પ્રકરણ ૨૦.



## ભેદની સાંકળની નવી કડી.

શેરખાંને ગયાને ત્રણ દાહડા થયા પછી બપોરે પરીન રજબઅલી આગલ હાંફતી હુંફતી આવીને બોલી, "બાવાજી બાવાજી! નવી ખબર! અજાયબ જેવું! આખરે પેલાએ એક બાઇડીની મુલાકાત લીધી!"

રજબઅલી હૉલની કબાટમાં રમકડાં ગોઠવતો હતો. તેના હાથમાંથી એક રમકડું પડીને ભાગી ગયું. પેહલાં તો પરીનને આટલી હાંફતી જોઇને તેને ધાસ્તી લાગી કે એ એટલું બધું શું છે. તેણે પરીનને જવાબ આપ્યો:—

"પેલો? પેલો કોણ? અંહ પેલો બંધવો! તેણે શું કીધું? બાઇડી? કોણની બાઇડી? કયી બાઇડી? જરા બેસ ને ધિરજથી બોલ."

"હા હા, બંધવાનેજ વાસ્તેજ હું કહું છું," પરીન ઇઝીચેરપર પડીને બોલી, "આજે એક બાઇડી તેને મળવા આવી. ને તેણીને તેણે અંદર બોલાવી! મેં ઘણીવાર અંદર જવા માગ્યું, ને મારૂં નામ મોકલ્યું પણ તે મને મળવા માંગતોજ નથી! હવે બાવા એટલીજ સાબેતી બસ છે કે

તે મેહરઅલી નથી! અરે બાવાજી, શેરમાં ક્યારે આવશે? તે નવસારીમાં હજી શું કરે છે! અહીં હોતે તો મને કેટલો કામ લાગતે! બાવાજી એ પોતાનું સરનામું પણ આપી ગયો હોતે તો એને તાર કરતે! અરે એ ચટપટ મારાથી કેમ ખમાય!"

"પરીન! પરીન! તું ધીરજ પકડ! એમ ઉસ્કેરાઇ ના જા, નહીં તો તું પાછી માંદી પડશે. આએ તું કેટલી ઉસ્કેરાઇ ગઇ છે! ને ધ્રુજે છે કેટલી! તું એકલી આવી કે? સુલેમાન ક્યાં છે! સુલેમાન તો તારી સાથે આવ્યો હતો!"

"સુલેમાન જેલ આગલજ છે; તે સંતાઇને ત્યાંજ બેઠા છે! જ્યારે મને આએ વાતની ખબર થઇ ત્યારે હું તમને જણાવવાને અધીરી પડીને આવી. કદાચ પેલી બાઇડી પાછી આવશે તેથી સુલેમાનને તપાસ રાખવા ત્યાંજ ઉભો રાખી હું અત્રે આવી છું. હું મારતી વિક્ટોરિયાએ તમને કહેવા આવી!"

"પરીન! તું જરા આશાયશ લે! આએ તારી હાલત જોઇ મને ધાસ્તી લાગે છે!"

રજબઅલી પાસેના ઓરડામાં જઇને એક બાટલી ખોલીને સોદાવાટર લઇ આવ્યો, "પરીન! આએ પી! ને જરા ધિરજ પકડીને શાંત થા, ને બધી વાત મને આસ્તે રહીને કહે."

"બાવાજી, મેં તમને રાતે નહીં કહયું કે કોઇ એક સ્ત્રી જેલ આગલ ભમ્યા કરે છે, અને જેલ આગલ ફર્યા કરે છે, ને તેના મોં ઉપરથી તેણી ઘણી ધભરાયલી દીસે છે?"

"હા, કહયું હતું. વળી તેણી હલકી અને ગરીબ લાગે છે એમ પણ તું બોલી હતી."

"હા બાવાજી, તેજ. સુલેમાન અને હું છૂટાં ફર્યે છીએ. હું જેલ આગલ આએ કપડાં પેહરીને આએ વેશમાં ગઇ હતી કે મને કોઇ જલદી ઓળખે નહી. હાથમાં હું કાંડીની પેટીના બે પડીકાં પકડીને ઉભી રહું છું. મને કોઇ પોતાના જેવી હલકી સમજીને તે બાઇડી મારી પાસે આવીને કહેવા લાગી કે "હું મુંબઇમાં બે દાહડા થયાજ આવી છું. મારો સગો જેલમાં છે પણ હું મુંબઇનો ધારો જાણુતી નથી કે મને અંદર મળવા દેશે કે નહી. મારા સગા ઉપર ઘણો મોટો વાંક છે. એમ કહે છે કે તેણે કોઇ પોતાના સાથીને છરી મારીને મારી નાખ્યો છે. મુંબઇમાં ખુનીઓને પોતાના સગાવાહલાંઓને મળવા દે છે કે નહી તે હું જાણુતી નથી."

"મેં તેણીને કહ્યું કે તમને મળવા દેશે, પેહલાં જેલરને મળો, અને તે તમને અંદર જવા દેશે. આ મારા બોલવાથી તેણી થોડાં પગળાં દૂર ચાલી ને ત્યાં એક જુવાન છોકરી ઉભેલી હતી, તેની સાથે તેણીએ મસલહત કીધી, અને થોડી મિનિટ વાત કરીને તેઓ બન્ને જેલના દરવાજા આગલ ગઇ. હું પેહલાં એમ સમજી કે એ બાઇડીઓ કોઇ બીજા ગુનાહગારને મળવા આવી છે, પણ જ્યારે તેઓ પાછી ગઇ ત્યારે મેં ત્યાં ખબર કાહડી તો તેઓ બન્ને તો 'નવાબ મેહરઅલી'ના નામના બંધવાને મળવા આવી હતી. વળી દરવાન કહે છે કે બીજાં કોઇને બંધવો મળવા માગતો નથી પણ આ બે બાઇડીઓનાં નામ સાંભળતાંને વાર તે ખુશી થઇ ગયો ને તેમને મળવા ઇચ્છા જણાવી. બાવાજી ! ખબર મળવા પ્રમાણે તો આ તાગડામાં એ બન્ને ઓરતો સામેલ છે, કારણ કે મળવા આવનાર બઇરીઓએ પણ બંધવાનું નામ 'મેહરઅલી' આપ્યું, ને પોતે મેહરઅલીના કોઇ દુરના ગામના બંગલાની રખેવાળ તરીકે પોતાને ઓલખાવી. તેઓએ જેલરને પોતાનાં નામો

લતીફા અને ખાનમ તરીકે આપ્યાં છે. જ્યારે જેલરે એ બંધવાને જઇને કહયું કે કોઇ લતીફા અને ખાનમ નામની બે સ્ત્રીઓ તમને મળવા માગે છે ત્યારે તેણે તે બાઇડીઓને ખુશીથી દાખલ કીધી."

"એમ કે! એ બધું ખરૂં કે!" રજબઅલી સાંભળીને અજાયબી થયો. પાટી ઉપર ધુળ નાખીને ભેજાંને રગડયું હોય તો ભેજું ભારે સવાલમાં કામ કરી શકે, નહીં તો રજબઅલીની માફક 'એમ કે!' બોલીને અજાયબીમાં ગરકાવ થતાં શીખે.

"હા, બાવાજી, એ બધું ખરૂં છે. અરધો કલાક સુધી તેઓ સાથે રહયાં ને ઉરદુમાં વાત કીધી. એક માં છે, ને ખાનમ નામની તેની દીકરી થાય છે. આટલી બધી મારી જેહમત અને તકલીફ છતાં હું તેઓની પુઠ પકડી શકી નહી, ને તેઓ મારા હાથમાંથી છટકયાં! આ મારૂ કામ નથી! એ કામ શેરખાંનું છે. અરેરે! તે અત્રે હાજર હોતે તો કેટલો કામ લાગતે! સુલેમાનને કહી આવી છું કે તેઓ પાછી આવે તો તેમની પુઠ પકડીને તેઓ કયાં જાય છે તેની ખબર લેવી."

"અરે મારી વાહલી દીકરી, આમ તો તું આજારી પડી જશે વળી ઉઠીને કયાં ચાલી! અરે વળી દીકરી તું કયાં જશે?"

"પાછી ગાડી કરીને ત્યાં જાવું ને સુલેમાનને મળું. વખતે હું અહીં આવી તેટલાં તેઓ પાછી આવી હોય તો?" પરીન વળી બાહેર જવા તઇયાર થઇ ઉભી.

"બેસ મારી દીકરી, મને દગલો પાઘડી પેહરવા દે. હું પણ સાથે આવું છું."

"નહી. નહી. નહી, બાવાજી! વળી કાચું કપાઇ જશે! જો કરીમખાં ત્યાં આવી લાગે ને તમને જોય તો પછી તેને કાંઇ શક જશે. આ મારા

મેલાઘેલા પોશાકપરથી એકદમ મને ઓળખવી મુશકેલ છે, ને વળી હું ભરાયલી સંતાયલી ફરૂં છું."

"પણ ઘેલી છોકરી, આવી રીતે મુંબઇ જેવાં શેહેરમાં હું તને કેમ રખડવા દું! વળી તને નાતવાની ચયલી છે! પેહલેથીજ મારે તને જવા દેવી નહી હતી. હા કહીને મેં મોટી ભૂલ કીધી છે," એમ કહી રજબઅલી હાથ અફાળવા લાગ્યો.

"બાવાજી, હવે પુન્ય કીધું તો પુરૂં કરો. બોલીને ફરીએ નહી. તમે ના કહેશો તો હું નાફરમાની કરીને પણ જઇશ. જો તમે મારાં કામની વચ્ચે આવશો તો હું ઘેલી બની જઇશ. મેહરઅલીને બચાવવાની મારી ફરજ છે, તેની આડે તમે ના આવો. બાવાજી, મને જવા દો, હું એકલીજ જઇશ."

એમ બોલીને તેણી પોતાના બાપના ગળે વળગીને રડવા લાગી.

"આહ! અફસોસ! તારે ગમે તેમ કર! મારી વાહલી દીકરી! ફકત એટલું કરજે કે તારૂં મગજ ના બગાડતી! આખો વખત તારા મેહરઅલીનો વીચાર કરશે કે થોડો ઘણો બાવાજીના બળાપાનો પણ વિચાર કરશે? દીકરી, જલદી આવજે! ને ગાડીમાંજ આવજે! પગે ચાલતી ના! લે આ બીજા રૂપીઆ પણ સાથે રાખ."

રજબઅલીએ પોતાની દીકરીને કોટી કરીને બોકી લીધી, અને ફરીથી એકવાર કહ્યું "દીકરી, સંભાળીને જઇને તુરત પાછી ફરજે. આ કામ તારૂં નથી, ને તને આવી રીતે મોકલવી પણ નહી જોઇએ, તે છતાં હું તને રાજી રાખવા માટે નાચારીથી જવા દું છું."

પરીને વિકટોરિયાવાળાને પોતાના બંગલાની બાહેર થોભવા કહ્યું હતું, તેથી વિકટોરિયાવાળો ખોટી રહયો હતો. તેની વિકટોરિયામાં બેસીને પરીને ભાયખલા તરફ આવેલી જેલ તરફ પાછું હંકારવા કહ્યું.

ખંબાલાહિલ તરફથી વિકટોરીયા ગ્રાંટરોડના 'ત્રામ ટરમિનસ' આગળ આવી પુગી કે પરીને ત્રામમાંથી લતીફાને ઉતરતાં દીઠી. લતીફાએ હજી પરીનને દીઠી હતી નહી, અને તેણી ગ્રાંટરોડના સ્ટેશન તરફ ચાલી. આ અચબુચી અને ન ધારેલી રીતે તે ઓરત મળી ગઇ. તેથી પરીન થોડીક પળ શું કરવું તેના ગભરાટમાં પડી, અને તેટલી પળ તેણીની વિકટોરિયા આગળ ચાલી. પરીનને તેણીની પૂઠ પકડવાનો વિચાર થયો અને આજુ બાજુનો વિચાર કર્યાં વગર તે વિચાર ઉપર અમલ કરવાનો આંખ મીચીને તેણીએ ઠરાવ કર્યો.

અત્રે વાંચનાર કદાચ પૂછશે કે પરીન જેવી સુધરેલી અને તે પણ આબરૂવાળી મુસલમીન ખાનદાનની, તે આવી રીતે બાહેર જાય, એકલી ફરે, અને ખટપટ ઉઠાવે, એ માનવા જોગ છે કે? અમે જવાબ આપીશું કે આ બનાવ અસાધારણ છે ખરો, પણ માનવા જોગ નથી એમ કહેવું ઉતાવળ્યું અને ભૂલભર્યું છે. અત્રે પરીન બે કારણને લીધે પોતાનો દરજ્જો ભૂલી ગઇ છે, એક પ્યાર અને બીજું પોતાનું સ્વમાન. તેણી માને છે કે કરીમખાંએ જાણીજોઇને તેણીનાં કુટુંબને હીણું લગાડવાની યુકિત રચી છે. ઓરત જાત પ્યારને માટે શું નથી કરતી? પ્યારને માટે કષ્ટ વેહતી વેળા ખુદરત ઓરત જાતને અજાયબ જાતની હિમ્મત અને સહન શકિત બક્ષે છે. પ્યારને માટે ઓરત જાતે હઝારો માઇલની મુસાફરી કીધી છે, જંગલો ઢુંડી છે, ભૂખ વેઠી છે, ઉંઘ તજી છે, દોલત ખોહી છે, મરતબો તજ્યો છે, ગરીબાઇ કબુલ રાખી છે; વાસ્તે પરીન જે પ્યારને ખાતર કરે છે તે કદાચ વાંચનારને અસાધારણ લાગે, પણ એ સઘળું માનવા જોગ છે તેમજ બનવા જોગ છે.

બીજું જે પરીનને લાગતું હતું તે—એ કે કરીમખાં આ કેસમાં જાણીજોઇને મેહરઅલીને લટકાવી દેવાડીને રજબઅલી તથા પરીન તરફનો પોતાનો છુપો તિરસ્કાર બતાવા માગે છે, આથી કરીમખાં જો ફાવે

તો પરીનના બાપદાદાની મેળવેલી આબરૂ એક પળમાં કોડીની કીમતની થઇ જાય. જેને આબરૂ વાહલી છે તેની આગલ કષ્ટ શું બિસાદમાં છે ! જેઓ આબરૂને વાહલી ગણે છે તેઓ આબરૂને માટે અને પોતાના કુટુંબનું સારૂં નામ જાળવી રાખવા માટે દોલતનો અને એશઆરામનો ભોગ આપવા સદા તત્તપર રહે છે. આબરૂને ખાતર જાન ગુમાવનારી શુરવીર નારીઓ તવારિખમાં ઘણી મળી આવે છે.

મેહરઅલી જો ગુનેહગાર ઠરે ને તેને શિક્ષા થાય તો તે શિક્ષા ગોયા રજબઅલીને અને પરીનને થઇ એમ પરીન માનતી હતી; પણ જો મેહ-રઅલી નિરદોષ ઠરે તો તેણીનું ભવિષ્યનું સુખ, શોભા અને માન તેમાંજ સમાયલાં હતાં, એમ તેણી માનતી હતી.

પરીને વિકટોરયા સ્ટેશન તરફ ફેરવાવી અને ત્યાં જઇ ગાડીવાળાને પૈસા ચુકવી આપ્યા. સ્ટેશન ઉપર ચઢતાં ટીકીટ ઑફીસ આગળજ પરીન અને લતી-ફ્રાની નજર એક થઇ. લતીફ્રાએ માહીમની ટીકીટ લીધી હતી, અને સ્ટેશનના પ્લાટફ્રોર્મ ઉપર જઇ ઉભી હતી.

લતીફ્રાએ ટીકીટ કયાંની લીધી હતી તે પરીને સાંભળ્યું હતું નહીં, તેથી ઉતાવળમાં તેણીએ દાદરની ટીકીટ કરાવી ને 'પ્લાટ ફ્રોર્મ' ઉપર જઇને તેણી બાંક ઉપર બેઠી. ભોગજોગે લતીફ્રા તેજ બાંક ઉપર બેઠેલી હતી.

ટ્રેનને આવતાં વાર લાગી, તેટલાં પરીન પેલી સ્ત્રીની છુપી તપાસ લેતી હતી. તેણીની તરફ જોતી હતી. તેણીનો ચેહરો ચીપી ચીપીને જોતી હતી. તેણીનાં કપડાંનો અભ્યાસ કરતી હતી. અને એ પ્રમાણે તેણીની તરફ વારંવાર જોતી હતી. ગમે તે કહો, તેણી ગમે તેવી કેળવાયલી પણ હોય, પણ આ કામ પરીનનું નહી હતું. પરીન ચોપડીઓ વાંચી પઢેલ થઇ હશે પણ દુન્યામાં ફરીને કઢેલ થઇ હતી નહી. તેણીએ મગજ શકિત ખિલવી હતી

મગર દુન્યાનો અનુભવ બેઠયો હતો નહીં. બીજા બોલોમાં કહીએ તો તેણી ભણેલી હતી પણ ગણેલી હતી નહી.

યાદ રાખવું કે કોઇબી માણસ તરફ વારંવાર જોવાથી તેનું ધ્યાન આપણી તરફ ખેંચાય છે, અને તેના દિલમાં શક ઘર ઘાલે છે. મૂખય કરીને પાપી માણસો, ગુનેહગારો, અને પોલીસથી નાહસભાગ કરતાં આસામીઓ તરફ કોઇ તરાહિત શખસ પણ વારંવાર ટીકે તો તે શકમંદ થઇ હુસ્યારીમાં રહે છે. આથી પોલીસના અમલદારો અને મૂખય કરીને બાહોશ ડિટકટિવો જેની તપાસ લેવા માંગતા હોય અથવા તેઓએ જેની પૂઠ પકડી હોય, તેની સાથે આંખસે આંખ મેળવતા નથી, અને તેને ઓળખતા નહીં હોય ને જોયો નહીં હોય એવા ઢોંગ કરે છે. બિચારી નિરદોષ પ્રમાણિક પરીન આવી સંભાળ રાખી શકી નહી, તેથી તેણીએ લતીફા સામે જોયા કીધું.

દાદરનું સ્ટેશન આવ્યું પણ પેલી સ્ત્રી તો ઉતરી નહીં, પરીન પણ બેસી રહી. તેઓ એકજ ડબ્બામાં હતાં. માહિમનું સ્ટેશન આવ્યુ ને પેલી સ્ત્રી ઉતરીને ચાલી. તેણીની પછવાડે પરીન પણ ઉતરી.



## પ્રકરણ ૨૧.



## ભાન ભૂલી.

સ્ટેશન ઉપરથી ઉતરીને લતીફાએ ચાલતી પકડી, પણ પરીનને તો સ્ટેશન ઉપર એક બે મિનિટ ખોટી થવું પડયું, કારણ કે દાદરથી માહિમ સુધીના જાસ્તી પૈસા આપવાના હતા. તેણીની પાસે બે દોઢીઆં છૂટાં નહી હતાં; હતે તો આપીને ચાલતી પકડતે, પણ રૂપીઓ હતો, તે તેણીએ આપ્યો, અને ટિકીટ કલેકટર બાકીના છૂટા પૈસા લાવી આપે

તેટલાંમાં લતીફા કોણ જાણે કયાં નિકળી ચાલતી થશે, તેના વિચારથી પરીન લગભગ દીવાની બની ગઇ. તેણીની અધીરાઇ એટલી બધી હતી કે ટિકીટ કલેકટરને પણ પરીન દીવાની હોય એમ લાગી.

ટિકીટ કલેકટરે જેવા રૂપીઆના છૂટા પૈસા આપ્યા કે તુરત પરીન દોડતી ચાલી, ને રસ્તામાં દોડવા લાગી.

પરીન ચાલતી નહી હતી પણ દોડતીજ હતી. પુષ્કળ ઝડપે જતાં તેણી બિચારી એક વાર તૂટી પણ પડી. ગભરાટ અકળાટમાં ઉઠીને પાછી ચાલી, કારણ કે જે કામ માટે તેણી આટલે દૂર આવી હતી તે હાથમાંથી છટકે તો મહેનત બરબાદ જાય એમ હતું, પણ થોડેક દૂર ગયા પછી લતીફા છેટેથી દેખાઇ, ને તેથી પરીનને જાણે લાખ રૂપીઆ મળ્યા હોય એવો સંતોષ થયો.

લતીફા છેક 'લેડી જમશેદજી રોડ' ઉપર નિકળી અને ડાબા હાથ ઉપર મોટા રસ્તા ઉપર ચાલતી થઇ. થોડા વારને છેટે પરીને તેણીની પૂઠ પકડી રાખી. લતીફા ચાલી ચાલીને છેક અરધો માઇલ ચાલી ગઇ અને પછી એક નાની ગલીમાં વળી.

પરીન એક પળ મોટા રસ્તા ઉપર થોભીને વિચારવા લાગી કે અહીં સુધી લતીફાનો પત્તો મળ્યો. હવે આગળ જવામાં સાર નથી, પણ ગલીમાં હજી બે પગળાં ચાલી નહીં તેટલામાં તેણીના કાનઉપર તે ગલીમાં આવેલાં ઘર માંહેથી કોઇનો રડાકુટનો સાદ આવ્યો. આ સાદે તેણીને આગળ ચલાવી. આ સાદને લીધે તેણી પોતાનું ભાન ભૂલી ગઇ, અને આ સાદને લીધે ગલીમાં વગર વિચારે આગળ વધી.

માણસની પરિક્ષા આફત વેળા થાય છે. માણસનું ડહાપણ સંકટ વેળા પરખાય છે. અમસ્થા બેસીને તડાકા મારનારાઓ પોતાની ઉપર આફત આવે

છે ત્યારે બચ્ચાં જેટલી પણ અક્કલ દેખાડતા નથી. ઉંચા તખ્તા ઉપર ઉભા રહીને વાએજ કરનારાઓ જે જે ડફાંસ મારે છે તેમાંનો દસમો ભાગ પણ વખત આવે ત્યારે પોતે બોલે તે કરી બતાવતો નથી. ઘણા ફિલસુફો કહી ગયા છે કે આફ્ત વેળા ધ્યાન ઠેકાણે રાખવું, પણ આ શિખામણ લખતી વેળા તેઓ આફ્તમાં હતા નહી; નહી તો તેઓ કદી એમ લખતે નહી. સાધારણ માણસોનું આફ્ત વેળા ધ્યાન ઠેકાણે રહેતું નથી, તેમજ પરીન પોતાની સમય સુચકતા રાખી શકી નહી; ને ખરેખર પોતાનું ભાન ભૂલી ગઇ.

પરીન ગલીમાં પેઠી; ત્યાં ફક્ત એકજ ઘર હતું તેની સીડી ઉપર ચઢી, તે વેળા પણ તેણીને પોતાની સલામતી વિષે સેહજ પણ ધ્યાન આવ્યું નહી. એક બીજી પળ ગઇ. ખડકીમાં પગ મેળતાં પછ-વાડેથી આવીને પરીનને કમરમાંથી ઉંચકી ને બૂમ નહી પાડે માટે કોઇએ તેણીનું મોં જોસમાં દાબ્યું, ને કહ્યું, "જો જીવતી રહેવા માગતી હોય તો બૂમ પાડવી નહી ! નહી તો આ પળે તારૂં મોહત આવશે !"

પોતાને આવી રીતે પકડાયલી જોઇ પરીન ધાસ્તીથી અરધી બેશ્રામ બની ગઇ, અને ફિકરની મારી કાંઇ પણ બોલી શકી નહી, પણ જ્યારે જર-ધ્યાન આવ્યું ત્યારે જોયું તો તેણી લતીફાના હાથમાં પકડાઇ હતી.

ઓરત જાત મરદ જાતના હાથમાં સપડાય તે વેળા તેણીને બિહક વધારે લાગે છે, પણ ઓરત જાત ઓરત જાતની આગલ એટલી બિહતી નથી, અને ઓરતની સામે થતાં ઓરતને હિમ્મત આવે છે, તેજ મીસાલ લતીફાને જોઇ પરીનને હિમ્મત આવી, ને તેણીના હાથ માંથી છૂટવાની કોશેશ કરીને બોલી, "ચાલ મને તું પકડનાર કોણ ? તું મને ઓળખે છે કે ? હું તને જતી નહી મુકીશ !"

"અંહ! તમે મારી પૂઠ પકડનાર! સ્ટેશન ઉપરથીજ હું પામી ગઇ હતી કે તમે મારી પૂઠ પકડો છો!"

"ચાલ મને છોડી દે! એ નાપાક! તું જાણે છે હું કોણ છુ?"

"હાજી અમે તમને ઓળખીએ છીએ. તમે રજબઅલી શેઠની છોકરી ને તમારૂં નામ પરીન! તમુને જાસુસી કરતાં શરમ નહી આવી! એ તારૂં કામ છે! તું પોતે ચાલી ચલાવીને અહીં આવી છે. હવે જોઇએ તું અહીંથી કેમ જાય છે!"

એટલાંમાં ત્યાં લતીફાની છોકરી ખાનમ આવી લાગી, ને પૂછ્યું, "મા, આ કોણ?"

"એ કોણ? દીકરી એ પેલી પરીન છે. એ તારી હરિફ છે. કારણ કે એ બલા નવાબ સાથે પરણવાની હતી! હવે આપણો દીલારો બચશે. દીકરી ચાલ આવ, મને મદદ કર. આ છોકરી ડાકણની માફક નખડીઆં દે છે ને બલાની માફક છેડાય છે!"

મા દીકરી બન્નેએ સાથે મળીને પરીનને ઉંચકી ને તેઓ પેહલે માળે તેણીને લઇ ગઈ; ત્યાં એક ખાલી ઓરડો ઉઘાડીને પરીનને ચીભડાંની માફક પટકી અને બારણું બંધ કરીને તાળું માર્યું; પછી કાંઇ ખાસ ઉલટી બોલીમાં બન્ને જણ વાત કરવા લાગી.

બિચારી પરીનને ભોંયપર પડવાથી ઘણું વાગ્યું હતું. હવે તેણીને પોતાના અવિચારી પગલાંનું ભાન થયું. પોતે કેટલી કાચી હતી તે વિષે હવે તેણી સમજવા લાગી. તેણી રડી કકળીને કાલાવાલા કરવા લાગી ને બૂમો પાડવા લાગી કે "મને બાહેર કાહડો! ખુદાને ખાતર મને બાહેર કાહડો!"

એક ઘડી પછી આપણું શું થશે તેની આપણને ખબર નથી. એક કલાક અગાઉ પરીનને ખબર નહી હતી કે તેણીની ઉપર આફતનું વાદળ

તુટી પડશે! એક કલાક અગાઉ તેણીને ખબર નહી હતી કે લતીફાની પૂઠ પકડતાં પોતે ફસી જશે. એક કલાક અગાઉ તેણીને ખબર નહી હતી કે તેણીનું કિસ્મત બરગસ્તે બેસશે. કયાં મખમલની ગાદીની ખુરસી ને કયાં ધુળથી ભરેલા અંધારા ઓરડાની જમીન! કયાં પોચું છત્તરપલંગ ને કયાં ધુળથી ભરેલી કઠણ જમીન ઉપરનું બિછાનું! એક કલાક અગાઉ તેણી શેઠાણી હતી. આ પળે તેણી એક અંધારી કોટડીમાં બંધીવાન હતી.

બૂમો મારી મારીને તેણી થાકી, પણ કોઇએ તેણીની દાદ ફરિયાદ લીધી નહી. કોઇ દાદરસ હોય તો તેની આગળ ફરિયાદ કરીએ. કોઇ દયા ખાનારૂં હોય તો તેની આગળ દિલની વાત કરીએ. અત્રે પરીનનું દયા ખાનાર કોઇ હતું નહી. બિચારી થાકીને ડચકાં ખાતી ખાતી ભોંય ઉપર ફસ-ડાઇ પડી હતી!

જ્યારે તેણીએ પોતાનો કકળાટ ઓછો કીધો ત્યારે પાસેના ઓરડા-માંથી કોઇ બીજાનો કકળાટ તેણીના કાને પડયો. તે તરફ તેણીનું હવે ધ્યાન ખેંચાયું. વચમાંનાં બારણામાં નાકું હતું તેમાંથી તેણી જોઇ શકી. તે ઓરડામાં થોડો સામાન હતો અને તે સામાનમાં એક પલંગ હતો. આ મલંગ સાથે એક માણસને કમ્મરમાંથી સાંકળે પલંગના પાયા સાથે બાંધેલો હતો. તે ભોંય ઉપર ફસડાઇને હાય અફસોસ ને કકળાટ કરતો હતો. તેની નજર પણ પરીનના ઓરડા તરફ હતી. આ માણસને પરીને તુરત પિછાણ્યો તે કોઇ નહી પણ તેણીનો આશક અને ખરો નવાબ મહેરઅલી હતો.

તેને જોતાંને વાર તેણી ખુશી થઇ, પણ આ નવી ન ધારેલી શોધથી બીજી પળે તેણી પોતાના અંધારા ઓરડામાં બેસુદ્ધ થઇ પડી.

અહીં સુધ્ધીમાં લાવવા કોલંગવાટર કોણ સુંઘાડે! ને હુસ્યારી લાવવા પાણી કોણ છાંટે! ન કોઇ હાજર કે હુસ્યાર કરે, ન કોઈ હાજર કે મદદ કરીને છૂટકારો કરે. અંધારા ઓરડામાં હવા પણ ઓછી હતી અને તેથી

તેણીને હુસ્યારીમાં પાછી આવતાં ઘણી વાર લાગી. આ લખપતીની બેટીની હાલત રાખપતીની બેટી કરતાં પણ બદતર હતી. ખુદરત શ્રિમંતોનાં છોકરાંઓને લાડ કરતાં ઉંચકી લઇને પળ વારમાં કાંટાની ઝાડીમાં નાંખે છે, તે ખુદરતના કારીગરની ઉંડાણ મતલબ ઉપર હાલ તુરત ટીકા કરતા અટકીને વાતનું વણું આગળ મઢતા જવાનું અમે દરૂસ્ત ધારીએ છીએ.



## પ્રકરણ ૨૨.



## આફત એકલી આવતી નથી.

જાન્યુવારી મહિનાનો ટુંકો દિવસ વેહલો અસ્ત પામ્યો. સાંજ પડીને અંધારૂં થયું. રજબઅલી વાંચવા બેઠો હતો તેમાં રોકાઇ ગયો હતો, તેથી કેટલા વાગ્યા હતા તેની તેને ખબર રહી નહીં. પરીનની દાસી આવીને બોલી "શેઠ, હજી પરીનબાઇ આવ્યાં નથી! પોણા આઠ થયા!"

"શું! પોણા આઠ! ને પરીન હજી આવી નથી! હું તો જાણું આવીને પોતાના ઓરડામાં બેઠી હશે!"

રજબઅલી કુદકો મારી ઉઠ્યો! "હજી પરીન કયાં છે! હુંજ બેવકુફ છું! અરે! મારે જવાજ નહીં દેવી હતી! કોણ જાણે શું હશે! રખેને કાંઇ અકસ્માત થયો હોય! રખેને કોઇ લુચ્ચો મળ્યો હોય! રખેને કાંઇ થયું હોય!"

હજી એમ મન સાથે બોલે નહીં તેટલાં નિચે કોઇનાં પગલાં સંભળાયાં તેથી તે પરીનનાં પગળાં સમજીને બોલ્યો, "ચાલો આવી આવી! પરીન પરીન!"

પણ પરીનને બદલે તો સુલેમાન દાખલ થયો, તેને જોતાંનેવાર રજબઅલી ચીરડાઇને બોલ્યો, "કેમ પરીન કયાં છે! તેડ કયાં છે?"

સુલેમાનનો ચેહરો ગવાહી પુરતો હતો. તે શું બોલે? પરીન હોય તો આવે કે! પરીન હોય તો તેડે કે!

"પરીન! પરીનબાઇ તો અહીંજ હશે! બપોરના પાછાં આવ્યાંજ નથી! મેં બપોર પછી પાછાં જોયાંજ નથી! ત્યારે શું પરીનબાઇ અહીં નથી!"

"હા, અહીં આવી હતી પણ પાછી ગઇ! તે પાછી તારી આગળ આવી. જેલ તરફ ગઇ!"

"નહી સાહેબ, ત્યાં આવ્યાં નથી! હું સાહેબ અત્યાર સુધી ત્યાંજ હતો, અને ત્યાંથી એક મિનિટ ખસ્યો નથી. પરીનબાઇ બપોર પછી ત્યાં આવ્યાંજ નથી, સાહેબ. તે વાસ્તે હું ખાત્રીપુર્વક છું," સુલેમાને ખુલાસો કીધો.

એક પળ રજબઅલી ચુપ ઉભો, અને બીજી પળે તે દિવાના જેવો થઇ ગયો. તેણે સુલેમાનને તૈયાર રહેવા કહ્યું, બુમ જોડાવી, દગલો પાઘડી પેહરી લીધી, અને ગાડીવાળાને કહયું "પોલીસ સ્ટેશન ઉપર લે."

અરધા કલાકમાં એક પોલીસ ચોકી ઉપરથી બીજીપર અને ત્યાંથી ચોકીએ ચોકીએ ટેલીફોનમાં પુછવામાં આવ્યું કે કોઇ જુવાન સ્ત્રીને અકસ્માત થયો હોય તો 'રિપોર્ટ' કરે, પણ સઘળે ઠેકાણેથી 'ના'નો જવાબ ફરી વળ્યો.

રજબઅલીના ગભરાતનો હવે પાર ન હતો. તેણે તુરત ગાડી વડી પોલીસ ચોકી તરફ લીધી; ત્યાં જઇને જે ધણી પરીનનો પત્તો મેળવે તેને ૧૦૦૦ રૂપીઆનું ઇનામ આપવા જાહેર કર્યું.

પોલીસમાં તેણે પરીનના ચેહરાનું તથા પોષાકનું વર્ણન આપ્યું હતું.

હજાર રૂપીઆની લાલચ કાંઇ થોડી નહી હતી. તુરત પોલીસના અમલદારોએ અહીં તહીં ખોળ કીધી. તુરત માહિમનાં સ્ટેશન ઉપરથી ખબર મળી કે એવાં વર્ણનને મળતી એક છોકરી બપોર પછી માહિ-

મનાં સ્ટેશન ઉપર ઉપરી હતી. તેણીની પાસે ગ્રાંટરોડથી દાદર સુધીની ટિકીટ હતી, અને ટિકીટના વધારાના પૈસા આપવા માહિમના સ્ટેશન ઉપર તેણીએ રૂપીઓ વટાવ્યો હતો. ત્યાર પછી તેણી ક્યાં ગઇ તેનો પત્તો પોલીસને મળી શક્યો નહી.

ગમે એટલી શોધ કીધી પણ પરીનનો પત્તો કોઈ મેળવી શક્યું નહી. આખી રાત રજબઅલી પોલીસના અમલદારો સાથ રખડ્યો પણ શરૂઆત અને સેવટ વચ્ચે કાંઇ ફરક ન હતો.

સહવાર પડતાં રજબઅલી પોતાના બંગલે ગયો. વખતે પરીને બંગલે કોઈ પાસે કેહવાડયું હશે એવી આશામાં તે પોતાના બંગલામાં દાખલ થયો, પણ અહીં પણ તેને જેવી ને તેવી નિરાશી મળી.

દુઃખ આવો, કે ઘરમાં મોહોત થાઓ, તોપણ ભૂખ લાગે ત્યારે પેટને વાયદો નહી થાય. ગમે યા ન ગમે પણ ભૂખને વશ થયા વિના છૂટક નથી. આખી રાત ભૂખ્યો ભમીને રજબઅલી લોથપોથ થઈ ગયો હતો.

મન વગરનો સેહજ નાસ્તો કરવાની તેને ફરજ પડી. પાછી ગાડી જોડાવીને તે પાછો પોલીસ ઑફિસમાં ગયો. આ વખતે કરીમખાં તેને ત્યાં મળ્યો. કરીમખાંએ ઉઠીને કહ્યું “આવો શેઠ રજબઅલી આવો. આએ પરીન વિષે હું શું સાંભળું છું! તમે આવા ચુસ્ત ધાર્મીક મુસલમીન, અને તમે તો બૈરાંઓને એકલાં બાહેર જવા નહી દેવા જોઇએ એવાં 'લૅકચર' આપનારા, અને તમે તેણીને એકલી કેમ જવા દીધી! એ બી એક અજાયબ વાત છે! અને વળી આવા પોષાકમાં! આવી ખાનદાની છોકરી એ પ્રમાણે રસ્તે રસ્તે રખડવા નિકળે અને તેબી કાંદીના ખાક્ષ હાથમાં લઇને! એ બી વીસમી સદીની નવાઇ! તમારૂં અને પરીનનું ભેજું તો બરાબર છે કે?”

કરીમખાંના તાણા રજબઅલીને તીર મીસાલ લાગ્યા, પણ કહે શું, ને કરે શું, 'વખત આવે બાંકા તો ગધાકુ કહેના કાકા', એ કહેવત મુજબ

કરીમખાં આગલ તે રડી પડયો, અને બધી સાચે સાચી વાત પ્રમાણિકપણે કહી દીધી.

"કરીમખાં, પડતાં ઉપર પાટું ના માર ને સંકટ વેળા સતાવ ના! હું મરી ગયો છું! તાણા મારવાનો હાલ વખત નથી! આવી રીતે મારી ગરીબડી દીકરીની ઠેકડી ના કર! તેણી પેલા શેરખાં ડિટેકટિવના કહયા પ્રમાણે ચાલી તેમાં તેણીનો કસુર કાંઈ નથી! શેરખાંએ તેણીને એ પ્રમાણે 'ડ્રેસ' બદલવા કહ્યું હતું!"

"અંહ! ત્યારે શેરખાં પુને ગયો તે આ કેસની બાતમી મેળવવા કે? હવે હું સમજ્યો! આજે સહવારે મેં વાંચ્યું ત્યારે હું ગુંચવણમાં પડયો હતો કે એ ઉલ્લુકા દૂમ પુને શા માટે ગયો. હવે મને સમજ પડી!"

"પુને? નહી નહી પુને નથી ગયો! નહી નહી, કરીમખાં તારી ભૂલ હશે. એ તો નવસારી ગયો છે. નવાબ અકબરઅલી વિષે કાંઇ ખબર કાહડવા તે નવસારી ગયો છે."

"નવસારી જાવું છું એમ શેરખાં તમને કહી ગયો હશે, પણ શેરખ જેવો ચકડોલ ભેજાનો વાભંગી માણસ નવસારી જતાં ના'સક ઉપડી જાય તો તેમાં નવાઇ કાંઇ નથી. મુંબઇમાં જેટલી જોઇએ તેટલી સાબેતી મોજુદ હોવા છતાં નવસારી ને પુને જવું એ શેરખાંની હેમકાઇ નહી તો બીજું શું? અફસોસ કે ખુનીની ખબર કાહડતાં કાહડતાં બિચારો પોતે જન્નત મુકામે પેહલાં પોંહચી ગયો!"

"શું! શેરખાં મરી ગયો! બોલ કરીમખાં, બોલ, શું શેરખાં મરણ પામ્યો?"

"હા, રેલ્વેના અકસ્માતમાં મરણ પામ્યો. મુંબઇથી કલ્યાણ જતાં બે ત્રેન અથડીને અકસ્માત થયો તેમાં બિચારો સાફ થઇ ગયો! તમે આજનું ન્યુસપેપર નથી વાંચ્યું?"

એમ કહી કરીમખાંએ પોતાના હાથમાં તે દાહડાનું ન્યુસપુપર હતું તે રજબઅલીના હાથમાં મુકયું ને કહ્યું "જુઓ, આ વાંચો. તમારા શેરખાં ઉસ્તાદે જે જે શોધ કીધી ને બાતમી મેળવી તે પેલી જેહાંન સાથે લેતો ગયો છે! હવે મને કહો કે એવા અડગરા સાથે કામ પાડયાથી તમે શું હાંસલ કીધું? એવા બુબખો પાસેથી કાંઇ પણ ફાયદાની આશા રાખવી હેમકાઇ છે! જેનું કામ તે તે કરે ને બીજો કરવા જાય તો પોતે ઠોકડ ખાય ને વળી બીજાને સાથે ઠોકડ ખવાડે."

રજબઅલીના દિલમાં શું શું થતું હતું તે તો તેજ જાણે. જગતનાં મોંઢે ઢાંકણું નથી. લોકો જેમ ગમે તેમ બોલે છે. જગતનું મત પવન માફક બદલાય છે. કોઇ એમ બી બોલે ને કોઇ તેમ બી બોલે. મુખય કરીને જગતના લોકો ફાવેલાની તરફેણ કરે છે. એ પ્રમાણે બેવકુફોની બેવકુફી કેટલીક વાર ડહાપણમાં ખપે છે, અને હુસ્યાર માણસોની હિકમત કમનસિબીને લીધે હેમકાઇનું રૂપ પકડે છે. પેલી કહેવત પ્રમાણે આજે તો ફાવેલો ડાહયો.

વળી કરીમખાંના તાણા તપલા કવખતના હતા. કોઇબી વખતે હારેલા, પડેલા, માર ખાધેલાને તાતે ઘાએ શિખામણ આપવી કવખતની છે. દરેક સમજુ માણસ તે વખતે અખાડા કરી જાય છે ને તુરત વેળા દિલસોજી ભરેલી મદદ કરે છે. સમજુ માણસો 'ચાલો થયું તે તો થયું' એમ કહીને તુરત વેળા પડેલાઓને સાહય થાય છે અને સધ્યારો આપે છે. કરીમખાંએ તેમજ કરવું હતું પણ તે એમ કયાંથી કરે? તે જુદીજ લાગણીથી દોરવાતો હતો. એક તો રજબઅલીનો જમાઇ થવાની તેની આશા ભંગ થઇ હતી, તેનો ચચરાત હજી તેના જીગરમાં નરમ પડયો હતો નહીં; વળી રજબઅલીએ પ્રમાણિકપણે શેરખાં વિષેની વાત કહી દીધી હતી, એટલે પોતાના અંગત દુશમન સાથે રજબઅલીએ કામ પાડયું તેનો તેને ખિજવાટ થયો તે જેવો તેવો નહી હતો.

# પ્રકરણ ૨૩.

## દુશમનનું દબાણ

જાન્યુવારી મહિનાની ઠંડી હવા સહવારે વાય છે. આકાશ રંગબેરંગી આકારોથી ભરાયલું છે. ઝાડપાનનો રંગ આંખને તાઢક આપે છે. તેવે સમયે રજબઅલી પાંચ દહાડાના ઉજાગરા પછી સેહેજ ઉંઘીને સહવારના પોહોરમાં પાછો ચોંકી ઉઠયો. પાંચ દિવસ થયાં પરીન ગુમ થઇ ગઇ હતી. પાચ દિવસ જમીન અને આસમાન સાથે મેળવતાં તેને બિલકુલ પત્તો મળ્યો હતો નહીં. એક પુરાં બચ્ચાંને ખોહી બેસવાથી આખી દુન્યા તેના મનથી મરણ પામી હતી, અને પોતાની જીંદગી તેને એક બોજા સમાન થઇ પડી હતી.

આખા મુંબઇમાં, આખા હિંદુસ્તાનમાં, દરેક ન્યુસપેપરમાં જાહેર ખબર અને ઇનામ છપાયાં હતાં. ભીંતે ભીતે ઇનામનાં કાગળો ચોંટાડયાં હતાં. જાહેર ખબરનો જવાબ નહીં મળે. ઇનામ લેવા કોઇ બાહેર પડયું નહીં. નહીં કોઇનો સબ્બારો રજબઅલીને મળ્યો. આ દિવાનો બાપ મુંબઇના એકે એક રસ્તે ઢુંડવા લાગ્યો, અને જ્યાં જ્યાં તેને સક આવતો હતો ત્યાં ખબર કહાડતો હતો, પણ છેવટમાં મીંડું.

આવા વખતે માણસોને ચોકકસ ધખારો રહે છે. રજબઅલીને એવો ધખારો હતો કે પરીનને કાંઇ અકસ્માત થયો છે અને તેથી દરરોજ તે દરેક ઇસ્પીટાલમાં ખબર કાહડતો હતો. ત્યાંના લોક પણ જાણી રહયાં હતાં કે આ બિચારાની એકપૂરી છોકરી ગૂમ થઇ ગઇ છે. તેનો બીજો ધખારો દરેક કુવ અને તલાવ તપાસવાનો હતો, પણ અફસોસ! સદ હજાર અફસોસ! દુઃખી દિલના રજબઅલીનું દુઃખ દરેક પળે વધતું જતું હતું!

ભાયખલાની જેલમાં પડેલા બંધવાને મળવા તે ઘણો આતુર હતો, પણ બંધવો તેની સાથે વાત કરવા બિલકુલ ખુશી હતો નહી. હવે રજબઅલીની પણ ખાતરી થઇ હતી કે બંધવો ખરો મેહરઅલી નથી, અને હવે તેને શક લાગવા માંડયો કે પરીનના ગુમ થવા સાથે બંધવાના સાથીઓને સંબંધ હતો. પણ બંધવો જેમ જેમ રજબઅલીને મળવા ના પાડતો હતો તેમ તેમ રજબઅલી ગાફેલ બનતો ગયો.

બંધવાએ પોતાની હઠીલાઇ છોડી નહીં. હવે સેશનસને ફકત એક અઠવાડિયું બાકી હતું, અને તોપણ તેણે પોતાના બચાવ માટે કાંઇ પણ પગળાં ભર્યાં હતાં નહીં.

તપાસ કરતાં રજબઅલીને એટલો ખુલાસો મળ્યો હતો કે બંધવાએ હજી કોઇ પણ 'બારિસ્ટર'ને પણ રોકયો હતો નહીં. કેટલાક માખમારૂ બારિસ્ટરો મફત 'ફીઝ' લેવા રાજી હતા, અને તેઓ બંધવાને મળવા માગતા હતા, તેમને પણ બંધવાએ પોતાની કોટડીમાં દાખલ થવા દીધા નહીં. તે કેદ પકડાયો હતો, તે પળથી બહુ નાઉમેદ અને નિરાશ થઇ ગયો હતો, પણ પેલી લતીફા અને ખાનમ નામની સ્ત્રીઓ તેને મળવા આવી હતી, તેમને મળ્યા પછી તે ખુશ રંગમાં રાગો ગાતો હતો, અને બેફિકરાઇથી દિવસો પસાર કરતો હતો. આ ખબર રજબઅલીને જેલના માણસોએ આપી હતી, જે સાંભળીને તેનું જીગર ચાકચાક થતું હતું.

"ઓહ! ખુદા! યા અલ્લા! આ સઘળાંનો ભરમ શો? આ સઘળાનુ સેવટ શું આવશે! ઓ અલ્લા! મારી પરીન કયાં છે ને તેનું શું થયું છે!" એ પ્રમાણે બબડતો રજબઅલી આખો દાહડો અને આખી રાત દીકરીની ખોળમાં કાહડતો હતો.

વળી ફરીથી લતીફા બંધવાને મળી ગઇ હતી, અને તેણીનેજ બંધવો મળવા ખુશી હતો.' બીજાં કોઇ સાથે વાત કરવા તે નારાજ હતો.

"અરે ખુદા! શું મારી પરીનને હવે પાછી નહી જોઇશ! અરે ખુદા! બંધવાને ફાંસીની સજા થઇ ને ત્રણ લાકડે લટકી ગયો તો આ ભરમનો પડદો કેમ ઉંચકાશે! ઓ ખુદા! મારૂં બચ્ચું મને પાછું આપ! મારૂં બીજું કોણ છે! ખેર જે થાય તે ખરૂં, પણ તેણીનું શું થયું તે તો ખુદા જણાવ!" આ પ્રમાણે તેણે ખુદા પાસે હાથ જોડી કાળાવાળા કીધા, ને ખુદાએ જાણે તેની અરજ સાંભળી હોય તેમ કોઇ એક ચીથરે-હાલ નાના છોકરાએ રજબઅલીનો હાથ પકડયો ને કહ્યું, "આ લો તમારે કામનું છે," એમ કહી તે કયાં વટી ગયો તે પણ રજબઅલી કહી શકયો નહીં.

પહેલાં તો તે મેલું, વાસ મારતું કાગળ હતું. વધુ ઉખેડીને જોતાં તે કાંઇ છાપેલી જાહેર ખબર જેવું દેખાયું. વધુ બારીકઇથી જોતાં ન્યુસપેપર-માંથી શબ્દો કાપીને તે કાગળ ઉપર વળગાડેલા તેણે દીઠા. ધ્યાનમાં ને ધ્યાનમાં આ કાગળ્યું તે નાખી દેતે, પણ તેટલાં પરીનનું નામ તેણે જોયું. તે ઉપરથી તેણે હવે તે કાગળ ધ્યાન રાખીને વાંચ્યું. આ કાગળ રજબ-અલી ઉપર લખેલું હતું.

તેને ખુશાલી થઇ કે દલગીરી તે કેમ કહી શકાય, પણ એટલું કહેવું બસ થશે કે તેના હાથ ધ્રુજવા લાગ્યા, તેનું ભેજું ફરવા લાગ્યું, અને તે આ ચીઠી બરાબર વાંચી શકયો નહીં. આખી ચીઠી વાંચવા જેટલી ધિરજ કે જોર તેનામાં હતું નહી. તે વખતે તે પગે ચાલતો હતો અને તેના પગ ઠરઠર ધ્રુજતા હતા. જો એક વિકટોરિયા આગલ આવી પુગી નહી હોતે તો તે કદાચ પડી ગયો હોતે. તેમાં ચઢીને તે સુઇ ગયો, અને ગાડી ચાલતી હતી તે વેળા જેમ તેમ પેલી ચીઠી આખી વાંચી.

આ ચીઠી ઉપર, નહી તારીખ, નહી સરનામું, નહી સહી હતી. ઉપર કહ્યું તેમ આ ચીઠી ઉપર છાપેલા શબ્દો છુટા છુટા વળગાડેલા હતા. હાથ દસ્કત કોઈના હતા નહી. એક શબ્દ પણ હાથે લખેલો હતો નહી કે તેથી લખનાર પકડાય. આ ચીઠી મોકલનાર કોઇ બડો ઉઠાઉગીર હોવું જોઇએ.

ચીઠી નીચે પ્રમાણે હતી:—

"સાહેબ, અમને ખબર કાહડતાં માલમ પડયું છે કે તમે બહુ પૈસા-વાળા છો. બીસ્યાર દોલતના જોરે મોટાં કામ થઇ શકે છે. વાસ્તે તમારા પૈસાના જોરે બંધવો જેનું ખરૂં નામ 'દીલારામ અકબરઅલી' છે તેનો જાન બચાવો, નહી તો તેને બદલે તમારી છોકરીનો જાન જશે. દીલારા-મને નાહસવાની તક આપો ને તેને નાહસવા દો, નહી તો જીંદગી સુધી તમે પસ્તાશો. અમે દીલારામના મદદગાર સાથી છીએ, અને તમારી ખરીન હમારા હાથમાં છે. જો દીલારામ નહી બચ્યો, તો આ ચેતવણી બસ છે કે તમારી દીકરીને મારીને કાપીને કટકા કરીને ભર રસ્તા વચ્ચે મુકીશું."

કયો બાપ આવી ચીઠી દીકરીને વાસ્તે વાંચી શકે? કયો બાપ પોતાની દીકરીનાં આવાં ભવિષ્યથી નચિંત્ત બેસે? તે કેમ બેસે, તે કેમ બોલે, તે કેમ ચાલે, તે કેમ જીવે? નહી, અને તેમજ થયું. ચીઠી વાંચતાં વાંચતાં રજબઅલી ગાડીમાં બેસુધ્ધ થઇ ગયો. ખરેખર આવો ગજબ કોઇ દુશ્મન ઉપર પણ નહી પડે તો સારૂં! આવા ગજબથી રજબઅલી જીવતાં જીવત મરી ગયો હતો.



# પ્રકરણ ૨૪.



## ગરજ બિચારી બાપડી!

જ્યારે તે સુધ્ધિમાં આવ્યો ત્યારે ગાડી દરિયા કિનારેથી તેનાં ઘર તરફ આગલ વધતી હતી, અને દરિયા કિનારા આગલ પવનથી તે સેહજ હુસ્યારીમાં આવ્યો હતો. ગાડીમાં તે હુસ્યાર થઇને બેઠો. તે કેમ બેસુધ્ધ થઇ ગયો હતો તેનું તેને ભાન હતું. પેલું મેલું ખરડાયલું ચોળાયલું કાગળ તેના ખોળા ઉપર પડેલું હતું. કાગળમાં લખેલી અરજ માન્ય નહી કરી શકવાને પોતાની નાચારીનો તેને પુરતો ખ્યાલ હતો

"ઓ ખુદા! આ શું વીસમી સદી છે? કે અસલનો ટીપુ સુલતાનનો વખત છે? આ શું મુંબઇ છે કે આફ્રિકાના જંગલીઓનું વતન છે? એક જુવાન, પૈસાવાળી, સુધરેલી, શીખેલી, આબરૂવાળી છોકરીને ઉંચકી જવાની આપખુદી વીસમી સદીમાં કદી મનાય? અને વળી છુટકારાની સરત કેવી કઢંગી! કેવી અશકય! એ શું બારભાયાનું રાજ્ય છે કે બાહરવટીઆનું રાજ્ય છે? આવા ઇનસાફવાળા અને વસ્તીવાળા શેહેરમાંથી લુટારા અને ધાડપાડુઓ છડેચોક માણસોને ઉપાડી જાય છે! કોઇ એકદમ માને પણ નહી! વળી તે લોક કેવી અનાડી વાત કરે છે! એ લોક એમ ધારે છે કે મુંબઇની પોલીસને લાંચ આપવાનું કામ ઘણું સેહલું છે. અરેરે! હું ખુનીને કેવી રીતે નહસાડી શકું! એ કાંઇ મારાથી બને? નહીં બને! પણ ત્યારે શું પરીનને મરવા દું?"

રજબઅલીની હાલત સુળી વચ્ચે સોપારીના જેવી હતી. ખુનીને નહસાડવાનું કામ કાંઇ જેવું તેવું સેહલ નથી, તેમજ જો તેમ નહી થાય

તો પરીનને મારી નાખવાની જે ધમકી આપી હતી તે પણ દેહશત ઉપજાવીને છાતી ફાડી નાખે એવી હતી.

હવે કરવું શું ? તેના વિચારમાં રજબઅલી અરધો ઘેલો બની ગયો. શું કરવું, કેમ આગલ વધવું, કયાં ફરવું ને કોની આગલ જવું, તેની તેને સુઝ પડી નહી. વળી પરીનનો પત્તો શું અને કાગળ લખનારનું સરનામું શું તે તો કોઇને ખબર નથી.

પોલીસના હાથમાં આ કાગળ આપવો તેમાં પણ નુકસાન છે, અને અત્યાર આગમજ પોલીસ પરીનનો પત્તો નહીં મેળવી શકી તો આ કાગળ ઉપરથી શું કરી શકશે ? વળી જો પોલીસના અમલદારોની મદદ માગવામ આવે ને તેની ખબર બંધવાના સાથીઓને થાય, તો ખફાના માર્યા ઉસ્કેરાઇને પરીનને પેલી જેહાન પોંહોચાડી દઇને છેડો લાવી મુકે.

રજબઅલી આવી હાલતમાં ધ્યાન ઠેકાણે કેમ રાખી શકે ? માણસનું મન શાંત હોય તોજ તે કાંઇ અગત્યનું કામ બજાવી શકે છે. તમ મનનું સમતોલપણું કોઇજ વીરલો રાખી શકે છે. જ્યાં સંકટે જગા લીધી યાંથી ધિરજ નાહસી જાય છે. સંકટ અને ધિરજને વેર છે. એકલો અસાધારણ જોરાવર મગજવાળો ધણી સંકટ અને ધિરજ બન્નેને સાથે વેઠે છે. આવી સંકટ વેળા દરેક માણસને સલ્લાહની જરૂર છે, મદદની જરૂર છે, સાથીની જરૂર છે, અને તે સાથી કોઇ એવો ચપળખંધો, દુરઅંદેશ અને ઠાવકો હોવો જોઇએ, કે દુશમનના દાવમાં આવે નહી, અને દુશમનને ફાવવા દે નહી.

સંકટ વેળા કોણની મદદ ઉપયોગી થઇ પડશે, તે શખ્સોનાં નામો તુરત યાદ આવે છે, અને તેથી રજબઅલીને શેરખાં યાદ આવ્યો. શેરખાંએ ફોટોના ભેદનું ઉખ્યાણું કેવું સેહલાઇથી વાંચ્યું હતું. 'ફોટો' વિષે કેવો

સાર ખેંચીને કેવી શોધ કીધી હતી. આ વેળા શેરખાં જેવા કોઇ મદદગારની તેને અતી ઘણી જરૂર હતી; શેરખાંના નહીં ધારેલાં અને અકાળ મરણની ખોટ તેને હવે ઘણી લાગવા માંડી.

"અરે ! તે જીવતો હતે તો કેવું સારૂં ! કોઇબી રીતે મને ગુંચવાડામાંથી બાહેર કાહડતે, અને કાંઇબી સંગીન મદદ મને કરી શકતે ! કાંઇબી દાવપેચ રમીને દુશમનને બનાવતે, અને મતલબ રમી જતે, અને એવડો ખુશાલ થતે. એક તો મને ફાયદો થતે અને બીજો તેને પોતાને પણ ફાયદો થતે."

શેરખાંની યાદપરથી તેને કરીમખાંની યાદ થઇ. કરીમખાંને પણ પરીન સાથે લાગતું વળગતું હતું. કરીમખાં પણ પરીનના હાથનો ઉમેદ-વાર હતો. પરીનને બચાવવાથી તેને પણ લાભ થાય. કરીમખાં સાથેની તોડ છોડ બધળી બાજુએ મેળી, પોતાની મોટાઇને જેહાનમમાં નાખી, કરીમખાંને લાંબો ટુંકો કરવાનો વિચાર રજબઅલીને થયો, અને દુબતો શીણને પકડે તેમ આ વિચાર ઉપર તુરત અમલ કરવાનો ઠરાવ કરીને કરીમખાંને મળવા જવા તેણે ગાડી ફેરવી.

કરીમખાં તારદેવ રહેતો હતો ત્યાં ગાડી થોડી મિનિટમાં જઇ પુગી. કરીમખાં પોતાના ઓરડામાં બેઠેલો હતો અને હુકકો તાણતો હતો. તે એકલોજ હતો. રજબઅલી સલામ આલેકુમ કર્યાં વિના બોલી ઉઠયો, "કરીમખાં, હું તારી આગલ એક જુના દોસ્ત તરીકે આવ્યો છું; બોલ તું પોલીસના અમલદાર તરીકે નહીં પણ એક ખાનગી મિત્ર તરીકે મને મદદ કરશે ? મને તારા મોંહેથી ખાતરી આપ કે હું તને જે કહું તે ખાનગી રાખશે અને આ ચાર દીવાલની બાહેર મારી વાત નહીં જશે."

"બોલ બોલ રજબઅલી, શું કહે છે? મારો વચન આપું છું કે તું જે કહેશે તે ખાનગી રાખીશ," એમ કહી તેણે એક નોકરને બોલાવ્યો ને કહ્યું કે કોઇબી મળવા આવે તેને બાહેરજ બેસાડવો ને અંદર આવવા દેવો નહીં.

"હું તારી આગળ મારી દીકરીને માટે આવ્યો છું. મને સેહજ પત્તો મળ્યો છે પણ તેથી મારો જીવ વધારે ગભરાટમાં પડયો છે!"

આવી રીતે શરૂઆત કરીને તેણે કરીમખાંના હાથમાં પેલું મેલું કાગળ મુકયું, અને તે કાગળ તેને કેમ મળ્યું તે કહી સંભળાવ્યું.

કરીમખાંએ તે વાંચ્યું, અને રજબઅલીની વાત સાંભળી લીધી; તેને મૂછમાં હસવું આવતું હતું તે તેણે દાબી રાખ્યું. તે કાગળ વાંચીને અને રજબઅલીની વાત સાંભળીને તે ઘણો ખુશ દેખાતો હતો, અને તે શા માટે ખુશ દેખાતો હતો તે રજબઅલી પામી ગયો, અને તેથી તેણે કહ્યું "ભાઇ કરીમખાં, તું મારો દોસ્ત હોય તો આગલી પાછલી વાત કાહડીને મારૂં દિલ દુ:ખવતો ના. એટલુંજ યાદ કર કે આપણે એકવાર ઘાડી મિત્રાચારીથી જોડાયલા હતા. ખુદાની મરજીથી ને લખ્યા લેખ પ્રમાણે પરીન. પોતાની પ્રીતિ બીજાને સોંપી તેમાં મારો તેમજ પરીનનો કાંઈ વાંક નથી, કારણ કે સર્વેને પોતાની જીંદગીનો સાથી પસંદ કરવાનો હક છે."

"રજબઅલી, તારી પરીને બીજાને પસંદ કીધો તેથી તારાં કુંટુંબ ઉપર કેટલી કમનસીબી ઉતરી તે જો."

"ગમે તે બોલ. અતરે હું કાંઇ તકરાર કરવા માગતો નથી મારા બચ્ચાંનો કાંઇ ખ્યાલ કર! તેણી કેવી હાલતમાં છે તેનો વિચાર કર! હવે તો મને ફકત એક તારોજ આશરો છે, વાસ્તે ખુદાને ખાતર મને પડતો ના મેલ!"

કરીમખાં વળી મૂછમાં હસ્યો. કરીમખાં મનમાં વિચારતો હતો કે આ બુઢો સપાટામાં આવ્યો છે, તેથી તેને એમ અમસ્થો જવા દેવો નહી. વળી પોલીસના અમલદારોને દયા કયાંથી હોય ? ને છટકામાં આવેલાને કયો પોલીસ અમલદાર છોડી દે ? રજબઅલીની મગરૂરી નિચી પાડીને તેને ફટકો મારવાનો આથી બીજો સરસ વખત કયારે આવે ? ને એ તક જવા દે તો બીજી તક કોણ જાણે કયારે આવે, કે કદાચ નહી પણ આવે.

"જો રજબઅલી, હું કાંઇ તને વીહલો મુકવા માગતો નથી મને હસ્વું આવે છે તે ફકત તારી પરીનના માનીતા આસક ઉપર જે મેં 'ચાર્જ' મુકયો છે તેને માટે હસ્વું આવે છે. આ કાગળ તમને મળ્યું તે ઉપરથી શું પૂરવાર નથી થતું કે નવાબ મેહરઅલી પેલી સ્ત્રીનો ખુની છે ? આ ઉપરથી શું પૂરવાર નથી થતું કે નવાબ મેહરઅલી હલકી આબરૂના લોકો સાથે સંબંધ ધરાવે છે ? અને આ ઉપરથી શું પૂરવાર નથી થતું કે કોઇ બીજો ખુની નથી પણ મેહરઅલી પોતે ખુની છે ?"

"નહી નહી ! કરીમખાં તું એમ ના બોલ ! આ કાગળ ઉપરથી એથી ઉલટું પૂરવાર થાય છે. આ કાગળ ઉપરથી તો પૂરવાર થાય છે કે પરીન માનતી હતી તેમ મેહરઅલીને મળતો કોઈ બીજો ખુની છે. તું મેહરઅલીને કયાં નથી ઓળખતો? તે દરેક નીતિ રીતિની બાબદમાં જોઇએ તે કરતાં વધુ ચોક્કસ હતો, તે તું કયાં નથી જાણતો ? આ કાગળ ઉપરથી પૂરવાર થાય છે કે ખુની ગળાંફાંસું અને લુટારાઓની ટોળીમાં સામેલ છે"

"રજબઅલી તું ગમે તે બોલ, પણ આ તો પૂરવાર થઈ ચુક્યું છે કે મેહરઅલી મરીઅમ જેવી હલકી આબરૂની સ્ત્રીના ઘરમાં ગયો હતો. મુંબઈના એક હલકાંમાં હલકાં ઘરમાં, તે પણ રાત્રે કવખતે જવાની મેહરઅલીને જરૂર શી હતી? ગ્રહસ્થો આવી મોડી રાત્રે આવા હલકે ઠેકાણે જાય કે? મેહરઅલીને આવી હલકી કીસમની ઓરત સાથે ઓળખાણ ક્યાંથી? બોલો, મેહરઅલી હવે ગ્રહસ્થ કહેવાય કે?"

"ભાઈ કરીમખાં, ગ્રહસ્થ કોણ ને નહીં કોણ તે પૂરવાર કરવા હું તારી આગલ આવ્યો નથી. હાલ એ વાત કરવાનો મને વખત નથી. મેહરઅલી ગ્રહસ્થ હોય કે ખુની હોય કે નહીં હોય તેની સાથે મને હાલ લાગતું વળગતું નથી! હું તો મારાં બચ્ચાંને માટે તારી આગળ આવ્યો છું, ને મારાં બચ્ચાંના વિચારથી દુ:ખી છું! મને કાંઇબી કરીને મારી દીકરી મેળવી આપ! તેણીને બચાવ! આ કોઇ ચંડાળ મુજીના છટકામાંથી મારી દીકરીને બાહેર લાવ ને પછી જો કે રજબઅલી વફાદાર દોસ્ત છે કે નહી? તારા વાસ્તે હું જીવ પણ આપવા તઇયાર થઇશ. બોલ, બોલ, તારાથી પરીનને બચાવી શકાશે કે?"

"અરે, ખાતરીથી કહું છું કે પરીનને હુ બચાવી શકીશ! એમાં શું મોટી વાત છે?"

"ઓ! ખુદા તને સુખી રાખે!"

"જરા સાંભળ! એટલો ઉસ્કેરાઇ ના જા, ઠંડો પડ ને હું કહું તે બધું ધિરજથી સાંભળ! સાંભળ આ કાગળ બીજાના હાથમાં નકામું થઇ પડતે, પણ મારા હાથમાં આ કાગળ આવ્યાથી હું ઘણા ઘણા તો બે દિવસમાં તારી દીકરીનો પત્તો મેળવીને તેણીને તારે સ્વાધીન કરી શકીશ."

"જીવતો રહે! દોસ્ત કરીમખાં! જીવતો રહે!"

"મેં તને કહ્યું કે તું શાંત થા. રજબઅલી તું મારો એક ઘણો કિમતી મિત્ર છે."

"હા પણ હાલ મિત્રાઇની વાત છોડ! મને ધાસ્તી લાગે છે કે આ કાગળ મેં પોલીસને આપ્યું છે એમ જાણીને પેલા મુજીઓ મારી દીકરીનું ખુન તો નહીં કરી નાખે?"

"વળી ઉતાવળો થાય છે! મેં હજી કાંઇ કહ્યું નથી ને સાંભળ્યા વગર તું ઉસ્કેરાઇ જાય છે! જો, તું મારે ત્યાં એક ખાનગી મિત્ર તરીકે આવીને આ બધી વાત મને તું મિત્ર તરીકે કહે છે. તેં કાંઇ જાહેરમાં મારી મદદ માગી નથી, તેમ હતે તો જુદી વાત. પણ ખાનગી મદદ કરૂં તો મારી મેહનતનો બદલો માગવાની મને જરૂર છે."

"બદલો! બદલો! બોલ બોલ જેટલું જોઇએ એટલું બોલ! તેટલા રૂપીઆ આપવા હું કબુલ છું! મને મારી દીકરી આપ ને તું જે માગે તે આપું!"

"દીકરી તને મેળવી આપું પણ મેળવી આપીને હું તેણીને લઉં તો શોધી આપું," કરીમખાંએ બદલાની સમજ આપી.

"શું? એ ખુદા! તું શું કહેવા માગે છે?"

"કહેવા એટલું માગું છું કે તારી દીકરીને મારી સાથે પરણાવા રાજી હોય તો તારી દીકરીને સહી સલામત શોધી આપું. હું હજી પરીનને ભુલ્યો નથી. મને હજી પરીન માટે ઉંચો મત છે, અને જો તું મને વચન આપે કે મને તું જમાઇ કરશે તો શોધી આપું. પરીન એક એવી તાબેદાર અને વફાદાર બેટી છે કે બાપને વચન તોડવાની ફરજ નહીં પાડશે. મને રજબઅલી તું વચન આપ કે પરીન મીસીસ કરીમખાં

થશે, અને તે વચનના બદલામાં હું ૪૮ કલાકમાં તારી દીકરી લાવીને તારા હાથમાં સોંપું."

"હા, લે મારો વચન! હા, લે વચન!" રજબઅલીએ ઉશ્કેરાઈ જઇને વચન આપ્યો, "મારી દીકરીની જીંદગી બચે તે સાથે સરખાવતાં કોઈબી ચીજ કે વચન મારા મનથી વધારે નથી! બસ મને મારી દીકરી પાછી મળી કે બસ! હા હા! કરીમખાં! હું મારી આબરૂના સોગંદ લઈ કહું છું કે જો તું તેણીને આ આફતમાંથી બચાવે તો તને મારો જમાઈ બનાવું."

કહેવત છે કે ગરજે ગધ્ધાને કાકો કહેવો પડે, પણ ગરજ એટલી દબાણ કરનારી છે કે આપણે જોયું તેમ ગરજને લીધે ગધ્ધાને દીકરી પણ આવી પડે. કરીમખાંનું આ પગળું ગ્રહસ્થાઈથી વેગળું છે. દુશમનને પડતી વખતે મદદ કરનાર પુરૂષ શૂરો કહેવાય છે. દુશમનને ગરજ વેળા સહાય થવામાં મનની મોટાઈ છે, પણ પોતાનો દુશ્મન ચાલી ચલાવીને મદદ માંગવા આવે તેની સાથે મતલબી સરતો કરવી એ રીતિ નીતિના કાયદાથી ઉલટું છે. દબાણમાં લાવીને લીધેલો વચન કાયદાની નજરમાં રદ બાતલ ઠરે છે, તેમજ મનની અસ્થિર હાલતમાં આપેલા વચન માટે રજબઅલી જોખમદાર નહી કહેવાય. વળી રજબઅલીને આ વચન આપવાનો હક નહી હતો, કારણ કે આવા વચનથી પરીનની સ્વતંત્રતા છિનવી લેવા બરાબર છે. પણ અત્રે એ બાબદ ઉપર વધારે ટીકા કરવાની જરૂર નથી, કારણ કે માણસ ગમે તે ધારે, પણ ખુદા પાર પાડે ત્યારની વાત. તેટલા માટે હાલ તુરત કરીમખાંને મનમાં અદરાવા ને મનમાં પરણવા દો.



# પ્રકરણ ૨૫.



## એ તે ઉંદરનું છટકું.

કરીમખાં ઉઠીને વાંકો વળીને નમ્યો અને બોલ્યો, "તમોએ મને જે માન આપ્યું છે તે માટે સેવક દિલોજાની ભરેલો ઉપકાર માને છે."

કરીમખાંના દિલમાં હરખ સમાયો જતો હતો નહી. આટલી બધી વાર હાર થયા પછી પણ પાછો તેનો સીતારો ચમકયો અને પાછી તેની આશા સજીવન થઈ હતી, અને હવે તેની ઉમેદ પાર પડશે એવી ઉત્સાહમાં તે હતો.

"રજબઅલી, હું તમારા વચન ઉપર આધાર રાખું છુ! અંહ! પરીનને સમજાવાનું કામ તમારૂં છે! પણ સબર! પરીન એ સરત કબુલ રાખશે તેની 'ગૅરનટી' શું? તેની મને 'ગૅરનટી' આપો, નહી તો હું એ બાબદમાં વચમાં પડતો નથી."

"મારો વચન એજ મારૂં લખત છે, વચન એજ 'ગૅરનટી' છે અને મારી દીકરી ઉપર મને ભરૂસો છે કે મારા કહવાથી કદી ઉલટું કરશે નહી."

કરીમખાંએ હાથ લાંબો કીધો, જે રજબઅલીએ પોતાના હાથમાં પકડયો. કરીમખાંને મણ લોહી ચઢયું અને તેની છાતી ખિલી બાહેર નિકળી તેના આજેજ લગ્ન થયાં હોય એવા હરખમાં તે હતો.

"ત્યારે ઘણા થોડા વખતમાં પરીનનો હાથ મેળવવા મારે તૈયાર થવુ છે! આહા! જે થયું તે થયું તે બધું દાટી દો, અને હવે હું તમને મારા સસરા ગણીને હવે તમારી તરફ માનના નજરથી જોઉં છું. ઠીક છે. આજથી પંદરમે દિવસ પર લગ્ન પણ નકી રાખો મારી તરફનાં ઇજન કરવાનું પણ તમનેજ સોંપું છું!"

કરીમખાંના બોલો ઉપરથી રજબઅલીની ખાતરી થઇ કે કરીમખાં એ કામ પાર પાડશેજ ને જરૂર પાડશે.

"તમે ખાતરીપુર્વક છો એટલે મને સંતોષ છે. તમારા વચન પ્રમાણે ૪૮ કલાકમાં મને તમે પરીન સાથે મેળવશો," રજબઅલીએ આશા દેખાડીને કહયું.

"ખાતરીપુર્વક અને ચોકકસ! ૪૮ ને બદલે ૨૪ કલાકમાં હું કરી શકું એમ છે, પણ બંધવાના સાથીઓ તમારી ખબર રાખતાજ હશે, ને તમે મારે ત્યાં આવ્યા છો એમ તે લોકોને હમણા ખબર પડી જશે, કારણ કે તે લોકે તમારી પછવાડે રેપ, છોડયો છે એમ મારી ખાતરી છે."

"ઓ ખુદા! હવે શું કરૂં! જો તે લોકો જાણશે કે હું તમને મળ્યો, તો એમજ સમજશે કે તેમનું કાગળ મેં તમને આપ્યું, ને કદાચ તેનો ઉલટો અર્થ ઉઠાવીને રખેને પરીનનો જાન લે!" આમ બોલી રજબ-અલી ધ્રુજવા લાગ્યો અને તેની આંખ્યોમાં પાણી આવ્યાં.

"બિહો નહી! તેઓ એકદમ એવો અર્થ ઉઠાવે નહી! કદાચ પોલી-સને મળીને તમે બંધવાને છોડવશો એવો અર્થ તેઓ ઉઠાવશે. એક બે દિવસ તેઓ સઘળી હિલચાલ તપાસશે. જ્યારે તેઓ લુચ્ચાજ છે ત્યારે તેઓ સમજતા હશે કે જે માંગણી તેઓએ તમારી પાસે કીધી છે તે કાંઇ નજીવી નથી. વાસ્તે મારી ખાતરી છે કે તેઓ થોડી વાર થોબશે– પણ આટલું ધ્યાનમાં રાખજો કે તમે મારા ઘરમાંથી બાહેર નિકળો ત્યારે દલગીર ચહેરે બાહેર જજો, અને હવે તમે મને ફરીથી પાછા મળતા ના, એટલે તેઓ એવો અર્થ ઉઠાવશે કે તમે પોલીસને સમજાવવા ગયા ખરા, પણ પોલીસ હજી કાંઇ સમજી નથી. તેટલા અરસામાં હું કાંઈ છટકું

માંડવાની ગોઠવણ કરૂં છું, અને પછી તમે જોશો કે મારી આગળ આવ્યાથી તમારો ફેરો ગવાયો છે કે ફોકટ ગયો છે. મારી આગળ આવ્યાથી તમારૂં કામ થઈ ચુકયું છે એમ સમજીને તમે નિરાંતે બેસો."

"છટકું! કેવું અને કેમ! અરે કરીમખાં, ભાઈ બોલી દે. મને તવળાવ્યા ના કરો. આવી વખતે મારી સાથે ખુલ્લા દિલથી વાત કરો, ને મને બધું સમજાવો. તમારો 'પ્લાન' શો છે તે મને સમજાવો તો મને નિરાંત થાય."

"પેહલાં તો હું જેલરને મારા ઓદ્ધાની રૂહે મળીશ, અને પછી આ ચીઠીના આધારે બંધવાને નહાસવા દઇશ."

"નહાસવા!"

"ગભરાવો નહી! ઉશ્કેરાવો નાજી! હા, એ મારો 'પ્લાન' છે. બંધવાને નહાસવા દેવો–ખરેખર નહાસવા નહી દેવો–પણ તેને નહાસવાને તક આપવી. તે નહાસીને કયાં જાય છે તે ઉપરથી પરીનનો પત્તો મળી આવશે. તે નાહસીને પોતાના સાથીઓને તો જરૂર મળવાનો! હવે સમજ્યા કે?"

"પણ સરકાર એમ કરશે ત્યારે કે?" રજબઅલીએ ડોકું હિલવીને નિસાસો મુકયો.

"કાંય નહી કરે? હું પોલીસ અમલદાર છું કે નહી? અમલદાર તેંજ સરકાર. ઇનસાફને ખાતર અને ઇનસાફની નેમ જાળવવા ખાતર, અને પરીનનો પત્તો મેળવવાની સરકારની આઇન ફરજને ખાતર, હું કહું તેમ જેલર મને મદદ આપવાને બંધાયલો છે. સરકાર પોતાની ચોકકસ નેમને ખાતર એમ કરી શકે."

"પણ ગુનાહગારને નહાસવા કેમ દે? અને તેબી વળી ખુનીને? એ મારાં ધ્યાનમાં ઉતરતુ નથી, કરીમખાં!" રજબઅલીના ધ્યાનમાં એ વાત નહીં ઉતરી, તેથી તે એમ બોલ્યો.

"અરે મારા ભોળા સસરાજી, મારી મતલબ એમ નથી કે તેને તદ્દન જતો મેળવો. પોલીસ પોતાની હુસ્યારીમાં રહેશે, અને સંભાળથી તેને પાછો પકડશે. હમણાં હું જેલરને જઈને મળું છું, પછી કાલે સવારે બંધવાને કહેવામાં આવશે કે તારી તપાસ થાય, ત્યાં સુધી તને અહીંથી ખસેડીને બીજી જેલમાં રાખવાનો હુકમ થયો છે. સવારની ટોકાની ભારે આવજા હોય ત્યારે તેને બાહેર કાઢવો કે બંધવાને છટકાંનો વાસ આવે. નહી. કેદીઓની ગાડીમાં તેને બેસાડવામાં આવશે. ગાડી હાંકનાર સિપાઈ જેલના રામોસી સાથે ગપ્પા મારવામાં થોડી પળ જાણી જોઈને ગુંટાશે, ને જાણી જોઈને પછવાડેનું બારણું ભૂલી ગયો હોય તેમ ઉંઘાડું રાખશે, હવે સમજ્યા ?"

"પછી ?" રજબઅલ્લીએ આતૂરતાથી પૂછ્યું.

"પછી શું તે તમે સમજી નહી શકતા ? બંધવો તૂરત તેનો લાભ લેશે, અને બારણું પોતે બંધ કરશે. પછી તૂરત જાણે સિપાઈએ પોતે બારણાને ચાવી દીધી એવા ખ્યાલમાં તે ગાડી ઉપર બેસીને હાંકવા માંડશે અને ગાડી રસ્તે પડશે. બંધવો નહાસવાની કોશેશ કરશે, પછવાડેનું બારણું ઉઘાડીને તક જોઈને નહાસશે, ને હાંકનાર ધ્યાનમાં ને ધ્યાનમાં ગાડી ખાલી હાંકી જશે."

"પણ તે પાછો પકડાય નહીં તો ?"

"રજબઅલી શેઠ, એ તો પોલીસનું કામ છે ને તે પોલીસ વધારે સારી પેઠે સમજે છે. હું પોતે, તેમજ મારા સંખ્યાબંધ મદદનીશો અમારી હુસ્યારીમાંજ હોઈશું, અને બંધવા ઉપર બારીક પણ છુપી તપાસ રાખીશું, અન જ્યાં બંધવો જશે ત્યાં પુઠે પુઠે રેપ્રુઓ જશે. મારા મનથી તો એ એક રમત છે. તમે એમાં નડી પડેલા તેથી તમને એ અજાયબ જેવું લાગે છે."

ખુન થયું તે મોહલ્લામાં બંધવો નાહસીને જશે કે!" રજબઅલીએ પૂછયું.

"નહીં! તમે ભૂલો છો! બંધવાઓના સાથીઓ હવે તે તરફ રહેજ કેમ! એક 'લોકલીટી'માં ખુન થાય તો ખુનીના સાથી બીજી 'લોકલીટી'માં ખાલી કરી જાય. ત્યાંને ત્યાં તો રહેજ નહી! કારણ કે તે લોક સમજે છે કે પોલીસ છુપા વેશમાં ત્યાં ભટકતી રહે છે."

"પણ ત્યારે તે કોણ જાણે કયાં જશે!"

"તેની તમારે ફિકર કરવી નહી. જેવો તે ઉતર્યો કે તેની પછવાડે નહીં ઓળખાય એવાં માણસો પૂઠ પકડશે, અને તે કાંઇ રસ્તામાં તો સુવાનો નથી, કોઇ પણ જગે જશે ને પકડાયા વગર પોલીસ તેને છોડવાની નથી! આ બાબદમાં મને લાભ છે! બસ, પરીન મારી થઇ ચુકી છે, તો તેણીને મેળવવાને શું હું કાચું કામ કરીશ? તમે જાઓ, બેફિકર રહો!"

આ 'પ્લાન'થી રજબઅલીની ખુશાલી દિલમાં સમાતી હતી નહી. તે ખુશાલીથી ઘેલો થઇ જતે, પણ કરીમખાંની સાવચેતી પ્રમાણે તેને બાહેરથી ગમગીન દેખાવ ધારણ કરવાની ફરજ પડી હતી, અને તેથી તે દલગીરી ભરેલા ચેહરે કરીમખાંને ત્યાંથી બાહેર નિકળ્યો, અને પોતાના બંગલે જઇ આવતી કાલની કાગડે ડોળે વાટ જોતો બેઠો; કયારે રાત પડે ને કયારે સહવાર પડે, બસ એજ એક વિચાર તેના મનમાં રમ્યા કરતો હતો.

રજબઅલી આ સઘળી હિકમત નજરે જોવા ઇચ્છતો હતો: તેથી કરીમખાં પાસે માગી લીધું હતું કે હું પણ સહવારે જેલ આગલ આવીશ. વખત અને જગા તેણે નક્કી કરી રાખી હતી. રજબઅલી અને કરીમખાં સાથેજ જનાર હતા.

# પ્રકરણ ૨૬.

——:o:——

## નવી બાજી.

સહવાર તો પડી, અને તે સહવાર કેવી હતી? તે દાહડેનો-સુરજ બરાબર પ્રકાશતો હતો નહી. સઘળું ડામાડોળ હતું અને આકાશનો દેખાવ સુસ્તી ઉપજાવનારો હતો. સૂરજ વાદળાંમાં ભરાઈ ગયો હતો અને બાહેર નિકળવાને શરમાતો હોય તેવો લાગતો હતો. થોડી વારમાં એકદમ કવખતનું વરસાદનું ઝાપટું પડયું. હતું.

સાત વાગવા આવ્યા. તેની અગાઉ રજબઅલી કરીમખાંને ઠેરવેલી જગે જઇ મળ્યો, અને ત્યાંથી બન્ને જણ ભાડુતી વિકટોરિયામાં બેસીને જેલ તરફ ગયા. આ વિકટોરિયા હાંકનાર પણ છુપી પોલીસનો એક સિપાઇ હતો.

જેલ તરફ જઇને તપાસ લીધી તો જે સઘળાઓને જ્યાં જ્યાં છુપાવ્યા હતા, ત્યાં સઘળાઓ બરાબર છુપાઈ રહયા હતા. પોતાનો 'પ્લાન' બરાબર ગોઠવાયલો જોઇ કરીમખાં મગ્ન થયો. સઘળી દિશા તરફ રેફુઓ છોડેલા હતા. જેલ તરફથી કયે રસ્તે ગાડી હાંકવાની હતી તે સઘળું અગાઉથી નક્કી થયું હતું. દરેક ગલીના નાકાપર છુપી પોલીસનો માણસ હાજર હતો. બંધવાને નાહસ્વા માટે એક બી ખુણું ખાલી રાખ્યુ હતું નહી.

આ સઘળી તપાસ પછી કરીમખાં જેલર પાસે ગયો. સાડા સાતનો અમલ થયો ને તે રસ્તા ઉપર લોકોની આવજાવ થવા લાગી, તેટલામાં જેલનાં દરવાજા ઉઘડયા, અને માંહેથી એક બંધ ગાડી બાહેર નિકળી, અને આગળ ચાલી.

છુપી પોલીસના સિપાઇઓ સિવાય તે ગાડી ઉપર બીજા કોઇનુ ધ્યાન ગયું હતું નહીં. રસ્તેના રાહદારીઓને તે ગાડી જોઇ કાંઈ નવું લાગ્યું હતું નહીં.

એવું ઠેરવ્યું હતું કે ભાયખલાની જેલમાંથી બંધવાને બોરીબંદરના સ્ટેશન તરફ હંકારવો. તેને એમ કહેવામાં આવ્યું હતું કે તને થાણાની જેલમાં હાલ તુરત રાખવામાં આવશે, તેથી જાણે ગાડી બોરીબંદર તરફ જતી હોય તેમ હાંકવામાં આવી.

છેક દૂરથી કરીમખાં પોતાની જુદી વિકટોરિયામાં બેઠો હતો. તેણે મગોલનો વેશ લીધો હતો. બીજો એક આરબ બનીને ઉઘાડી પીઠના ઘોડા ઉપર સ્વાર થયલો હતો; એ પ્રમાણે કેદીની ગાડીની દૂર કેટલાક સિપાઇઓ તેને નાહસવાની વાટ જોતા હતા. રજબઅલીએ પણ પોતાંના હમેશના પોષાકમાં સેહેજ ફેરફાર કીધો હતો.

ગાડી જેલમાંથી નિકળ્યા પછી ભીંડીબજારના રસ્તે આગલ ચાલી, પણ તે આખો રસ્તો પસાર થયો તે છતાં બંધવો માંહેજ રહયો. તેણે આ સલંગ રસ્તા ઉપર ઉતરવાની હિમ્મત કીધી નહી, અથવા તો ઉતરવાનું વાજબી ધાર્યું નહી. આથી પોલીસ અમલદાર કરીમખાંને બહુજ ખિજવાટ થતો હતો કે રખેને બંધવો ગાડીમાં બેસી રહે તો તેનું ધારેલું કામ પાર પડે નહી. તેને બે વિચાર હતા, એક પરીનનો અને બીજો બંધવાનો.

પાયધુની આગલથી ગાડી ક્રાફર્ડ મારકેટ ચાલી પણ હજી બંધવો ઉતર્યો નહી. હવે બોરીબંદર ઘણું દૂર હતું નહી, તેથી કરીમખાં બહુ દાંત કચકચાવા લાગ્યો કે આ શું થાય છે; પ્લાન જયાંનો ત્યાં રહી જશે ને પરીન હાથમાંથી જશે! અરે! પછી પરીન કેમ મળશે!

છેવટે બંધવો અબદુલ રહેમાન સ્ટ્રીટના ભર વસ્તીવાળા મોહલ્લાના નાકે ઉતર્યો, અને કરીમખાંએ તેને દૂરથી ઉતરતાં જોયો. હવે તે ક્યાં જાય છે તેની સંભાળમાં દરેક જણે કાન ફફડાવ્યા. વાહ! કરીમખાં હવે જરૂર ફાવશે!

બંધવો થોડી પળ ગભરાટમાં ઉભો. તેણે આજુબાજુ નજર કીધી. તેને શક હોવોજ જોઇએ કે પોલીસ પછવાડે છે. હવે શું કરવું તેના વિચારમાં તે થોડી પળ ઉભો. બેશક તેને ખબર હતી કે પોલીસે તેને જાણીજોઇને નાહસવાની તક આપી છે, કારણ કે તે લુચ્ચાને ખબર હતી કે એમ નહી હોત તો ગાડીની પછવાડે એક સિપાઇ હમેશાં પછવાડે ઉભો રહે છે તેમ ઉભો રેહત.

ચાલતો ચાલતો તે વિકટોરિયાઓ ઉભી રહે છે ત્યાં આવી લાગ્યો અને એક વિકટોરિયાવાળા સાથે ગ્રાંટરોડનાં સ્ટેશન ઉપર જવાનુ ઠેરવ્યુ, અને અંદર બેઠો.

આ સઘળી હિલચાલ પોલીસના સિપાઇઓ થોડેક દૂરથી જોતા હતા. કરીમખાં દિલમાં ખુશ હતો, કારણ કે તેના ધાર્યા પ્રમાણે કામ આગલ ચાલ્યું હતું. વિકટોરિયા કયાં જાય છે તેની પછવાડે કરીમખાંની વિકટોરિયા દૂરથી ચાલી. તેની વિકટોરિયા હાંકનાર પણ છુપી પોલીસનો સિપાઇ હતો, તેથી તે સારી પેઠે જાણતો હતો કે એક વિકટોરિયાની પછવાડે બીજી વિકટોરિયા આવતી જોઇને બંધવાને શક પડશે, તો તેથી બાજી બગડશે, અને તેથી કરીમખાંના અને તેના વિચાર પ્રમાણે તેણે ગાડી ઘણે દૂર પછવાડે રાખી હતી.

મારકેટથી બંધવાની ગાડી મનીસ્કુલને રસ્તે આવીને ચાંટરોડ, જવા ગીરગામને રસ્તે વળી. ઠાકોરદ્વાર આગલ તે વિકટોરિયા એક મોટર-કાર સાથે અથડી પડી ને ગાડી ઉંધી વળી ગઇ.

ઇસ્થી આ બનાવ જોઈ કરીમખાં બબડયો, "અરરર! રખેને બંધવો કચડાઈ મરે! તો સઘળી મહેનત બરબાદ જશે!"

વિકટોરિયાવાળો ગભડી પડયો હતો, પણ તેને પોતાના જાન કરતાં માંહે બેઠેલા ભાડુતના જાનની ધાસ્તી વધારે હતી, કારણ કે ભાડુતને કાંઇ ઇજા થાય તો તેનો જવાબદાર તે ઠરે, માટે તે ઉઠયો ને પેહલે જોવા લાગ્યો કે માંહે બેઠેલાને કાંઈ નુકસાન થયું છે કે નહી, પણ તેટલા કરીમખાં આવી લાગ્યો ને ગાડીવાળાને બોલતાં સાંભળ્યો કે "અરરર ગાડીમાં તો કોઇ નથી! ચાલો પીડા પટી!"

ખરેખર! તેમજ હતું. ગીરગામના રસ્તાપર વિકટોરિયાએ વળાણ લીધી કે તુરત ચાલતી ગાડીએ ઉતરી પડીને ધોબીતલાવની પેહલી ગલીને રસ્તે બંધવો પોબારા માપી ગયો હતો. આ પ્રમાણે પોલીસને થાપ આપીને તે પોલીસને બનાવી ગયો હતો!

---

## પ્રકરણ ૨૭.

—:o:—

### બકરી કાઢતાં ઉંટ પેઠું.

કરીમખાંના હોશ ઉડી ગયા. તેની અકકલ ગુમ થઇ ગઇ. તેનું દેમાગ ફરવા લાગ્યું. તે બાલ પીખવા લાગ્યો. તે રજબઅલીને આ સઘળી આફતનુ મળ સમજીને ગાળ દેવા લાગ્યો. રજબઅલીને તે કહુઆ દઈ અપમાન કરવા લાગ્યો. આ આફત જેવી તેવી નહી હતી. જો બંધવો પાછો પકડાયો નહી, ને તે ગુમ થઇ ગયો, તો કરીમખાંની આખી કારકીદી ધૂળમાં મળે. તેને જેલ-રને જવાબ આપવો પડે અને ઇંગ્રેજ સરકાર આ બાબદની તપાસ કરીને તેને શિક્ષા કર્યાં વિના રહે નહી.

તેણે પોતાને મળેલી સત્તાનો અને પોતાના મોટા ઓદ્ધાનો ગેરઉપયોગ કર્યો હતો. અફસોસ! પરીનને પરણવાની હોંસમાં તેણે આ છબરડો કર્યો હતો.

રજબ્અલી, જે બડી સહવારથી કરીમખાંની સાથે હતો અને જે કરીમખાંની વિકટોરિયામાં સાથે હતો, તે આ બનાવથી અરધો દિવાનો થઇ ગયો. તેની આશાનો કોટ ભાંગીને ચુરેચુરો થઇ ગયો. હાય અફસોસ અને હાથ ચોળતો તે ત્યાંજ ગાફેલ થઇને ઉભો. કરીમખાં તેને ગાળ દેતો હતો અને અપમાન કરતો હતો તેમાંનો એક શબ્દ પણ તેણે સમજ્યો હતો નહી, કારણ કે તેનું ધ્યાન બિલકુલ ઠેકાણે નહી હતું.

કરીમખાં બબડી ખબડીને પેલા વિકટોરિયાવાળાને સવાલો પૂછવા લાગ્યો. તેણે પોતાના મનનું સમતોલપણું ખોહી દીધું હતું અને તેની સાથે નાસીપાસીમાં ગરકાવ થઇ ગયો હતો, અને તેથી હવે તે સઘળાંઓ સાથે ચીથડાં ફાડવા લાગ્યો.

એટલું તો ખરૂં હતું કે વિકટોરિયાનો ચુરેચુરો થઇ ગયો પણ તે ખાલી હતી, અને બંધવાનો પત્તો કાંઈ હતો નહી.

તેણે હવે દોડધામ કરવા માંડી, અને જ્યાં જ્યાં પોહરો રાખેલો હતો ત્યાં પૂછપરછ કીધી તો દરેકે જવાબ આપ્યો કે હમારી તરફ બંધવો આવ્યો નથી.

ક્રાફર્ડ મારકેટ આગલ બંધવો ઉતર્યો હતો, ત્યાં પૂછપરછ કીધી ને છુપાં માણસો રાખેલાં હતાં તેઓને પૂછતાં, તેઓએ કહયું કે "બંધવો ઉતર્યો ખરો પણ તેને વિકટોરિયામાં બેસતાં અમે જોયો હતો, અને ગાડીની પછવાડે તમે હતા, એટલે અમે અમારા પોહરાપરથી ખસ્યા નહી."

બનતી તપાસ કીધી, બનતી રખડ કીધી, બનતી ઉથલપાથલ કીધી, પણ સઘળું ફોકટ!

છેવટે તેને ધ્યાન આવ્યું ત્યારે હસીને બોલ્યો, "અરે હું કેવો બેવકુફ છું! બંધવો ગ્રાંટરોડના સ્ટેશન ઉપર જવા ગાડીમાં બેઠો હતો, તો તે ત્યાંજ ગયો હશે. હું કાંઈ બેવકુફ નથી—મેં દરેકે દરેક સ્ટેશન ઉપર માણસ બેસાડવાની સંભાળ રાખેલી છે."

પછી તેણે દરેકે દરેક સ્ટેશન ઉપર ખબર કાહડી, ત્યાં બેઠેલા છુપી પોલીસના સિપાઇઓ પોતાની હુશ્યારીમાં હતા, પણ તેઓએ બંધવાને દીઠો હતો નહી.

દરેક ઠેકાણેથી 'ના'નો જવાબ મળ્યો. બંધવો આ પ્રમાણે ગયો! આ પ્રમાણે નાઠો! આ પ્રમાણે હાથમાંથી છૂટો! અને આ પ્રમાણે કરીમખાંના હાથમાંથી બાજી ગઈ!

મુંબઇની ભર વસ્તીમાંથી, ધોળે દિવસે, બંધવો કરીમખાં જેવા બાહોશ ગણાતા અમલદારને થાપ આપી પોબારા માપી ગયો; હા, અને તે પણ કેવી સાધારણ અને સેહલી રીતે!

આ વખતે કરીમખાંને યાદ આવી કે બંધવો પોલીસને માથેનો છે. હવે તેને ધ્યાન આવ્યું કે ખુન કરીને પૂર હિમ્મતથી પોલીસને મોં દેખાડીને, ખુદ પોલીસ સાથે વાત કરીને, તે તેમના હાથમાંથી છટકયો હતો, તે બંધવો કાંઇ જેવી તેવી બાહોશી અને ચબરાકી ધરાવનારો તો નહીજ હોય. આ વખતે તે ઘણી સેહલ તદબીરથી નાઠો હતો.

વિકટોરિયાની પછવાડેનો પરડો નાખેલો હતો, અને બંધવો સારી પેઠે સમજતો હતો કે તેની પછવાડેથી લાંબેથી પોલીસ પણ ઘોડા ઉપર અથવા ગાડીમાં હશેજ. આટલું આ ચાલાક બંધવો ખાતરીથી જાણતો હતો અને તેથી જ્યારે ગાડીએ મની સ્કુલ આગલ ગીરગામ જવા વળાણ લીધી કે તેનો લાભ લઈ તે તુરત ઉતરી પડયો હતો અને ત્યાં ઉતરીને કાંઇ બનયું નહી હોય તેમ ચાલવા માંડયું હતું. ગલીમાં પોલીસનો સિપાઈ કોણ હોય કે તેને પકડે. !

ખરૂં કે તેના દિલમાં જેલના કપડાં હતાં પણ સાધારણ લોક શું જાણે કે તે જેલમાંથી નાહઠો છે. પુઠે લાગેલી પોલીસની નજર ફક્ત પેલી વિકટોરિયા ઉપર હતી, અને તે બંધવો વિકટોરિયામાંજ હશે એવી તેમને ખાતરી હતી. જયારે વિકટોરિયાને અકસ્માત થયો ત્યારેજ માલમ પડ્યું કે બંધવો તેમાં નથી.

બંધવો ગયો! રજબઅલીની આશા ભંગ થઇ! કરીમખાં પરણી ચુક્યો! અને પરીનનો પત્તો પણ જ્યાંનો ત્યાં! એટલે આ 'કેસ' માં જે ભરમનો ભેદ હતો તે ઘટવાને બદલે વધ્યો હતો.



## પ્રકરણ ૨૮.



### અંધારો ગાર.

હવે આપણે પરીન તરફ ધ્યાન આપ્યે; ને તેણીની તપાસ લઇએ.

તેણી બેસુધ્ધ થઈ હતી તેમાંથી હુશ્યાર થયા પછી જુએ છે તો ઓરડો તદન ખાલી હતો નહીં. આ ઓરડામાં બિલકુલ બારી હતી નહીં. હવાને આવજાવ કરવા માટે ફકત દિવાલમાં ઉંચેથી મંગળિયું રાખેલું હતું, તે સિવાય હવાની આવજાવ માટે બીજો કાંઇ પણ માર્ગ હતો નહીં.

તેણીના દુશમનોની મતલબ હાલ તુરત તેણીને મારી નાખવાની દીસ્તી હતી નહીં. તેણીને સુવાને માટે ગોદડું ભોંય ઉપર નાંખેલું હતું, પાસે એક 'સ્ટૂલ' ઉપર પાણીનો કુંજો મુકેલો હતો. ઓરડામાં અંધારૂં હતું અને દીવાનો વખત થઇ ગયો હતો, તેથી એક બતીનું ફાણસ ત્યાં ધિમુ બળતું હતું, અને તેણીને વાંચવા માટે તે દિવસનું ન્યુસપેપર તેમજ બે ચાર વારતાની ચોપડી ટૂલ ઉપર પડેલી હતી.

તેણીએ ફાનુસ હાથમાં લઈને ઓરડો તપાસ્યો ત્યારે જોઇ લીધું કે નાહસ્વા માટે ફક્ત ચાલ તરફનું બારણું હતું અને તે બાહેરથી બંધ હતું. બીજું બારણું જેમાં મેહરઅલીને રાખેલો હતો તે ઓરડાની સામે હતું, અને મેહરઅલીને જે ઓરડામાં રાખેલો હતો તે ઓરડો ઉંધાડોજ હતો, તેથી ત્યાંથી નહસાય તેમ ન હતું. ઓરડાની દિવાલ પાકી બાંધણીની ઇંટની હતી, એટલે દિવાલ ભાંગીને નાહસ્વાનું કામ મુશ્કેલ હતું.

બારણું ઠોકીને તેણીએ બહુએ બૂમો પાડી, પણ કોઇએ જવાબ દીધો નહીં, અને તેથી તેણી અંતે થાકીને બેઠી. બારણામાં અને ભીંતોમાં હાથો મારવાથી ઉલટા તેણીના હાથો દુઃખી આવ્યા હતા. બૂમો પાડયાથી કાંઇ વળરનાર નથી એમ સમજીને તેણી ગોદડાં ઉપર પડી, અને છાતી દાબીને હાંફતી હાંફતી મુગે મોંઢે રડવા લાગી, અને પોતાના મન સાથે બડબડવા લાગી, "મારા બાવાજી મારી ગેરહાજરીથી કેવા દુઃખી થતા હશે! તેવણે શું ધાર્યું હશે? સુલેમાને મારી વાટ જોયા કીધી હશે! હું માહિમ આવી તેની કોઇને ખબર નથી અને મારા બાવાજી કોણ જાણે કેવા રડતા હશે અને મને કયાં ઢુંડતા હશે!"

આ વિચારમાં તેણીને એક સખ્યારો હતો. તેણીએ પોતે પોતાના ખરા આશક મેહરઅલીને આએજ ઘેરમાં કેદ પડેલો નજરે નજર જોયો હતો અને તેથી તેણીની ખાતરી થઇ હતી કે મેહરઅલી બેવફા નથી થયો, અને મેહરઅલી ઉપર વિસ્વાસ અને પ્યાર કરવામાં તેણી ઠગાઈ નહી હતી. આ વિચારથી તેણીનું દુઃખ ચોકસ દરજ્જે ઓછું થયું હતું. અને હવે તેણીની પૂરતી ખાતરી થઇ હતી કે મેહરઅલી ખુની નથી, તેમજ જે શખ્સ તરફથી પરીનને 'આફતાબ વીલા' માં અપમાન થયું હતું તે મેહરઅલી નહીં હતો, એમ તેણી પેહલેથી માનતી હતી પણ હવે તેણીની પૂરી ખાતરી થઈ હતી.

"આહા ! મારા મેહરઅલી ! મારા પ્યારા ! તું નિરદોષ છે અને તું નિરદોષ હતોજ ! આ સઘળી આફતોમાં મેં પણ તને વફાદાર ગણ્યો છે! ખુદા! તું શાહેદ છે કે મેહેરને દોષીત ગણવાની મેં ભૂલ કરી નથી!" એમ બોલતી તેણી પોતાના મેહરને યાદ કરીને રડવા બેઠી.

મેહરઅલી એકજ છાપરાં હેથલ છે, અને મેહરઅલી પાસેના ઓરડામાંજ છે, એ વિચાર પરીનને એક જાતનું સુખ બક્ષનારો હતો–આ સુખ ફકત માની લેવા જોગ હતું–પરીન જાણુતી હતી કે અમે બન્ને એકજ ફેજે પુગ્યાં છીએ–અને આવે સમયે પરીનની હાલતમાં કોઇપણ શખ્સ હોય તે પોતાની માફક હલાક થયલા સાથીને યાદ કરવામાં મોજ માને. આવી વખતે એકમેકની વફાદારીની અને સાચા પ્યારની યાદ તાજી થાય છે.

મેહરઅલી ઉપરથી તેણીને હવે બીજો એક વિચાર આવ્યો કે મને પાછલા ઓરડામાં નાખી છે અને મેહરઅલીને બારીવાળા ઓરડામાં રાખીને બારીઓ પણ ઉંઘાડી રાખી છે, તેનો ભેદ શો? એક મરદ કરતાં એક ઓરત ઘણી નબળી હોય છે, એક ઓરતની બૂમ કરતાં મરદની બૂમ વધારે લાંબે સંભળાય છે, ત્યારે મેહરઅલીના ઓરડાની બારી છડે ચોક ઉંઘાડી રાખવાની મતલબ શી, અને મેહરઅલી મુંગે મોંઢે પડી દુઃખ ખમે છે તેનું કારણ શું ? કાંય નહીં તે મોટે મોટે મદદને માટે બૂમો પાડતો ? કોઇના કાને અવાજ જાય તો કદાચ છુટકારો થાય. શું દુશ્મનો પરીનની બૂમોથી વધારે બિહતા હતા તેથી તેણીને બારી વગરના અંધારા ઓરડામાં રાખી હતી ? શું તેઓ મેહરઅલીથી બિહતાં ન હતાં, તેથી તેનો ઓરડો ઉંઘાડો રાખ્યો હતો !

ગમે એવી તનદરોસ્ત અબળા હોય તેણી પણ આવી આફતની વેળા બૂમો પાડી શકે નહી, કારણકે દુશ્મનોની ધમકીથી તેણીની છાતી બંધ થઈ જાય છે.

ત્યારે આ સઘળાંનો અર્થ શો ? એમજ હતું કે મેહરઅલીના દુસ્મનો જાણતાં હતાં કે મેહરઅલી બૂમો પાડશે નહીં, અને તેઓ તેનો લાભ લેતાં હતાં. પણ જો તેઓ કેદમાં પડેલા ખુની બંધવાનાં સાથીઓ હતાં તો મેહ-રઅલીને તેઓએ કેદ પકડી રાખ્યો છે તેનું કારણ શું ? અને મેહરઅલીને તેમની સાથે સંબંધ શો ? શું તેઓ મેહરઅલીની કોઇ છુપી વાતથી વાકેફ હતાં?

આ પ્રમાણે પરીન એક પછી એક વિચાર કરવા લાગી, અને આ સઘળા વિચારોથી તેણીને અતિશ્ય દુઃખ થવા લાગ્યું અને આવા વિચારોથી તેણીને ધાસ્તી અને કંપારી છૂટી.

“જો મેહરઅલીની કાંઇબી છુપી વાત એમને ખબર હશે તો એ લોક પોતાની મરજી પ્રમાણે મેહરઅલીને ચલાવશે, અને બંધવાને છોડવવામાં મેહરઅલીની છુપી મદદ લેશે--પણ નહી નહી ! મારે એવો વિચાર કરવોજ નહી જોઇએ ! મારો મેહર આબરૂનો એક નમુનો છે ! મારો મેહર એક સાચો અને વફાદાર ગ્રહસ્થ છે ! આ નિચ લોકો સાથે મારા મેહરને સંબંધ હોયજ કેમ !”

આવા વિચારો તેણી કરતી હતી તેટલામાં તેણીના ઓરડાનું તાળું બાહેરથી કોઇ ઉઘાડતું હોય એવો અવાજ આવ્યો, અને બીજી પળે બારણું ઉઘડયું ને લતીફા નામની પેલી ઉમરે પુગેલી સ્ત્રી કાંઇ ખાવાનુ લઇને અંદર આવી.

“ઓહ! તું જાગે છે કે! હું તો સમજી કે તું ઉંઘી ગઇ હશે! તમો મોટા લોકને વાસ્તે ખાવાનું સારૂં જોઇએ તે મંગાવતા વખત લાગ્યો. અમે ગરીબ તો જેવું તેવું ખાઇએ, પણ તું પૈસાવાલી ને તને દર રોજ સારૂં સારૂં ખાવાની ટેવ તેથી તારે માટે દૂરથી મંગાવવું પડયું. લે જમી લે, ને પછી ઉંઘી જા. રાતના દસ વાગ્યા છે.”

"અરે બાઇ! હું ખાવા માગતી નથી, ને મને ખાવા ગમતું નથી! મને આએ જગામાંથી છોડ! મને અહીંથી છૂટી કર! મને અહીં રાખવાનો તમને હક શો છે? શું અદલ બ્રિટિશ સરકારના રાજ્યમાં તમે મને કેદ કરવાનો હક ધરાવો છો? મને એકદમ અહીંથી છૂટી કર! જો સમજ એ બાઇ! નહીં તો તમો લોકોને એ માટે ભારે ખમવું પડશે! અરે બાઈ! મેં કાંઇ તારૂં બગાડ્યું છે કે મને અહીં પકડી રાખી છે?"

"મને ખમવું પડશે તેની તમારે કાંઇ ફિકર કરવી નહી! હું અને મારી દીકરી તમારા જેવી સો ઓરતો દમ ભરાવે તો બિહનાર નથી. મારી દીકરી ખાનમે આ તારા વાસ્તે વાંચવાની ચોપડીઓ મોકલી છે તે જોઇએ તો વાંચજે."

"તમે ઇંગ્રેજ સરકારની રૈયત નથી લાગતાં, નહીં તો ઇંગ્રેજ સરકારના રાજ્યમાં જુલમ કરવાનાં પરિણામ શું છે તે તમે જાણતાં હોવાં જોઇએ!"

"અમે નીઝામ સરકારની રૈયત છીએ. તે છતાં અમે બધું સમજ્યે છીએ. અમારા દીલારામને તારો બાપ છોડવશે ને પૈસા આપીને રૂખસત કરશે ત્યાંસુધી તને અમારે ત્યાંજ રહેવું પડશે."

"દીલારામ! દીલારામ કોણ?"

"દીલારામ કોણ તે તને પૂછવાની જરૂર નથી! હું અતરે તારા સવાલના જવાબ આપવા આવી નથી. અમે અમારી સલામતીનો વિચાર કર્યા બાદ તારા બાપને ખબર કરીશું. તારે ગમે તો ચુપ બેસ! તારે ગમે તો રડ! તારે ગમે તો બૂમો પાડ! અમારાં મનથી સઘળું સરખું છે! પેલા ઓરડામાં નવાબ છે તે સિવાય બીજું કોઇ અતરે નથી અને કોઇ તારી બૂમો સાંભળનાર નથી—જોઇએ તો લે—નવાબ સાથે તને તણ મિનિટ વાત કરવા દઇશ—નવાબ સાહેબ તને કહેશે કે અતરે બૂમો પાડવામાં કાંઇ સાર નથી."

એમ કહી લતીફા બારણામાંથી નિકળી અને તેણીએ પાછું બાહેરથી તાળું દીધું. થોડી વારમાં ઓરડાની વચમાંનું બારણું ઉઘડયું અને પરીનના ઓરડામાં નવાબને લાવવામાં આવ્યો, અને વચલું બારણું પણ તુરત બંધ કરવામાં આવ્યું.

નવાબ મેહરઅલી નાસીપાસ થયલો, દલગીર ચેહરે પરીન આગલ આવી ઉભો.

—:o:—

## પ્રકરણ ૨૯.

—:o:—

### ત્રણ મિનિટનો મેળાપ.

મેહરને જોઇને પરીનને ખુશાલી ઉપજી! અને તેણીએ તેને છાતી સાથે દાબ્યો!

"મેહર! મેહર!" તેણી હરખાઇને બોલી, "અરે મેહર! એ શું!"

પરીનને ખુશાલી તેમજ ગમગીની હતી. તેણીની આંખોમાં આંસુ હતાં, અને આંખમાં પાણીને લીધે તેમજ અંધારાને લીધે મેહરઅલીનું મોહું પણ તેણી બરાબર જોઇ શકી હતી નહી.

"પરીન, મારી વાહલી પરીન! મારાં જીગરની પરીન! ખુદાની મહેરબાની કે એકવાર પાછું મળવાની નસીબમાં સરજત થઇ! આપણા વચ્ચે અંધકાર ફેલાયો છે અને હવે આપણે સાથે મળી શકનાર નથી!"

"હમેશ! મેહર! તું શું કહે છે તેની મને સમજ પાડ! આહ! આપણને સદાનું છુટું પાડનાર મોહત' સિવાય બીજું કોણ છે? અને જયાં પ્યારે વાસો કર્યો હોય અને જયાં યકીન અને ઇમાન હોય ત્યાં આપણને કોણ છુટું પાડનાર છે? હું તો અંધકાર જોતી નથી, મને તો આશાના કીરણો નજરે પડે છે."

"નહી નહી પરીન! તું શું બોલે છે તેની તને ખબર નથી! આશાની રોશણી હવે તદન બુજાઇ ગઈ છે. આપણા સુખની હવે આશા રહી નથી! બધું અંધકાર છે! અને સદા અંધકાર રહેશે! આ ભેદની વારતાના છેડા સુધી અંધકાર રહેશે! તને ખબર નથી કે આપણા વચ્ચે એક ભયંકાર પરડો ઉભો થયો છે જે આપણ બન્નેને છૂટાં રાખશે! આહ! બાપદાદાઓનાં પાપ છોકરાંઓને નડે છે! અને મુવેલાંઓનાં કામ માટે જીવતાંઓને શિક્ષા ખમવી પડે છે!"

"મેહર! મેહર! એ બધું મને સમજાવ!"

નહી નહી! વાહલી પરીન! તું જાણીને શું કરશે? સઘળું તું વીસરી જા. ફકત તારો પોતાનો વિચાર કર: તું અહીં માહિમ સુધી લતીફાની પછવાડે પુઠે પુઠે શા માટે આવી? નાહકની આવીને તું શા માટે ફસી? અરે એ લોકો લોહીનાં તરસ્યાં છે!"

"મેહર મને તું ના પૂછ! એ સઘળું મેં તારે ખાતર કીધું! તારાં નામ ઉપરથી કલંક દૂર કરવા કીધું!"

"મારે ખાતર! મારે ખાતર હવે તું કાંઇ કરી શકશે નહીં, તારા જેવી પ્યારીની કાકલુદી કાંઇ કરી શકશે નહી, ખુદાની મેહર ઉતરે તોપણ મેહરઅલી તરફ કોઇ મેહર વરસાવી શકશે નહી. હું મરી ગયો હોત તો સારૂં કે આવી કઢંગી હાલતમાં તું મારૂં મોહું જોત નહી! પણ મારી વાહલી પરીન! મેં તને ખરાં જીગરથી ચાહી છે અને હું તારી તરફ સદા વફાદાર રહયો છું, તેમજ જે ખુનનો વાંક મારા નામ સામે મેળવવામાં આવ્યો છે, તે માટે હું બે ગુનાહ છું, અને મારા હાથ જેવા પાક હતા તેવાજ હજી પાક છે."

"મેહર! હું સઘળું માનું છું! જેલમાં પડેલો બંધવો ખુની છે અને તું નહી! મેહર તેને અને તુને શો સંબંધ છે તે કહે! અરે મેહર!

તુ તને આબેહુબ મળતો આવે છે! તે કોણ છે, અને તારી સાથે શુ વેહવાર રાખે છે? તું પેલી મરનાર સ્ત્રીને મળવા ગયો હતો તે શા માટે? અરે મેહર! એ તું મને કહે કે જેથી હું તારો બચાવ કરવામાં મદદ કરૂં!"

"કાંઇ મદદની મને જરૂર નથી! હું જે જાળમાં સપડાયો છું તેમાંથી મને કોઇ કાહડી શકનાર નથી! તું વાહલી એ બાબતપરથી હાથ ઉઠાવ! ફકત હાલ તો એટલુંજ સમજ કે આપણુ બન્ને હંમેશ સુધી છુટાં પડયાં છીએ! હાઆ! આ ઘડી મને છુટો પણ કરે તોપણ હું જીવતો રહી શકીશ નહી ને મને મારો જીવ ખ્વાર કર્યા વિના બીજો છૂટક નથી! હું કાંઇ બોલી શકતો નથી! તેમજ, મારી ઉપર આ ખ્વારી પાડવા માટે મારા દુશમનોને ઉઘાડા પણ પાડી શકતો નથી! અને તેથી તું મને મદદ કરી શકે કેમ! ઓ પ્યારી! એ બાબદ ભૂલી જા! અને મને પણ ભૂલી જજે, પણ એટલું યાદ રાખજે કે મેં તને સાચાં દિલથી ચાહી હતી, અને જો ભવિષ્યમાં——— "

"ચાલો ત્રણ મિનિટ થઇ ગઇ," લતીફા દાખલ થઇ બોલી, અને તુરત બિચારો મેહરઅલી બકરાંની માફક તાબે થઇને પોતાના ઓરડામાં ગયો, અને પાછી પરીન એકલી અંધારામાં ધુળથી ભરેલાં ગોદડાં ઉપર પડી. એક અંધારા ગારમાં એકાએક રોશણી દેખાય ને તુરત બુજાઇ જાય તેવી રીતે પરીનના દુઃખમાં આ ત્રણ મિનિટનું સુખનું કિરણ પ્રકાશીને બુજાઇ ગયું.



## પ્રકરણ ૩૦.



### છળકાયલો પ્યાલો.

"મેહર! મેહર! થોભ! જરા થોભ!" પરીન દીવાનીની માફક બૂમો પાડી ઉઠી, "ઓ મેહર! મને એવી રીતે ના છોડી જા! આમ

ઓરતથી તું એટલો શા માટે બિહે છે! ઓરતોની આગલ તું બકરી માફ્ક કેમ થઇ ગયો છે! તું કોઇને મદદને વાસ્તે બોલાવ કે કોઇ સાંભળીને ઉપર આવે! ઓ મેહર મારે ખાતર! મારા બાપને ખાતર! તારા પોતાને ખાતર!"

મેહરઅલીએ કાંઇ જવાબ દીધો નહીં. વચમાંનું બારણું અગાઉ માફ્ક બંધ થઈ ગયું અને ખાલી ઓરડામાં તેણીના બોલોના પડઘા લાગ્યા.

તેણીએ બૂમો પાડી, ચીચીઆરીઓ પાડી, કાકલુદીઓ કીધી, પણ છેવટે તેણીનું ઘાટું પડયું, અને માથું દુ:ખવા ને ફરવા લાગ્યું. આ સઘળાંનું પરિણામ કાંઇ આવ્યું નહી, કોઇએ જવાબ દીધો નહી, કોઇએ દરકાર કીધી નહી. જાણે કોઇ હાજર હતું નહી. કોઇએ તેણીના બોલો અને બૂમો સાંભળી નહીં. વચમાંનું બારણું બંધ હતું, મેહરઅલી પાછો આવ્યો નહી તેમજ તેને પાછો લાવવામાં આવ્યો નહી. આ અંધારા ગારમાં તેણીએ તેનું મોઢું ફરીથી દીઠું નહીં.

વખત વિજળી માફ્ક પસાર થવા લાગ્યો. દિવસો પાણીના ઝરાની માફક વહેવા લાગ્યા, પણ તે અરસામાં આ વારતાના ભેદ ઉપર નવું અજવાળું કાંઇ પડયું નહી. બીજું કોઇ ત્યાં આવ્યું નહી. બીજા કોઇનો સાદ તેણીના કાને પડયો નહી.

લતીફા તેણીને માટે ખાવાનું મુકી જતી હતી, અને તેણીએ પણ મેહરઅલી વિષે સખ્ત ચુપકીદી અખત્યાર કીધી હતી. કોઇ કોઈ વાર ખાનમ તેણીના ઓરડામાં ડોકયાં કરી જતી હતી, અને એક બે વાર ન્યુસ પેપર અને વારતાની ચોપડીઓ કુતરોની આગલ નાંખે તેમ ફેંકી ગઇ હતી. પરીનના બીજા કાંઇ પણ સવાલના જવાબ તેણી પણ આપતી હતી નહી.

પરીનને ખાતરી હતી કે આ ચંડાલો તરફથી કાંઇ પણ વાત જાણુ-વાની આશા રાખવી મિથ્યા છે તેથી હવે તેણી પણ મુંગી બેસતી હતી.

પરીનને પોતાના દુશમનો તરફથી આ ભેદ વિષે તો કાંઇ માલમ પડ્યું નહી, પણ આ ઘરમાં કોણ રહે છે તેની ખબર પડી અને તે કેમ? લતીફા અને ખાનમ ચોકકસ ઉંધી બોલીમાં વાત કરતાં હતાં. પાસેના ઓરડા વચ્ચેનાં બારણાં માંહે પાડેલાં કાણાંમાં કાન મુકીને સાંભળી સાંભળીને પરીન થોડી વાતથી વાકેફ થઇ હતી.

પરીનને બે ચોંકાવનારી વાતની ખબર પડી હતી. એક તો તેઓની વાત પરથી માલમ પડયું કે આ ઘરમાં કેટલાંક માણસો છુપ્યાં દર અઠવાડિયે ભેગાં મળતાં હતાં, તેમાં કેટલીક બદમાસ ઓરતો પણ સામેલ હતી, તેમજ મુસલમીન ઉપરાંત કેટલા મરાઠા લૂટારા અને પીંડારાઓ પણ હતા. તેઓની મંડળીનું નામ 'શાહ લુટારા કુા.' હતું. તેઓની નેમ મોટી મોટી લૂટફાટ કરવાની હતી. તેઓની મતલબ મોટાઓને મારવાની હતી. મહે-લો લૂટવા, મોટાંઓના મકાનો દારૂગોળાથી ઉરાડી મુકવા, રાજા વજીર અ ને ઉમરાવોને મારવા ને તેમનો ખજાનો લઈ લેવો એ તેમની નેમ હતી. વળી હિદુસ્તાનના વતનીઓ ઉપરાંત બાહેર દેશના લોકો ઉપર પણ તેમનો ડોળો હતો. આ ત્રાસદાયક મંડળી ઘણી જુની હતી. દેશપરદેશમ તેની શાખાઓ હતી. તેઓ અઠવાડિયામાં બે વાર પોતાની નેમ આગળ વધારવા માહિમમાં સાથે ભેગાં મળતાં હતાં.

પરીનને બીજી ચોંકાવનારી વાતની માહીતી મળી તે એ હતી કે તેણીના ઓરડાની હેઠે ભોંયતળિયે બીજી એક ઓરડી હતી તેમાં તેઓએ દારૂગોળો ભરી રાખેલો હતો.

પરીન રાત દહાડો ખુદાને કરગરીને કહેતી હતી કે મારો છૂટકારો કર. અજાયબ છે કે પરીનનું આવી સ્થીતિમાં મગજ સંદતર જતું નહીં રહયું!

તેણી આખો વખત પિંજરામાં ભરાયલા ઉંદરની માફક ભીત આગલથી બારણા આગલ ને બારણા આગલથી ભીંત આગલ દોડયા કરતી હતી, અને તેણી વિચાર કરતી હતી, કે મારા બાવાજી મને ઢુંડી કેમ નથી કહા ડતા, અને મને અહીંથી છોડવી કેમ નથી લઇ જતા ? તેણી વિચાર કરતી હતી કે શેરમાં જેવાને મારો પત્તો મેળવતાં વાર કેટલી ? તે પણ મને છોડવતો નથી તેનું કારણ શું. ? વળી તેણી વિચાર કરતી હતી કે નવાબ મેહર-અલી એ ત્રણ મિનિટમાં ચાલી ગયો ને પાછો મને મળવા આવ્યો કેમ નહીં ? તેનું શું થયું હશે ? આ સઘળાનો છેડો કયારે અને કેમ આવશે, તેનો વળી તેણી અંદેસો કરતી હતી. સઘળી ધાસ્તીમાં તેણીને મોટી ધાસ્તી એ હતી કે ભોંયતળિયે ભરેલો દારૂગોળો રખેને સળગી ઉઠે અને તેમાં તેણી બળી મરણ પામે.

આવી રીતે પરીન રીબતી હતી. પોતાની ઉપર પડેલી આફતથી તેણી બાવરી બની ગઇ હતી. અને એટલી ઉસ્કેરાઇ ગયલી હતી કે તેણી પોતાને પણ ભૂલી ગઇ હતી.

ચોથે દહાડે બપોર પછી તેણીની આફતમાં બાકી રહેલી આફત ઉમેરાઇ. આફતનો પ્યાલો ચીકાર ભરાયલો હતો તેમાં વળી થોડાં ટીપા બીજા ઉમેરાયાં. લતીફા તદન પીધેલી હાલતમાં ચીકાર વાસ મારતાં મોંઢે આવીને પરીનને કહેવા લાગી, "યાતો થોડા વખતમાં કદાચ તારો છૂટકારો થશે ને તું તારા ઘેર જશે, યા તો તારૂં ગળું કાપીને કોથલામાં નાખીને તને દરિયામાં ફેકી દઇશું. જો સાંભળ, એ છોકરી, આખરે તારા બાપને અમે ગઇ કાલે ચાઠી પુગાડી છે, અને જો તે અમારા સાથીને, જે સાથી કેદમાં પડેલો છે, તેને લાગવગ લગાડીને અથવા મદદ કરીને છોડવશે, અને સારી જેવી નાણાની રકમ આપીને રૂખસત કરશે તો ઠીક છે, નહી તો પછી તારો જાન હમારા હાથમાં છે."

"યા અલ્લાહ! શું તમે મારા બાપને એમ કેહવાડયું છે? શું તમે એમ કેહવાડયું છે કે બંધવાને જાણી બુજીને નહસાડો, નહીં તો—"

"બેશક. કહેવાડવામાં કાંઇ કસુર કીધી નથી! અને તારો બાપ પોતાથી બનતું કરવામાં સેહજ પણ આંચકી ખાશે નહી એમ અમારી ખાતરી છે. તારા બાપ પાસે પૈસા ઘણા છે, અને દુન્યામાં પૈસાથી શું નથી કરી શકાતું?"

"આહ! પૈસાથી બધુંજ નથી થતુ! અરે તમો લોકોને ખબર કયાં છે કે આ અદલ ઇનસાફી ઇંગ્રેજ સરકારનું રાજય છે! આ કાંઇ મોગલ રાજય નથી, જયાં મોટાઇ અને લાગવગ ફાવી શકે! અતરે તો ગરીબ અને તવંગરનો એક સરખો ઇનસાફ થાય છે!" પરીન નિસાસો નાખીને બોલી.

"અમને બધી ખબર છે. પૈસા બધું કરી શકે છે. પૈસા ગુનાહગારોને બચાવી શકે છે. અદલ બ્રિટિશ સરકારમાં કે હલકામાં હલકી બેદાદ સરકારમાં પૈસા ચાહે એવી મતલબ બજાવે છે. ખુનીઓ પૈસાથી બચેલા છે. પૈસાથી શું નહી થાય તે હું જાણતી નથી. તારા બાપ પાસે પુષ્કળ પૈસા છે ને પૈસાથી અમે કહીએ તેમ તે કરી શકશે ને તેમ તેને કરવું પડશે."

"અરે પણ તે કેમ કરી શકે! તમો લોકોની માગણી તદન અશકય છે મારા બાપ પાસે કારૂનનો ખજાનો હોય તોપણ તે પોતાના પૈસાના જોરે ઇંગ્રેજ સરકારના ઇનસાફની આડે આવી શકે નહી! એમતો પછી તમે કહેશો કે પૈસાના જોરે આકાશના તારા પણ નિચે લાવ! ઓહ! તમે જે માંગો છો તે તેનાથી નહી બની શકે એવું છે!"

"ચાહે તે થાય પણ તેને એમ કરવુંજ જોઇએ, અને એમ કરવુંજ પડશે"

"અરેરે! એ નહી બને તેવું છે! તદન નહી બને તેવું છે!"

"નહી બને તો પછી તારો જીવ તો છેજ," એમ કહી લતીફા હસ્તી હસ્તી પાછું બારણું બંધ કરીને તાળું મારીને ચાલતી થઇ.

# પ્રકરણ ૩૧.



## જીવ ઉપર આવી.

આ પળથી પરીને એક મજબુત ઠરાવ કીધો કે કાંઇબી કરીને નાહસ્વું.

જે બને તે ખરી, પણ આ દુષ્ટ ઘાટકી માણસોનાં પંજામાંથી પોતાને તેમજ મેહરઅલીને છોડવવો.

આ કસાઇઓના હાથમાં ગરીબ ઘેટાંની માફક રેંહસાઇ જવા માટે હવે થોભવામાં ફાયદો નથી, પણ કિસ્મતમાં બનનારી હશે તે બનશે, માટે એક વાર કિસ્મત અજમાવવા નાહસ્વાની કોશેશ કરવી. મારામારી કરીને, સાંમે થઇને, દાંતે કરડીને, અને નખે ચામડીઓ ફાડી નાખીને લડાય તેમ લડવુ. કોઇબી રીતે છૂટકારો હાંસલ થાય તેમ કરવું, અને મેહરઅલીને પણ તેના મરજી ઉપરાંત મદદ કરીને છોડવવો.

ગાય અને બકરી ગરીબાઇને માટે મશહુર છે, પણ તેઓ જીવ ઉપર આવીને છેડાય છે, ત્યારે વિકાળ જાનવરો કરતાં વધારે જોર દેખાડે છે, તેમજ કોઇ ગરીબ સ્વભાવનો શખ્સ પોતાની ઉપર આફત આવે ત્યારે નિરાશીમાં કે ઉસ્કેરાયલી હાલતમાં શું કરે છે તેનું તેને ભાન રહેતું નથી. તેમજ તે એકવાર જીવ ઉપર આવે તો નવાઈ કરી બતાવે છે, અને તેને અજબ જાતનું જોર અને અજબ હિમ્મત આવે છે.

આ ચંડાલોની સામે થવાનો ઠરાવ કરીને તેણી આજુબાજુ જોવા લાગી કે હવે ઠરાવ અમલમાં મેળવા ઉપાય શો લેવો? આમ જોતાં તેણીની નજર ઓરડામાં 'ટૂલ' ની ઉપર પડી જે ટૂલ ઉપર દીવો ધીમો બળતો હતો, તે ટૂલ જોઇને તેણીને કાંઇ વિચાર સુઝયો.

તેણીએ તુરત ફાણુસ ટૂલ ઉપરથી જમીન ઉપર મુકયું, અને તેની પાસે ઘુટણુ મંડીએ પડીને ટૂલ તપાસવા લાગી. આ વેળા તેણીનુ મોંઢું લાલ થયું હતું, આંખોમાં ચમકાટ પ્રકાશતો હતો, અને છાતી ઉંચી નિચી થતી હતી.

આ ટૂલ જોર વાપર્યાંથી ભાગે એવું હતું નહી. સાગલી લાકડાનું ઘડેલું આ ટૂલ મજબુત હતું, અને તે લોખંડ જેવું નક્કર અને પથ્થર જેવું સંગીન હતું.

ટૂલ જોઇજોઇને તેણી ખુશાલીથી હસી, અને તે ટૂલને પોતાની છાતીમાં દાબ્યું. પછી તે ટૂલ લઇને બારણા આગલ મુકયું. પછી તે ટુલ ઉપર ગોદડું ઢાંકયું, અને તેથી જાણે માણુસ ગોદડું ઓઢીને સુતું હોય. એવો દેખાવ લાગ્યો. પછી ફાણુસ મુકીને દીવો ધીમો કીધો, ને બતીની આસપાસ વારતાની ચોપડીઓનો ઓટો કીધો.

અબળા જાતીની નબળાઇ અને નરમ હૈયું હાલ તુરત પરીનને છોડી ગયાં હતાં. હાલ તેણીની જીંદગી જોખમમાં હતી, અને વળી સાથે પોતાના આશકની જીંદગી પણ તેટલીજ જોખમમાં હતી, અને તેથી તેણી જે જે કરતી હતી તે બેશક તારીફ લાયક તેમજ વાજબી હતું.

લતીફા રાતની વેળા ખાવાનું લાવશે અને ફાણુસમાં તેલ નામવા થોબશે. તેણી જરૂર આવશેજ એમ ધારીને પરીન પોતાના હોઠ બીડીને હાથ ચોળીને તૈયાર થઇ.

કેટલોક વખત વચમાં નિકળી ગયો. કેટલા કલાક વહી ગયા તે તેણી કહી શકી નહી, પણ તેણીના મનથી હજારો કલાક વહી ગયા હોય એમ લાગ્યું. દરેક પળે પેલી આવશે એમ ધારતાં ધારતાં તેણીની ધિરજ ઘટી ગઇ.

આખરે લતીફાના પગલાં સંભળાયાં. આજે તેણી ખુશાલ હતી કારણકે રજબઅલીને ચીઠી પુગાડવામાં ફતેહ મળી હતી, અને તેથી આ

બદમાસ ઓરત દારૂની બાટલી સાથે ખૂબ સંગત કરી રહી હતી, અને તેથી રંગરાગમાં દીસતી હતી. ઓરડામાં દાખલ થતાં તેણીને ગાતાં સાંભળીને પરીનની ખાતરી થઈ કે તેણી પીધેલી છે. પરીન તો દરવાજા આગલ અંધારામાં ભરાઇને બેસી રહી હતી.

લતીફા એમ સમજી કે પરીન સુઇ ગઇ છે, અને તેથી તેણી બોલી "કેમ આટલી વારમાં સુઇ ગઇ ને તે પણ જમ્યા વગર ?"

પણ જ્યારે પાછો જવાબ સંભળાયો નહી, કોઇ આદમી ત્યાં દેખા, સું નહી ત્યારે તેણી બોલી, " મોટાં લોકો નવાઇ જેવાં હોય છે ! બાપરે ! એ લોકને એટલી ઉંઘ કયાંથી આવે છે ! "

પરીને તે પળે ટૂલ બાહેર કાહડીને પૂર જોશથી લતીફાના મોં ઉપર છૂટ્ટું માર્યું. ટૂલ લાગતાંને વાર ખાણાની રકાબી ભોંય ઉપર પડીને ભાંગી ગઈ. પરીને તપાસીને જોયું તો લતીફા પણ ઉંધે મસ્તકે બેસુધ્ધ થઇ પડી હતી. અને તેણીનો એક હાથ બરડા ઉપર હતો. ટૂલ તેણીને સજ્જડ વાગ્યું હતું, અને મોઢાંમાંથી લોહી વેહતું હતું. ટૂલ તેણીના માથામાં સીધુ વાગ્યું હતું અને તેથી તેણી માસના એક લોચા માફક ભોંય ઉપર પટકાઈ પડી હતી.

એક સુધરેલી ઓરતની નજરે પરીનને આ કામ પહેલાં તો કમકમાટ ભરેલું લાગ્યું, પણ તેવો વિચાર વીજળી માફક તૂરત પસાર થઇ ગયો. બીજી પળે તેણીને યાદ આવ્યું કે કેવી હાલતમાં મેં આ કામ કીધું છે. તેણી મનમાં બોલી, કે ઘાતકી માણસો સાથ ઘાતકીપણે વર્તયા વગર ચારો નથી. ખરેખર છે કે વાઘને સોય ભોંકીને મારવાનો વિચાર કરવામાં, તેમજ સાંપને રેસમી દોરીથી બાંધવામ મૂર્ખાંઇ છે. જેમ માણસખાઉ જંગલીઓને મીઠાઇ આપવા જવું મૂર્ખાંઇ ભરેલું છે, તેમ ઘાટકી માણસો સાથે મીઠાસ વાપરીને નરમાસ દેખાડવામાં મૂર્ખાંઇ સમાયલી છે.

બીજી પળે પરીન પાછી ઝનુની તેમજ મકકમ બનીને પોતાના ઠરાવને વળગી રહી. તુરતજ તેણીએ ચાદર ફાડીને કપડાંના પાટા બનાવ્યા અને લતીફાના હાથ પગ મજબુત સીકડીને બાંધ્યા. બાકી વધેલાં કપડાંના પાટા તેણીએ લતીફાંના મોં ઉપર વિંટાળ્યા, એવી રીતે કે તેણી દમ લઇ શકે પણ સુધ્ધિમાં આવે ને બુમ પાડે તો બાહેર સંભળાય નહીં.

આ પ્રમાણે બે મિનિટમાં તેણીએ પોતાનું કામ આટોપીને બારણામાંથી બાહેર નિકળીને બારણું બંધ કીધું, બારણાને તાળું માર્યું, અને ચાવી ફેંકી દીધી, અને દાદર ઉપર જઇ ઉભી. બીજી પળે તેણી ભોંયતળિયે જઇ પુગી.

ભોંયતળિયે જઇ પુગી પણ સઘળા દરવાજા બંધ હતા. થોડીવાર શો ધતાં રસ્તે પડવાનો દરવાજો તેણી જોઇ શકી, કારણકે તે દરવાજે તેણી દાખલ થઈ હતી, તેની તેણીને ખબર હતી, પણ તે દરવાજા આગળ તેણી જવા જાય છે તેટલાં ઓટલા ઉપર માણસોનાં પગળાં સંભળાયાં, અને બારણુ બાહેરથી ઉંધાડયું અને બે શખ્સો બિહક લાગે એવા, ક્રુર દેખાવના ફાટેલાં તુટેલાં કપડાં પેહેરેલાં, અને મેલા અને ફાટેલા જોડા પેહરેલા, એવા બે લૂટારાઓ ખાનમ સાથે ખડકીમાં દાખલ થયા.



## પ્રકરણ ૩૨.



### મુવો નહીં ને ભુત થયો.

હવે જરા રજબઅલીનો વિચાર કરીએ. તેણે પોતાની જીંદગીમાં આ-વાં કાળાં ધોળાં અને આવી હાડમારી કદી દીઠી હતી નહીં. એમ તો દરેક માણસની જીંદગીમાં આશા સાથે નાસીપાસી અને સુખ સાથે દુઃખ ભેળાયલું છે. દરેક માણસને ચોકકસ સંસારી આફત અને સંકટમાંથી પસાર થવું પડે છે,

પણ સામટી રીતે લેતાં રજબઅલીના દુઃખ આગલ સઘળાઓનું દુઃખ બીસાદ વગરનું ગણાય. જયારે કરીમખાંનું માહભારત કામ થયું નહી, ત્યારે રજબઅલીને કેટલું દુઃખ થયું, કેટલી ઉદાસી થઇ, કેટલી નાસીપાસી થઇ તેનું તોલ કરવું મુશકેલ છે. આથી તેને સજ્જડ ઘા લાગ્યો, તેની શકિત ભાગી ગઇ, તેની હિમ્મત તુટી ગઇ, તે કમરમાંથી વાંકો વળી ગયો, અને એક આખા જમાનામા જોર ઘટે તેટલું જોર એક કલાકમાં ઘટયું ને જઇફી આવી લાગી. તેનો છેલ્લો આધાર અને તેની છેલ્લી આશા ભંગ થઇ તેના પેટમાં શું શું થતું હતું તેનું વર્ણન આ અદના કલમથી થઇ શકતુ નથી. તે તુરત કરીમખાં આગલથી ચાલી ગયો ને એક વિકટોરયા ઉભી હતી તેમાં બેસવા ગયો.

વિકટોરિયામાં બેસવા અગાઉ રજબઅલીને એક કૉનસ્ટેબલે ઓળખ્યો કે આ મુંબઇનો એક શેઠિયો છે. વળી કરીમખાં સાથે વિકટોરિયામાં આવેલો તેણે તેને જોયો હતો. આથી જયારે ઉદાસ ચહેરે રજબઅલીને ચાલતાં જોયો, ત્યારે તેણે કહયું કે એટલા બધા ઉદાસ શા માટે થાઓ છો ? કરીમખાં તમારા દોસ્ત છે તેથી તમને એટલું બધું લાગતું હશે ! પણ બધું ઠીક થશે !"

રજબઅલી વાતપરથી તુરત સમજી ગયો કે આ કૉનસ્ટેબલ કરીમખાંનો હેતનો કટકો છે.

"ત્યારે તમે ધારો છો કે બંધવો નાહસી ગયો તેને પોલીસ પાછો પકડી શકશે ?" રજબઅલીએ આશાભર પૂછ્યું, "શું કરીમખાં તે પકડી શકશે?"

"હા અલબતાં, પણ વખત લાગશે. હું એમ નથી કેહતો કે રીતે કરીમખાંએ કામ કીધું તે રીત વખાણવા લાયક છે. અલબતાં એને એવો જાખમ ઉઠાવવો ન હતો. વળી હું એમ પણ નથી કેહતો કે પોલી-

સમાં કરીમખાં સર્વથી બાહોશ છે. પણ સાહેબ, જે દાહડેથી મી૦ સ્મી-ડતના મુવેલા માણુસની આંખ ઉપરથી લીધેલા ફોટોગ્રાફ ઉપરથી તેણે નવાબ મેહરઅલીને પકડયો છે, તે દાહડેથી એ દિલ ઉપર ધડ રહેવા દેતા નથી, અને એને ગરૂરી ઘણી આવી છે. અમે ખાનગી રીતે અમારા વચ્ચે એની ઠેકડી કર્યે છીએ. અને આજે એ હુસ્યારી કરવા ગયો પણ એણે ઠોકડ ખાધી છે એટલે એની કમબખ્તી આવી લાગી છે. સરકાર એને એકદમ પાણીચું આપશે, નહીં તો પાયરી ઉતારી પાડશે. પણ એ નહી તો બીજો કોઇ અમલદાર નાહસી ગયલા શખ્સને મોડે યા વેહલે પકડી કાહડશે એમાં તો શક નથી. ”

“ બસ મને કહો કે તે પકડાશે કે ? ”

“ તેમાં શો શક ? મુંબઇની ચબરાક પોલીસ આગલ ગમે એવો બાહોશ બંધવો હોય તો શું થયું ? વળી નાહસી જનાર માણુસ એવો તે કોણ છે જે નહીં પકડાશે ? તે પોલીસનાં છટકામાં આવ્યા વગર રહેનાર નથી. ”

“ ત્યારે તે બંધવો કોણ છે તેને તમે ઓળખતા નથી ?” રજબઅલીએ કહ્યું.

“ નહી, કોણ નાહો છે તે હું નથી જાણતો. કરીમખાંએ મદદને માટે મને બોલાવ્યો હતો એટલે તેના મદદનીશ તરીકે મને અત્રે પોહરો રાખવાની ફરજ હતી. એ બંધવો કોઇ મોટો ગુનેહગાર તો નહી હોય. નહીં તો આવો જોખમ કરીમખાં ખેડતે નહી. હશે કોઇ લુચ્ચો દામીસ હશે. તમે નાહસ્નાર શખ્સને ઓળખો છો શું ? ”

“ હા, ” રજબઅલીએ જવાબ દીધો, ” ભાયખલા તરફ ગયા ડિસેમ્બર મહિનામાં જે હલકી બદસુરત ચાઠાંવાળી સ્ત્રીનું ખુન થયું હતું, તે ખુન કરનાર, અને જેની સબી મી૦ સ્મીડતે પોતાના ‘ કેમેરા’ માંથી ઉપજાવી કાહડી હતી, તે શખ્સ. ”

"એ શું બોલો છો! સાચુ?" કોનસ્ટેબલે દગાઇને પૂછ્યું. "ઓહો! પેલો મોટો ખાનદાની ખુની! થઇ રહયું! હવે કરીખાંની નોકરીના દિવસ ભરાઇ ચુકયા! હું નહી ધારતો કે તે પાછો પકડાય! તે ભારી સમયસૂચકતાવાળો ઉઠાવગીર લાગે છે! તમે જાણતા હશો કે ખુન કરીને પોલીસના જમાદારના પોશાકમાં સઘળાઓને મોં દેખાડીને કેવી સફાઇથી તે પસાર થઇ ગયો હતો! જ્યાં સુધી આસમાન અને જમીન છૂટાં છે ત્યાંસુધી તો હું નહી ધારતો કે તે પકડાય. જ્યાંસુધી જમીન અને દરિયો છૂટાં છે ત્યાંસુધી તો તે છૂટો રેહવાનો!"

રજબઅલીના ટાંટીઆ લથરપથર થવા લાગ્યા અને તેનામાં ઉભું રહેવાની પણ તાકાત હતી નહી. તે તુરત વિકટોરિયામાં ચઢી બેઠો ને વિકટોરિયાવાળાને હંકારવા કહ્યું. તેણે આખો દાહડો ગાડી અંહી તંહી ફેરવ્યા કીધી અને આખો દહાડો તેણે રખડ કીધી. અહીં ગયો, તહીં ગયો, ને આખેદિવસ ફોકટમાં કાહડયો. ને અરધો દીવાનો બની ગયો હતો.

ગાડીમાં આખો વખ્ત તેને પરીનનો ધખારો આવ્યા કીધો. બીજો વિચાર તેના મગજમાં દાખલ કયાંથી થાય? તે વિચારતો હતો, "મારી પરીન! મારી પરીન! હવે તારૂં શું થશે! એ લોકતો એમજ સમજશે કે બંધવાને મેં નહસાડયો નથી, પણ તે પોતે નાહસી આવ્યો છે, અને તેથી મેં તેમની સરત બજાવી એમ કહેવાય નહી! આહ! એમ ધારીને રખેને મારી દીકરી ઉપર વેર લએ! યા અલ્લાહ! મારી ઉપર રહેમ કર! મારી દીકરી ઉપર મેહર ઉતાર! ઓ ખુદા! તારી મદદ! તારી મદદ!"

આખો દાહડો રજબઅલીની આંખો આંસુથી ભરાયલી હતી! છેક રાતે તે બંગલે પાછો ફર્યો. બંગલામાં ગાડી જઈ પુગી કે ઘડિયાલમાં આઠનો ટકોરો પડયો. ગાડીમાંથી દીવાનાની માફક ઉતરીને તે માળ ઉપર ચઢયો. તેના મનથી દુન્યા સઘળી મરણ પામી હતી. તેના મનથી જીવતર ફોકટનું

હતું. તે એક સાંચાનાં પુતલાં માફક માળ ઉપર જઇ પુગ્યો. તે છતી આંખે જોતો હતો નહી, અને આજુબાજુ કોઇ છે કે નહીં તે જોઇ શકયો નહી.

જ્યારે કોઇએ ખંખાર માર્યો અને તેને નામથી હાંક માર્યો ત્યારેજ તેને ખબર પડી કે ત્યાં કોઇ તેની રાહ જોતું હતું.

તે જોય છે તો શેરખાં ઇઝીચેર ઉપર પડીને તેના આવવાની રાહ જોતો બેઠો હતો!



## પ્રકરણ ૩૩ મું.



## ચાવીનાં તાળાં નહી ને તાળાંની ચાવી નહી.

ભુતને જોઇને બિહે તેટલો શેરખાંને જોઇને રજબઅલી ચોંકયો; તેને દીઠાથી તેની છાતીમાં એવો તો ઝટકો લાગ્યો કે જો તેણે વચમાંની ટેબલ પકડી લીધી નહીં હોત તો તે જરૂર પડી જાત. રજબઅલી શેરખાંને ટગર ટગર જોવા લાગ્યો.

"કેમ રજબઅલી શેઠ, તમે મને જોઇને અજાયબ થાઓ છો? તેનુ કારણ શું? આજે આવીશ એમ તમને આશા નહી હશે? મે છેક સાંજે મુંબઇમાં પગ મુકયો અને કાંઇપણ વખત ખોહયા વગર અતરે ચલ્યો આવ્યો છું!

અરધું હસ્તું, અરધું ડચકાંખાતું, અરધું ગભરાયલું મોંહ રજબઅલીનુ દેખાયું. પોતાના ગભરાટની બે ત્રણ મિનિટ પસાર થયા પછી રજબઅલીએ હાથ લાંબો કરીને શેરખાંને 'શેકહૅન્ડ' કીધી, અને તેનો હાથ પોતાના હાથમાં મજબુત ઝાલી રાખ્યો, અને ખુશાલીમાં આવીને બોલ્યો, "કોણ? શેરખાં? તમે જીવતા છો? હા, તમે શેરખાં છો! યા અલ્લાહ! તમે અને વળી જીવતા!"

"હા, હું છું. જીવતો છું. અલબતાં જીવતો છું, કારણકે હું મરી ગયો નથી. વળી હું જીવતો નથી એમ ધારવાનું તમને કારણ શું?"

"ધારવાનું કારણ? કરીમખાં—ન્યુસપેપર, દરેક જણ કહે છે કે તમે મરી ગયા, તમને અકસ્માત થયો, કલ્યાણી અને પુના વચ્ચે ગાડીમાં–ન્યુસપેપરમાં મેં પોતે વાંચ્યું."

"ઓહ! હવે હું સમજ્યો! ત્યારે ન્યુસપેપરમાં છપાઇ પણ ગયું મને એવી ખબર હોત તો હું તમને કાગળ લખત. જેથી તમારી ચિંતા દુર થાત. રજબઅલી શેઠ, હું તો જીવતો છું, તમે જુઓ છો કે હું જીવતો છું. મને અકસ્માત બિલકુલ થયો નથી. હું કચડાઇ ગયો નથી. ને મારા શરીરની ચામડીને નાનો જખમ કે ધસારો પણ પડયો નથી. ટ્રેનો અથડી એ વાત ખરી, ને કેટલાંક માણસો કચડાઇ ગયાં એ પણ વાત ખરી છે. એ અકસ્માતમાં મારો કોથલો ખોવઇ ગયો, અને કપડાં ઉપર તેમજ કોથલા ઉપર મારૂં નામ પાડેલું હતું, તેથી હું પણ કચડાઇ ગયો હોઇશ એમ તે લોકે માની લીધું હશે. મેં મારા કોથલાની તપાસ પણ કીધી નહી, તેથી એમ માની લેવાને તેમને ટેકો મળ્યો હશે. પોલીસે અને રેલવે સતાવાળાઓએ આ પ્રમાણે તર્ક બાંધી હશે. કેટલાંક માણસોનાં મોંહ એટલા છુંદાઇ ગયાં હતાં કે ઓળખી નહીં શકાય, અને તેથી હું પણ કચડાઇ ગયલા માંહેનો એક હોઇશ એમ તે લોકે માન્યું તેમાં નવાઈ જેવું પણ કાંઇ નથી. મુંબઇના ન્યુસપેપરો જે વાત હાથમાં આવી તે છાપી નાખવામાં બાહદુર છે. મને પોતાને ન્યુસપેપર વાંચવાનો પણ વખત મળ્યો નથી. હુ પુને ગયો અને ત્યાંથી દીલારામ અકબરઅલી જેને તેના સાથીઓ 'દીલારા' ના નામથી ઓળખે છે, તેનો પત્તો મેળવવામાં હું મશગુલ હતો. અગર મેં ન્યુસ વાંચ્યું હતે તો હું જરૂર તમને બે લીટીનો ખુલાસો કરતે."

આ પ્રમાણે બોલીને તે ઉઠયો, અને બારીવાટે ગયો, અને ઓરડામાં બે ચાર મિનિટ ફર્યો, અને પછી હાથ ચોળીને બોલ્યો, "રજબઅલી શેઠ,

મારે કબુલ કરવું જોઇએ કે મારી મેહનત ફોકટ ગઇ છે! હું હારયો છું !" આમ બોલતો તેણે પોતાની આંખો જમીન તરફજ ટીકેલી રાખી. તે બોલ્યો, "મેં મારાથી બનતું કર્યું છે. મારી જગે બીજો કોઈ પણ વધારે કરી શકતે નહી! આ બાબદના ભેદની ચાવી કોઈ પૂરી પાડી શકતું નથી. મારે કબુલ કરવું જોઇએ કે આ બાબદ જેવી તેવી નથી, ને. એમાં જેવ તેવાં ભેજાંથી કાંઇ બની શકે નહી. મને ચાવીઓ મળી છે, પણ તે ચાવીઓને બંધ બેસતાં તાળાં મળ્યાં નથી, અને જે જે તાળાં મળ્યાં છે તેની ચાવીઓ જડતી નથી, તેથી મારી શોધ સંપૂર્ણ કહેવાય નહી, એટલે મારે કબુલ કરવું જોઇએ કે હું 'હાર્યો છું! બીજા બોલોમાં કહું તો આપણે જ્યાંથી શરૂઆતમાં નિકળ્યા ત્યાંજ છેવટે આવી ઉભા છીએ'.



## પ્રકરણ ૩૪.



### વાદળ દર પળે રંગ બદલે છે.

શેરખાંની વાતથી રજબઅલી ઉપર જેવી જોઇએ તેવી અસર થઇ નહી. તેની વાત તરફ રજબઅલીએ તદન બેદરકારી બતાવી, તે છતાં શેરખાંને પાછો આવેલો જોઇને તે ખુશી હતો, એમ શેરખાંએ જોઇ લીધું. તે બોલ્યો "રજબઅલી શેઠ, મારી વાત ઉપર તમે ઝાઝું ધ્યાન આપ્યું નથી, ને તમે કાંઇ બીજા વિચારમાં છો. કેમ આ બાબદમાં હવે તમને લાગતું વળગતું નહી હશે?"

"અરે મરવા દો, 'દીલારા' સાથે મને કામ નથી. મને તે બિલાડા સાથે કામ નથી. મને તો ભાઇ શેરખાં મારી દીકરીનો વિચાર છે. અરે ભાઇ શેરખાં! હું તમારી કેવી વાટ જોવું છું અને ખુદાએજ તમને મારે ત્યાં પાછા મોકલી આપ્યા છે! મને તમારી હાજરીની

બહુ જરૂર છે. મને તમારી મદદ આપો ...કે વિચારવું, ને શું બોલવું, ને શું કરવું તેનું મને ભાન નથી. મારી દીકરીને બચાવો તો તમે જે કહેશો તે આપીશ. જે કહેશો તે સરત મારે કબુલ છે! મારી અરધી દોલત તમને આપું! જોઇએ તો બધી દોલત લો! બસ મારી દીકરી પરીનને મને લાવી આપો! અરે નહીં તો હું દીવાનો થઇ જઇશ!"

"રજબઅલી શેઠ, તમે જરા ઠંડા પડીને મને કહો કે પરીન કયાં છે? તેણીનું શું થયું છે? હું કાંઇ જાણતો નતી, વાસ્તે મને બધી વાત કહો તો મને કાંઇ સમજ પડે"

"મારી દીકરી ભયમાં છે! યા ખુદા! યા અલ્લાહ! તમને કોઇએ કહયું નથી? મારા નોકરોમાંથી કોઇએ તમને કહયું નથી?"

"હું નોકરો સાથે કદી વાત કરતો નથી. મને તમારા એક નોકરે કહયું કે શેઠ બાહાર ગયા છે. મેં કહયું કે હું બેસીને વાટ જોવું છું. તે નોકરે મને ઓળખ્યો કે હું શેરખા છું. ને તેથી મારી આગલ વાતો કરવા જતો હોય તેમ તે દીસ્યો. પણ મેં તેને કોઠું નહી આપ્યું, તેથી તે ચાલતો થયો. મને કહો કે મારા ગયા પછી શું શું થયુ? પરીન માંદી તો નથી?"

"માંદી? અરે માંદી હોત તો સમ...! તેણી જબરી આફતમાં છે! પરીન કયાં છે તેનો પત્તો નથી! પરીનને કોઇ અચબુચ ઉપાડી ગયું છે ખુદા સિવાય અને તેણીને ઉંચકી લઇ ...ાર સિવાય બીજા કોઇને ખબર નથી કે તેણી કયાં છે!"

શેરખાંના રૂએ રૂવાં ઉભાં થયાં, ... બોલ્યો, "શું પરીનને ચોરી ગયા, કોણ, કયાં, કેવી રીતે?"

"પેલા ખુની બંધવાના સાથીઓ—કોણ જાણે કેવી રીતે તે હું શું જાણું? આજ ચાર દીવસ થયા તેણીનો પત્તો નથી!"

રજબઅલીએ પેહલેથી છેલ્લે સુધી શેરખાંને બધી વાત કહી સંભળાવી અને જણાવ્યું:–

"જ્યારે તેણી પાછી ઘરમાં નહી આવી, ત્યારે હું અરધો બેસુધ્ધ થઇ ગયો, મેં ઇનામો છપાવ્યાં, રસ્તે રસ્તે ઇનામોના કાગળો ચોંટાડયાં, છાપામાં જાહેર ખબર છપાવી, ત્રણ આખા આખા દાહડા અને મોડી રાત સુધી ભટકયા કીધો, ઢુંડયા કીધો, અને ગઇ કાલ સિવાય કાંઇ ખબર નહી પડી; ફકત ગઇ કાલે ખબર પડી કે તેણીને ખુની બંધવાના સાથીઓએ પકડીને છુપાવી રાખી છે."

"એ તમને કોણે કહયું?" શેરખાંએ પૂછયું.

"તે લોકોએ મને ચેતાવ્યો. તેઓએ મને આ કાગળ મોકલ્યો. વાંચો આ કાગળ વાંચો! એ વાંચીને હું ઘેલો થઇ ગયો છું! હું તમને મરી ગયલા ધારતો હતો. અને તેથી આખરે નિરાશ થઇને કરીમખાં પાસે ગયો હતો."

શેરખાં તે કાગળ વાંચીને બોલ્યો, "ઓ ખુદા! એ લોકની માગણી કેમ બને? હું પેહલેથી અહીંજ હોત તો વધારે સારૂં! અંહ! ત્યારે તમે કરીમખાં આગલ ગયા તેણે શું કીધું?"

બંધવાની હિલચાલ તપાસવા માટે રચેલી કરીમખાંની બાજી વિષે રજબઅલીએ શેરખાંને બધું કહી સંભળાવ્યું, જે સાંભળીને શેરખાં બોલ્યો: "કાચો! મૂર્ખો! બેહમક! અણઘડ! આવી રીતનો જોખમ ખેડીને તેને ભાગવા દીધો! બંધવો જે 'ટ્રિક'થી નાઠો તે એક બચ્ચું બી સમજે! આહ! તે ગયો એટલે તો આ સઘળો ભરમ ગયો! બંધવો પોતાના સાથીઓને જઇ મળ્યો કે તેઓ નવાબ મેહરઅલીને ઠાર કરીને, પરીનને પણ———"

" ઓહ ! ના બોલો ! એમ ના બોલો ! એમ ના ધારો ! હું પણ સમજું છું કે મારૂં બચ્ચું અગાઉ કરતાં હવે વધારે ભયમાં છે. ભાઈ શેરખાં, તમે હુસ્યાર છો, કુનેહવાલા છો, તદબીરવાલા છો ! જો કાંઇ તદબીર કરો ! કાંઇ દાવ પેચથી આપણી મતલબ પાર પડતી હોય તો તેવું કાંઈ શોધો ! તમે દરેક ગુંચવાડો ઉકળાવી શકો છો તો આ ગુંચવાડો નહી ઉકળાવી શકો ? કોઇબી રીતથી પરીન કયાં છે તે રહેઠાણ નહી ઢુંડી કાહડો ? આએ લતીફા નામની ઓરત કોણ છે તે નહી શોધી કાહડી શકો ? "

" શું નામ ! " શેરખાં આ નામ સાંભળીને વીજળી લાગી હોય તેમ ચોંકયો, અને આગળ આવીને રજબઅલીના ખભાં ઉપર હાથ મુકીને પૂછવા લાગ્યો, " તમે હમણા શું નામ દીધું ? લતીફા ! યા ખુદા ! લતીફાને આ કેસમાં શો સબંધ છે વારૂં ? "

" બધો સંબંધ છે ! સીધો સંબંધ છે ! લતીફા અને ખાનમ નામની બે સ્ત્રીઓ બંધવાને જેલમાં મળવા જતી હતી. એ લતીફા કોણ છે, અને કયાં રહે છે તેની તપાસ કરવા પરીન અહીંથી બાહેર ગઈ. આહ ! એ લતીફા કયાં રહે છે તે જો માલમ પડે તો— "

શેરખાં બન્ને હાથોથી તાળી વગાડીને મોટેથી હસીને ખુશ થતો બોલ્યો, " માલમ શું પડે–માલમ પડી ચુકયું ! તાળાંની ચાવી ન મળતી હતી તે મળી ચુકી ! આહા ! જે બાબદ અધુરી હતી તે મળી ચુકી ! પુનામાં જે બાતમી નહી મળી તે મુંબઈમાં મળી ચુકી ! હવે હું ભેદ સમજાવીને ઉકળાવી શકું છું ! "

" શેરખાં ! " બોલીને રજબઅલી મોઢું ડાચું વકાસતો ઉભો.

આ શું થાય છે ? ઘડીમાં નાસીપાસી, ઘડીમાં ખુશાલી, ઘડીમાં હાર, ઘડીમાં જીત, ઘડીમાં રડવું, ઘડીમાં હસવું, ઘડીમાં કહે છે ચાવી જડતી નથી, ઘડીમાં કહે છે ચાવી જડી. જેમ વાદળ પોતાનો રંગ હર પળે બદળે છે, જેમ

માણુસ પોતાનો ઢંગ હર પળે ફેરવે છે, તેમ આ આ વારતા પણ પોતાનો રંગ હર પળે બદલે છે.

"હમણા વાત કરવાનો વખત નથી, હમણા તો કામ કરવાનો વખત છે. ચાલો ગાડી મંગાવો. રેલ્વે સ્ટેશન ઉપર ચાલો. ચાલો રસ્તામાં વાત કરીશું. હું તમને ત્રણ કલાકમાં પત્તો મેળવી આપું. ભેદની સાંકળની દરેક કડીં મારા હાથમાં આવી છે! એ લતીફાને પોલીસના હાથમાં આપું,ં અને એ લતીફાએ પરીનના છૂટકારાની સરત કીધી છે તેમ હવે તેમના છૂટકારા માટે આપણે સરત કરીશું. ચાલો તમને પરીન પાસે સીધો લઇ જાઉં છું"!



## પ્રકરણ ૩૫.



### એક નામનું કેટલું કામ.

શેરખાંને આ પ્રમાણે વાત કરતો સાંભળીને રજબઅલીની જીજ્ઞાસા ઉસ્કેરાઇ ને એ આખો ભરમ શો છે તે જાણવાની મરજી થઇ. ફકત લતીફાનું નામ દેતાં શેરખાંએ ભેદ ઉકળાવ્યો એ પણ અજાયબ છે. તે અગાઉ તો તે પોતે પોતાને હારેલો કહી ચુકયો હતો. એ પણ ખરેખર એક અજાયબીની વાત! શેરખાં રજબઅલીને 'હમબગ' તો નથી કરતો?

આ વખત સવાલો પૂછવાનો નહીં હતો. હાલતો કામ કરવાનું હતું. વાતો કરીને વખત કાહડવાનો આ વખત નહી હતો. શેરખાંના હુકમ મુજબ ગાડી તુરત જોડાવી, અને તે દરવાજા ઉપર આવી ખડી થઇ.

ગાડી ગ્રાંટ રોડના સ્ટેશન ઉપર જઇ પુગી, કે શેરખાંએ માહિમની ટિકિટ કરાવી, અને તેઓ ત્રેનના ડબ્બામાં બેઠા. શેરખાંએ રજબઅલીને ડબ્બામ જે વાત કહી સંભળાવી તે નીચે પ્રમાણે હતી:—

" જુઓ રજબઅલી; બીજી બધી વાત તમને પછી જાણશે, પણ આ લતીફાનું ઘર તો હું ખુનને દિવસેજ જોઇ આવ્યો હતો."

" અંહ ! ત્યારે આટલો વખત તમે ગુમાવ્યો કેમ ?" " રજબઅલી ડોળા ફાડીને શેરખાં તરફ જરા શક બતાવવા લાગ્યો.

" અજબ ના થાઓ. ખુનને દિવસે મેં એક સ્ત્રીને ખુનની જગા આગળ સહવારે બપોરે અને સાંજે ત્રણ વખત જોઇ હતી; હું જુરી ભરાઇ ત્યાં સુધી આખો વખત ત્યાંની સઘળી હિલચાલની છુપી તપાસ લેતો હતો, કારણ કે તમે તો જાણો છો કે કરીમખાં સાથે મને છરી ચુલિયાનું વેર છે; હું જોવા માંગતો હતો કે તેનો બુઢો દોસ્તદાર 'સ્મીડત' શું કરે છે. જ્યારે મેં તે સ્ત્રીને જોઈ ત્યારે મેં તેણીને આગલ પણ દીઠેલી હતી એમ મને તુરત લાગ્યું. એ સ્ત્રીને મેં હૈદરાબાદમાં એક લુટફાટના કેસમાં ત્યાંનાં બંધવાની સગી તરીકે જોઇ હતી. તે બંધવો જેલમાંથી નાહસી ગયો અને તે સ્ત્રી પણ હૈદરાબાદમાંથી ક્યાં ગુમ થઇ ગઇ છે તે હજી પકડાઇ નથી. મેં તે સ્ત્રીની પુઠ પકડી રાખી, અને તે માહિમ ગઇ ત્યાં સુધી હું ગયો. તે ઘર કોનું હતું તે ઘરવાળાને પણ શોધી કાહડયો. પણ ઘરવાળાએ કહ્યું કે કોઇ <u>ચાંદબીબો</u> નામની સ્ત્રી પોતાની દીકરી સાથે રહે છે, પણ ઘરની આજુબાજુ ખબર કાહડતાં માલમ પડયું કે તેણીના ઘરમાં મરદો ઘણા આવે છે, અને તેથી તેમના કહ્યા પ્રમાણે ચાંદબીબી કોઇ હલકી આબરૂની ઓરત હશે એમ મને શક ગયો હતો. અને તેથી જે ઓરતનું ખુન થયું તે ઓરત સાથે કાંઇપણ ઓળખ તેણીને હશે. નહીં તો તેણી તે જગાપર દિવસમાં બે ત્રણ વાર શા માટે આવે ? વળી તેણી માહિમ દૂર રહેતી હતી અને ભાયખલા સુધી બે ત્રણ વાર આવી ત્યારે તો શક મજબુત થયો કે તેણીને મરનાર સ્ત્રી સાથે સહેજ પણ ઓળખ કે સંબંધ હોવો જોઇએ. નવાબની જે સઘળી તપાસ મેં કીધી હતી તેમાં મને માલમ પડયુ

હતું કે તેના માળીની હસીના નામની દીકરી નવાબની બૈરીની દાસી થતી હતી અને તે દાસીના મોં ઉપર પણ ચાઠાં અને ડાઘા હતા, અને તેવા દાઘા જે સ્ત્રીનું ખુન થયું તેનાં મોં ઉપર પણ હતા, પણ માહિમવાલી સ્ત્રીને ખુની સાથે શો સંબંધ, અથવા મરનાર સ્ત્રી સાથે તેણીને શો સંબંધ તેની ચાવી મારી તપાસમાં મળી હતી નહી. હૈદરાબાદમાં ચાલેલા લુટફાટના એક કેસમાં જે બંધવો નાહસી ગયો હતો, તેને મળતું મોઢું આ ખુની બંધવાનુ મને પેહેલેથી લાગ્યું હતું, અને તેથી પેલી માહિમવાલી સ્ત્રી પણ હૈદરાબાદથી નાહસી ગયલી સ્ત્રી હોય એમ મને શક હતો, અને તે બનવા જોગ લાગ્યો, પણ હૈદરાબાદમાં તેણીનું નામ લતીફા હતું, અને મુંબાઇમાં તેણીનું નામ ચાંદબીબી કહેવામાં આવ્યું ત્યારે તે સ્ત્રી લતીફા છે એમ પુરાવો મને મળી શકયો નહીં. પુરાવા વગર હું આગલ કેમ ચાલું ? વળી હું પુને તેમજ પુનેથી અહમદનગર એક દિવસ જઇ આવ્યો, ત્યાં મરનારનવાબ અકબરઅલીના માળીનું વતન છે એમ મેં શોધી કાહડયું. માળીની હસીનાનાં કોઇ સગાંવાહલાં છે કે નહીં તેની તપાસ કરતાં માલમ પડયું કે માળીની હસીના એ મહિનાની વાત ઉપર જીવતી હતી, અને પોતે પોતાની માસીની દીકરી લતીફાને ઘેર કોઇ દીલારામ નામના ઉંચ કુળના અને નવાબી ચહેરાના શખ્સને વારંવાર મળવા આવતી હતી. આ દીલારામ ઉંચ કુળનો હોવા છતાં લુટફાટ ચોરી વગેરેના ધંધામાં પડેલો હતો, અને લતીફાની દીકરી ખાનમ સાથે પરણનાર હતો, અને તેને હસીના મળવા આવતી હતી એ ઉપરથી બંધવો કોઇ લૂટારો અને દીલારામ નામનો છે, તેમજ જે સ્ત્રીનું ખુન થયું તે નવાબના જુના માળીની દીકરી હસીનાનું થયું, પણ પેલી માહિમવાળી સ્ત્રી, જે ચાંદબીબીના નામની હતી તેનો બંધવા સાથે કેમ સંબંધ લાવવો તે માટે હું ગુંચવાયા કરતો હતો, અને તેથી મેં તમને કહ્યું કે હું હાર્યો, પણ જ્યારે તમે મને 'લતીફા' નામ આપ્યું, ને તમને મલેલી ચીઠીમાં 'દીલારામ' નામ

પણ મળ્યું, ત્યારે માહિમ રહેતી સ્ત્રી કોઈજ નહી, પણ હૈદરાબાદમાંથી ત્યાંના બંધવા સાથે નાહસી ગયલી લતીફા હોવીજ જોઇએ. હજી એ કેસમાં થોડો ગુંચવાડો બાકી છે, પણ લતીફાને પકડવાથી બાકીનો ભરમ માલમ પડી આવશે."

"વાહ! શરેખાં, મને નહી ખબર કે તમારામાં એટલી બધી વિચાર શકિત છે!"

"તમારા ઉંચા મત માટે ઉપકાર થયો, પણ મારામાં એક ગુણ છે. હું મારી આંખનો અને કાનનો જેટલો ઉપયોગ કરૂં છું, તેટલો મારાં મોઢાંનો ઉપયોગ કરતો નથી. આ કેસમાં તમે મને બોલાવ્યો તેની અગાઉ હું થોડી ઘણી તપાસ કરી ચુકયો હતો, પણ હું જે સઘળું જોવું, સાંભળુ ને જાણું તે સઘળું મારા દિલમાંજ રહેવા દઉં છું, અને ઘટતા વખત સુધી હું તે વિષે કોઇને કાંઇ કહેતો નથી, પણ ચાલો, હવે માહિમનુ સ્ટેશન આવ્યું—જુઓ કોઇ ગાડી મળે તો બેસી જાઓ."

તેઓ બન્ને માહિમના સ્ટેશન ઉપર ઉતરીને એક ભાડુતી ગાડીમાં ચઢી બેઠા, અને ગાડીવાળાને પેહલાં માહિમની ચોકી ઉપર હાંકવા કહયું. ત્યાંથી પોલીસની મદદ લઇને તેઓ સઘળા લતીફાના ઘેર તરફ ચાલ્યા.

શેરખાં એટલો ખાતરી પૂર્વક હતો કે જતાં જતાં બોલ્યો, "દાવ આવે ત્યારે ઘા નહીં મારે તે આદમી નહી. કરીમખાંએ મને રખડાવ્યો છે પણ હવે કરીમખાંને ફટકો મારવાનો આ વખત ઘણો સારો છે. મારી ફતેહ છે! કરીમખાંને નામોશીમાં નાખીને હું જગતને દેખાડી આપીશ કે દુન્યામાં ફકત લાગવગથી હલકી બુધ્ધિના ઘણા શખ્સો મોટા મોટા ઓધ્ધા ભોગવે છે અને જેઓને મોટા ઓધ્ધા ઘટે છે તેઓ દુશમનોની ભારે લાગવગથી પાયમાલ થાય છે, અને જગતમાં હીણાય છે, પણ આખરે ખુદરત હીરાને હીરો ને પથ્થરને પથ્થર પુરવાર કરે છે."

—:0:—

# પ્રકરણ ૩૬.



## ચુલામાંથી પેણામાં.

જ્યાં જીવ બચાવવો હોય ત્યાં એક અબળા પણ કેવા સબળા વિચાર કરે છે, અને કેવી શૂર ઉપર આવે છે, તેનું વર્ણન કેમ થાય? મરદ, જો કોઈ ન ધારેલા બનાવથી છટકામાં આવે છે, તો પોતાની ગણત્રીમાં થાપ ખાય છે, અને હારીને હાથ જોડીને બેસે છે, પણ ઓરત જાત જે ક્વચીતજ આગળથી ગણત્રી કરી શકે છે, તે એકવાર સપડાઇ તો પછી પોતાના બચાવમાં શું કરે છે, અને કેવી રીતે જીવ ઉપર આવે છે તે ફકત પરીન ઉપરથી પૂરવાર થાય છે.

જ્યારે તેણી ભોંયતળિયે ગઇ અને સામેથી બારણું ઉઘાડીને ખાનમ કોઇ મરદ સાથે અંદર દાખલ થઇ, ત્યારે તેણીની સમયસૂચકતા કેવી! વીજળી પેરે તેણી પાછળ નાઠી અને પાછળા દાદર ઉપર ચઢી ગઇ, અને તેથી પેલાં આવનારાઓ તેણીને નાહસ્તાં જોઇ શકયાં હતાં નહીં

પણ ઉપર ગઇ ત્યાં તેણી નવી પીડામાં આવી પડી, અને તે પીડા ચોંટશે એમ તેણીને ધ્યાન હતું નહીં. ખાનમ અને તેણીનો સાથી આગલા દાદરેથી ઉપર ચઢશે એમ તેણી ધારતી હતી, પણ એમ ધારવામાં તેણીએ ભૂલ કીધી હતી. તેઓ પણ પાછળા દાદરેથી ઉપર ચઢયાં. હવે ત્યાંથી પરીન કયાં નાહસે? એક ઓરડો ઉઘાડો હતો તેમાં ડોકયું કરી જોયું તો કોઇ નહીં હતું. તેમાં તેણી ભરાઇ ગઇ અને બારણું બંધ કરી દીધું.

આ નાના ઓરડામાં વચમાં ટેબલ હતી અને તેની આસપાસ ખુરસીઓ ગોઠવેલી હતી. અને દિવાલ આગલ એક પરડો બાંધી લીધેલો હતો, તેની પછવાડે પાણીનું માટલું મુકેલું હતું. બાજુમાં એક કોચ હતો. આ ઓરડામાં અંધારૂં હતું. ટેબલ ઉપર ધીમી મીનબતીનો દીવો બળતો હતો.

તુરત પરીન સમજી ગઇ કે આ ઓરડામાં લુટારાઓની મીટિંગ ભરવામાં આવતી હશે, અને ખરેખર તેમજ હતું. તે રાત્રે મીટિંગ હતી. ખાનમ અને તેની સાથનો મરદ પણ ઉપર ચઢીને તેજ ઓરડામાં દાખલ થયા. તેણીને આવી ખબર આગમચથી હોતે તો તેણી આ ઓરડામાં ઘુસ્તે નહીં. હવે તો આ ઓરડામાંથી પાછું બાહેર આવીને બીજે ઠેકાણે ભરાવાનો વખત હતો નહી. તેમ કરે તો પકડાય જાય. નાહસ્વાનું અશકય હતું. હવે તો જે બને તે ખરી એમ ધારી તેણી ત્યાંજ રહી. ઓરડાની આજુબાજુ નજર કરતાં કાંઇ કબટ કે ભરાવાનું ખુણું હતું નહી. એક પળ નિરાશ થઇ ગઇ પણ બીજી પળે તેણી પાણીના માટલાં આગલ પરડો બાંધી લીધેલો હતો તેની પછવાડે ભરાઈ ગઇ, તેથી તુરત વેળા તો તેણી ઓરડામાં દાખલ થનારાની નજરે પડે એમ હતું નહી.

ખાનમ અને તેની સાથે પેલો મરદ બારણું ઉંઘાડીને અંદર દાખલ થયાં. તેઓની વાત ઉપરથી પરીન એટલી બિહધી કે બોલવાની વાત નહી! તે દિવસે તેમની અહમદનગરની ચોરની ટોળીનો વડો સરદાર મિયાં ફતેહસીંગ આવનાર હતો; આજે રાત્રે એક બે બંગલામાં લુટફાટ કરવા અને હિંદના ચાર જાણીતા માણસોનાં ખુન કરવાની મસલહત કરવા માટે આ મીટિંગ ખાસ બોલાવામાં આવી હતી. વળી ચોકકસ દેશી રાજાના મેહલ દારૂગોળાથી ઉરાડી મેળવા શી ગોઠવણો કરવી તેની મસલહત આજે આ મીટિંગમાં ચાલનાર હતી.

ખાનમે બીજી મીનબતીઓ સળગાવી, અને મીટિંગની તૈયારી કીધી, અને થોડી વારમાં લુટારાઓ અને ચોરોથી ઓરડો ભરાઇ ગયો.

મીટિંગ બેઠા પછી, તેમાંનો એક મોટો હતો તે ઉઠીને બોલ્યો કે ભોંયતળિયેની કોટડીમાંથી દારૂગોળો ઉપર લાવવો. બે ત્રણ જણે જઇને નિચેથી દારૂગોળાના દડાઓ ઉપર લાવીને જ્યાં પરીન ભરાયલી હતી, ત્યાંથી

થોડેક દૂર મુક્યા. આ દારૂગોળાથી—રાજાનો મેહલ લૂટી લઇને દારૂગોળાથી ઉરાડી મેળવાનું મોટું અગત્યનું કામ આ મંડલી ઉઠાવનાર હતી, તે માટે આ દારૂગોળો બાહેર કાઢવામાં આવ્યો હતો.

વખત પસાર થયો. ફતેહસીંગ સરદાર પણ આવ્યો. મીટિંગનું કામ ચાલ્યું; અને પેહલું કામ મીટિંગમાં—દેશી રાજાનો સઘળો ખજાનો લૂટીને તેને મારી નાખીને તેનો મેહલ ઉરાડી નાખવાની મસલહત ચાલી. તે કામ કોણે કરવું, તેના નામો પોકારાયાં. તેઓએ મુંબઇથી પગ રસ્તે દારૂગોળો લઇ જવો, ને તે ગામના પોતાના સાથીઓને જઇ મળવું, એવું નકકી થયું. આ સાંભળીને પરીનના રૂવેરૂવાં ઉભાં થયાં, ને બદન ઉપર પસીનો છુટો, ને સઘળી પસીનાથી ભીંજાઇ ગઈ. તેટલામાં ખાનમ જે મીટિંગમાં બેઠી નહી હતી, પણ ઓરડાની બાહેર ગઈ હતી, તેણી દોડતી ચાચીઆરી પાડીને આવી ને બોલી, "નાહસો નાહસો! ફસી ગયાં!"

દરેક જણ ચોંકીને ઉઠી ઉભો થયો ને બોલ્યો, "પોલિસ આવી! નાહસો! નાહસો!"

"નહી નહીં, હજી પોલિસ નથી આવી," ખાનમે ખુલાસો કીધો, "એક છોકરીને અમે પકડીને ઓરડામાં બંધ રાખી હતી, તે નાહસી ગઇ છે. મારી મા તેને ખાવાનું આપવા ગઇ તે પાછી ફરી નહીં. મને હમણા ખબર પડી ત્યારે જઇને જોવું છું તો બારણાંને તાળું! મેં બૂમ પાડી, હાંક માર્યા, પણ અંદરથી જવાબ આવ્યો નહી! પછી મને યાદ આવી કે તાળાંની બે ચાવી હતી. જઇને બીજી ચાવી લાવીને મેં તાળું ઉઘાડયું. હું જોવું છું તો મારી માના હાથ પગ બાંધેલા, અને પેલી છોકરી નાહસી ગયલી! તેણી હવે જઇને કહેશે તો પોલિસ અહીં થોડી વારમાં આવી પુગશે."

પોલિસનું નામ ચોરોને નહસાડવાને બસ છે. તેઓ સઘળાઓનાં દિલમાં પકડાઇ જવાની ધાસ્તી પેઠી, ને સઘળા ઠરઠર ધ્રજવા લાગ્યા.

સરદાર ફતેહસીંગ અને તેની સાથે આવેલા લુટારાઓ, ઓરડાની બાહેર નિકળીને પેહલા ઘરની બાહેર નાઠા, અને બોલ બોલતામાં એકદમ જીવ લઇને પસાર થઇ ગયા; બીજાઓ પણ તેમની પછવાડે જવા તઇયાર થયા. પરીને મનમાં છૂટકારાનો દમ ખેંચયો કે ચાલો આ બધા અહીંથી નાહસે તો હું મારો રસ્તો લઉં. પણ પળપળમાં રંગ બદલાય છે અને માણસની આશા બીજી પળે નિરાસીમાં બદલાઈ જાય છે. બીજી પળે જે બનાવ બન્યો તે વળા પરીને જો હુસ્યારી પકડીનહીં હોત તો બેસુદ્ધ થઇ પડત.

ભોગજોગે લુટારાઓમાંનો એક લુટારો, જે પોતાની સાથે કેટલાં કાગળીઆં લઇ આવ્યો હતો, તેના થોડાં કાગળીઆં ગભરાટમાં ભોંય ઉપર વીખેરાઈ પડયાં. તે સઘળાં ઉંચકવાં તેણે ટેબલ ઉપરથી એક મીનબતી લીધી, ને તે મીનબતીના ઉજાસથી પરડા પછવાડે ભરાયલી પરીનના પગ તેની નજરે દેખાયા. પરડો ભોંય સુધી પુગે એટલો નહીં હતો, અને તેથી-પરીનના પગ નિચેથી દેખાતા હતા, અને આવી રીતે પરીન પકડાઇ ગઇ.

જેમ પળ પળે પતગીઉં પોતાનાં રંગ બદલે છે, તેમ પળપળે માણુસનું નસીબ બદલાય છે. માણસ એક પળે એક ચીજ ધારે છે, ને બીજી પળે કુદરત કાંઇ બીજુંજ કરે છે, માટે, પરીન નાહસીને પોતાને ઘરે જાય નહી, ત્યાં સુધી 'હવે છૂટી થઇ' એમ એકદમ ધારવાની વાંચનારે ઉતાવળ કરવી નહી. એક પળ અગાઉ તેણીને બચવાની આશા હતી, જે આશા બીજી પળે આવી રીતે પકડાઇ જવાથી નિરાશીમાં બદલાઇ ગઇ હતી.



# પ્રકરણ ૩૭.



## અબળાને આવે શૂર, તો બળવાનનું જાય નૂર.

પેલા લુટારાની નજરે પગ પડતાંને વાર તે એક વિક્રાળ જાનવર પોતાનો શેકાર પકડતી વેળા જેવી ગર્જના કરે તેવી મોટી બૂમ પાડી કુદીને બોલ્યો, "અરે પેલી છોકરી તો અહી છે, આ રહી! આ રહી. એમ કહી તુરત પરડો ખીસાડીને તેણીને પકડવા હાથ લાંબો કીધો, પણ પકડે શું ? તેણે ઉસ્કેરાયલી હાલતમાં હાથ લાંબો કીધો હતો. વળી આ વેળા પણ એક નબળી અબળાને જરૂર વેળા કેટલું શૂર આવે છે તે જુઓ. પરીન પરડા પછવાડે હતી નહી. એક ડાકણ ગેબ થઇ જાય તેમ ગરબ દઇને તેણી પરડા પછવાડેથી સટી ગઇ હતી, અને કેટલાકની હાજરી છતાં એક ચમકારામાં કુદીને કોચ ઉપરથી પેલો દારૂગોળાનો દડો હાથમ લીધો અને બોલી, દૂર રહો ! મુજીઓ મારી નજદીક પણ આવવાની હિમ્મત કીધી તો આએ ગોળો જમીન ઉપર ફોડી નાખીશ અને તેથી આપણે બધાં સાથે ખુદાને દવાર પોતપોતાનો હિસાબ આપવા સાથે પોંહોંચીશું. "

પરીન અતીશ્ય ઉસ્કેરાયલી હાલતમાં હતી, પણ ઉપલા બોલો બોલતી વેળા તેણી હસી હતી, કારણ કે તેણીને સંતોષ હતો કે ચોરો અને લૂટારાઓ પહેલાં પોતાના જાનથી બિહે છે; તેઓ મોડી રાત્રે મસલ્હત કરવા ભેગા થાય છે, પણ દિવસે મોંઢું દેખાડવાને કાંપે છે. તેઓ બાતેનમાં બાયલા હોય છે અને જો કે તેઓ છુપી મીટિંગમાં બેસીને મોટી મોટી વાતો કરે છે, પણ દર પળે તેમની છાતીમાં ધાસ્તીના ધબકારા ચાલુ હોય છે.

ચોરોએ શું કીધું ? પરીનની આગલ જવાની હિમ્મત કીધી ? પરીનને પકડવાની કોશેશ કીધી ? જીવના જોખમે પરીનને પકડવાની કોઇપણ લૂટારામાં હિમ્મત હતી ? એમ ધારવાનું કારણ શું ?

પોતાના ટાંટીયા પોતાનાં ગળામાં આવેલા જોઇ, પોતાની જાળમાં પોતાનેજ ફસેલા જોઇ, પોતાનું હથિયાર પોતાના દુશમનના હાથમાં ગયલું જોઇ, એક નબળી કમજોર છોકરીને પોતાની સામે ઉભેલી જોવા છતાં, જેમ નોળીઆને જોઇને સસલાંઓ દરમાંથી બાહેર નિકળવા માંડે તેમ તેઓએ ઓરડામાંથી બાહેર નિકળવા માંડયું, અને ઉભી પૂછડીએ દાદર ઉપરથી ઉતરીને ચાલવા માંડયું.

પરીને જોયું કે બધાઓએ ચાલવા માંડયું, ત્યારે તેણીની હિમ્મતમાં ઉમેરો થયો અને તેણીને નવી હિમ્મત આવી. તેણી જાણતી હતી કે હવે મારા હાથમાં એવું એક હથિયાર છે કે મારી આગળ આવવાની કોઇ પણ હિમ્મત કરશે નહી.

એક સાચી માશુકને ફકત પોતાની સલામતીનોજ વિચાર નહી હોય. ગમે તેવી હાલતમાં અને ગમે તેવી આફતમાં પણ તેણી એક પળ પણ પોતાના આશકને ભૂલતી નથી. પોતાનો આશક એકજ છાપરાં હેથલ છે એમ જાણવા છતાં, પોતાનો બચાવ કરીને એકલી બાહેર ચાલી જાય ને આશકનો ખ્યાલ નહી કરે એમ બને નહીં. તેણી તુરત ચાલી. તેણીએ પોતાના નવાબ મેહરઅલીનો ઓરડો શોધી કાહડયો. પેલો નાશકારક ગોળો તેણીએ ઘણો સંભાળથી ધર્યો હતો કે રખેને કોઈ ચીજ સાથે કે બારણાં સાથે અથડે ને ફાટીને સઘળાંઓનાં કડકે કડકા ઉડી જાય. એક હાથમાં તે ગોળો ને બીજા હાથમાં એક મીનબતી લઇને તેણી નવાબના ઓરડામાં ગઇ. તે ઓરડામાં લતીફા, ખાનમ અને લતીફાનો વર પોતાનો સરસામાન ભેગો કરીને નાહસ્વાની તૈયારી કરતાં હતાં. તેમની પાસે નવાબ મેહરઅલી જો કે તેને તેઓએ છૂટો કીધો હતો, તે છતાં તે તેમની આગલ ઉભેલો હતો. તે નાહસ્વાની તજવીજ બિલકુલ કરતો હતો નહી.

પરીનને ઓરડામાં દાખલ થતાં જોઇને તેઓ ત્રણે જણ બોલી ઉઠયાં. "ખુદાને ખાતર, પરીન, આ ગોળો ભોંય ઉપર ફેંકતી ના. એ ફાટશે તો આખું ઘર ઉડી જશે! અરે અમે સમજયાં કે તું નાહઠી હશે! અહિં તારૂં હવે શું કામ છે? ઓ બાપરે! આએ મોટાં માણસની છોકરી પણ આટલી ચીવટ અને ભેજાં ફાટેલ છે!"

"મારાથી દૂર રહો, આગલ આવશો તો હું સઘળાંને ઉરાડી મેલીશ ને સાથે હું પણ મરીશ," એમ કહી તેણી મેહરઅલીની આગળ ગઈ ને બોલી, "ઓ મેહર! મેહર! આખરે તું પ્યારાને હું મળી છું, અને હું તને હવે છોડવી શકું છું. ચાલ, વાહલા ચાલ, હવે આપણે અહીંથી જઇએ. આએ જીવતાં જીવત જોયલું દોજખખાનું આપણે છોડીને જઇએ. અને જઇને પોલિસને પુરવાર કરી આપ્યે કે નવાબ મેહરઅલીના ચેહરાના એ જન છે."

મેહરઅલીએ પરીનને બોલતી અટકાવી ને કહ્યું, "પોલિસને પૂરવાર કરી આપ્યે? નહીં, બનશે નહીં! જો પોલિસ સામે મને ઉભો કરવામાં આવે તો હું ખુશીથી કહીશ કે હું ગુનેહગાર છું, અને જે બધવાને ખુની તરીકે પકડયો છે તે ખુની નથી અને નિરદોષ છે, અને પેલી ચાહાંવાળી સ્ત્રીને મેં મારી નાખી એમ હું કહીશ."

"મેહર! એ શું બકે છે!"

"જે હું કહું છું તેમજ હું કરીશ. મને તું શા માટે છોડતી નથી? તું મારો પીછો પકડી રહી છે તો મને એમ કહેવાની ફરજ પડશે. હા, મેં ખુન કીધું! હું કહું છું કે મેં ખુન કીધું!"

"હું માનતી નથી! હું એમ કદી માનીશ નહી!" પરીન ચીરડાઇને બોલી, "ઓ મેહર! આ તારી ચાલ વિચીત્ર છે. હું સમજુ છું

કે કાંઇ ચોક્કસ ભેદ તું દુન્યામાં પ્રગટ થતો અટકાવા માગે છે. મને તે ભેદ કહેતો ના. હું તે જાણવા માગતી નથી. હું તો બસ એટલુંજ સમજુ છું કે હું તને ચાહું છું, અને જો—"

પરીનને બોલતી અટકાવીને નવાબ મેહરઅલી બોલ્યો, "ઓ પરીન! તું જા! તું અહીંથી જા! તું તારો જાન બચાવ! હું તો તારી સાથે આવી શકતો નથી! હું હવે મારી આગલી જીંદગી પાછી ગુજારી શકતો નથી! મને આ લોક સાથે જવા દે, નહી તો ફાંસી જવા દે! એ બે માર્ગ સિવાય બીજો માર્ગ મારે માટે ખુલ્લો નથી! એટલામાં સમજી જા."

પરીનને કોઇએ તીર માર્યો હોય તેમ ઝટકો લાગ્યો અને તેણી મેહરઅલી સામે જોવા લાગી. તેણીની આંખોમાં પુષ્કળ પ્યાર હતો. તેણીના દિલમાં પુષ્કળ દુઃખ થતું હતું. હવે શું કરવું અને મેહરઅલીને કેમ મનાવવો તેના વીચારમાં તેણી થોડી પળ મુગી ઉભી તેટલામાં વળી નિરાશીમાં આશાનું એક કિરણ ચમકયું.

એટલા ઉપર કોઇનો ચઢવાનો અવાજ આવ્યો, બારણું ખખડયું, દાદર ઉપર કોઇનાં પગળાંનો સાદ આવ્યો, ને બીજી પળે લતીફાએ અને ખાનમે ખુશાલીની ચીચીઆરી પાડી. પેલો બંધવો, જેને કરીમખાંએ જાણી જોઇને નાહસ્વાની તક આપી હતી, તે ત્યાં આવી ઉભો, અને નવાબ મેહરઅલી અને આ બંધવો કે જેઓ બન્ને એકજ ચેહરો ધરાવતા હતા, તેઓએ પોતાની જીંદગીમાં એક બીજાને પેહલીજ વાર જોયા!



# પ્રકરણ ૩૮.



## વખત પોતાનું કામ કરે છે.

"દીલારો! દીલારો!" બન્ને લતીફા અને ખાનમ તેની ભણી દોડીને બોલ્યાં, "યા અલ્લાહ! એ તો આપણો દીલારો છે! છૂટો! અંહ! પરીનના બાપે ચીઠીની સરત પ્રમાણે તને છોડવ્યો હશે, ઠીક થયું!"

દીલારામે બન્ને જણના હાથ પોતાના હાથમાં લીધા હતા તે છૂટા કરીને બોલ્યો, "નહી, તેણે નથી છોડવ્યો. ઉલટું, તેણે પોલિસ સાથે મળીને મારે વાસ્તે છટકું માડયું, પણ એવી નજીવી બાબદ સમજતાં મારા જેવા ઉઠાઉગીરને કેટલી વાર! હું બાજી સમજી ગયો, અને થાપ આપીને સટી ગયો. આખો દાહડો એક પારસી મોહલમાં ઓટલા ઉપર ભરાઇને સુઇ રહયો, ને રાત પડી ત્યારે પગે ચાલતો ચાલતો અહીં આવવા નિકળ્યો, પણ હવે—"

તે એ પ્રમાણે બોલે તેટલાં તેની નજર પરીન અને મેહરઅલી ઉપર પડી, જેમને જોતાંને વાર તે આગલ બોલતાં અચકયો, અને તેમને પીછાણતાંને વાર તે હસ્યો.

તે જે પળે ઓરડામાં દાખલ થયો તે પળથી તેની લુચ્ચાઇના ભોગ થયલાં બન્ને જણ, પરીન અને મેહરઅલી, તેને જોતાને વાર દંગ થઇ ચુપ થઇ ગયાં હતાં.

મેહરઅલી, જેના મોં ઉપર સેહજ પણ લોહી દેખાતું હતું નહી, અને જે ઉજળો પુણી જેવો થઇ ગયલો હતો, અને જે ખાટલા ઉપર અરડાઇને પડેલો હતો, તે તેને જોતાંનેવાર ઉઠીને શીધો બેઠો, અને જાણે પેલા બંધવાએ તેની ઉપર જાદુઇ અસર કીધી હોય તેમ તેની સામે ટગર ટગર ટીકતો બેઠો.

પરીન, જેના હાથમાં હજી દારૂગોળાનો દંડો હતો, તેણી તેને જોતાંને વાર બે પગળાં હટીને ભીંતમાં ભરાઇ. તેણીના મોંનો રંગ ઉજળા હાથી દાંતના રંગનો લાગતો હતો. તેણીના ડોળા બાહેર નિકળી આવેલા હતા, અને છાતી બબ્બે ઇંચ ઉંચી નિચી થતી હતી. ગમે તે હોય પણ તેણી એક ઓરત હતી અને તેથી આ ખુનીને જોઈ બીધી હતી.

નાહસી આવેલો બંધવો મેહરઅલી તરફ જોઇને તુરત પરીન તરફ જોવા લાગ્યો. એ પ્રમાણે તેણે બે ત્રણ વાર કીધું, અને પછી હસ્તો મગન થતો પરીન તરફ જોઇને બોલ્યો, "ત્યારે, પરીન, આપણે પાછાં મલ્યાં ખરાં! પેહેલાં મળ્યાં ત્યારે આપણે બન્ને સારી હાલતમાં હતાં, હાલ તેમ નથી. મેં જેમ સૂચવ્યું હતું તેમ તું જો ચાલી હોત તો મને તેમજ તને આટલું બધું દુ:ખ અને ચિંત્તા વેઠવી નહી પડતે. તું નવાબની બેગમ તો થતેજ; પણ તું હઠીલી થઇ તેથી આટલું બધું થયું. જે દાહડે હું આ (દેખાડીને) નવાબ મેહરઅલીના બંગલામાં મેહરઅલીનું નામ ધારણ કરીને આવ્યો હતો, ત્યારે તું મને પોલિસ પાસે મને પકડવાનું વારંટ છે એમ ચેતવવા આવી હતી. તે દાહડે મેં તારી સાથે પરણવાની જે માંગણી કીધી તે તેં કબુલ રાખી હતે, તો સારૂ થતે. હું બી ઘણો સારો ભરથાર નિવડતે. હું પણ આ બદમાસ ચંડાલ મેહરઅલીના જેટલોજ તને ચાહતે. નવાબના જુવાન છોકરાઓ પોતાની પરણેલી બાયડીને ચાહી ચાહીને કેટલા મહિના ચાહે છે? થોડા. એ લોકોનો પ્યાર એ ખાલી ઢોંગ છે, બલકે તેથી વધુ મહિના હું તને રાખતે, તેનું કારણ કે મારી ગરદન લટકતી તું બચાવતે તો હું તે જલદી ભૂલી નહી જતે. હવે તો——"

એમ બોલી તેણે તેણીનો હાથ પકડીને તેણીને ઘસડી, પણ તેટલામાં તેણી બોલી, "દૂર રહે! દૂર રહે! સાંભળે છે કે?

આએ શું છે તે તું જાણે છે? આ ગોળો જમીન ઉપર ફોડીશ તો આએ આખું ઘેર ઉડી જશે, તેમાં હું, તું, આએ બધાં સાથે મરીશું. દૂર રહે, ઓ નફ્ફરા, લુચ્ચા, અંતઃકરણ વગરના, લુટારા, ખુની, દૂર રહે, નહીં તો તારો જાન જશે."

"અરે દૂર રહે, દૂર રહે દીલારા, એના હાથમાં દારૂગોળો છે! આપણી મંડળીના દારૂગોળામાંથી એ છોકરીના હાથમાં એક ગોળો આવ્યો છે, વાસ્તે એને ના છેડ!"

આથી તે લુચ્ચા બદમાસે પરીનને ગાળો ભાંડી, પણ પાછળ હટયો, ને દૂર જઇ ઉભો. દારૂગોળાના નામથી તે ધ્રુજયો અને તેને કંપારી છૂટી.

તેને આવી રીતે દારૂગોળાના નામથી ગભરાઇલો જોઇને પરીનને હિમ્મત આવી, ને ભીંત આગલથી આગલ વધીને મેહરઅલી બેઠો હતો ત્યાં તેણી ગઇ, અને તેના ગળાંમાં હાથ નાખીને તેને સમજાવ્યો કે "મારા વાહલા મેહર! ચાલ અહીંથી, હવે ચાલ!"

"નહી બનશે! મારાથી નહીં બનશે! મને છોડી જા! ને તુ સલામત રહે! મારા વાસ્તે તું કાંઇ કરી શકનાર નથી! મારી વાહલી પરીન, જો તું સમજ, તું જા!"

"હુ તને બચાવી શકીશ, કાંય નહી? "પરીને ઉત્તર દીધો.

"મને કોઇ બચાવી શકનાર નથી, કોઇ નહી, મારી વહાલી, કોઇ નહી! ખુદાને ખાતર, પરીન, તું ચાલતી થા! મારી જીંદગી પૂરી થઇ છે, અને મારે મરવુંજ છે તો મને અહીંજ આજે રાતે મરવા દે."

"ત્યારે તું નંહી આવતો?" પરીને પુછ્યું.

"હું આવી શકતો નથી," મેહેરે જવાબ દીધો.

"આવી વખતે તું મને ઉડાવ ના. સાફ સાફ કહી દે કે તું આવવા માગતો નથી," પરીને કહ્યું.

"હા, સાફ સાફ કહું છું કે હું આવવા રાજી નથી. તું કાંઇ પણુ સમજતી નથી તો જાણ કે હું પોતે આવવા ખુશી નથી. હું મરવા ખુશી છું, અને ખોદા પાસે મારી દુવા છે કે મને આજે રાતેજ તેડી લએ !"

થોડી પળ પરીન વિચારમાં ઉભી. કોઇ એમ સમજશે કે પરીને નાચાર થઇને ત્યાંથી ચાલી જવાનો વિચાર કર્યો. પણ નહી, અતરે વળી નબળી અબળાનું ચીવટપણું, જે ઘણું ખરૂં અબળાઓમાં ખિલ્યા વિના પડત પડેલું હોય છે, તે ઉભરી આવ્યું, અને સાચી માશુકને છાજે તેવો તેણીએ મક્કમપણે જવાબ દીધો, "એમજ છે ત્યારે ચાલ આપણે બધાં સાથે મરીએ. જે ભરમ હોય તે ભલે તું તારી પાસે રાખ. તારો ભરમ એવો કેવો છે કે જેથી તું મોહત વધારે પસંદ કરે છે ? તું શું એમ ધારે છે કે આએ લોકો તને ભવિષ્યમાં પણ સતાવ્યા કરશે ? ચલો એમ હોય તો આપણે બધાં સાથે મરીએ. લે મને ચુમી લે, અને આએ ગોળાથી આપણે બધાં મરી જઇએ, જેથી ને તારો ભરમ દટાઇ જાય ને તને કોઇ ભવિષ્યમાં સતાવે નહીં."

"નહી નહી, પરીન ! એ તું શું બોલે છે !" મેહરે ગભરાઇને જવાબ દીધો.

"શું બોલું છું ? ફક્ત એટલુંજ કે વાહલા, હું તને ચાહું છું," તેણીએ ઘણા નમ્ર સાથે મેહરને કહ્યું, "બસ તું મારી સાથે વાહલ કર, એટલે હું સંતોષ પામીને આએ ગોળો છોડી દું, કે જેથી આપણે સઘળાં તે કીરતારની હજુરમાં સૌ સૌનો હિસાબ આપવા તુરત પોંહચી જઇએ !"

આ સાંભળીને લતીફા અને ખાનમ બિહકથી ચીચીઆરી પાડી ઉઠયાં, તેમજ લતીફાનો યાર જે પણ ત્યાંજ હતો, તેના મોં ઉપરથી પણ લોહી ઉડી ગયું, અને બંધવો પણ ગભરાઇને ઉંબર ઓળંગવા ગયો. તેમને સઘળાંઓને પરીને થોબવા કહ્યું ને બોલી, "કયાં જાઓ છો ! સબર

કરો ! નાહસ્વા દઇશ નહી ! તમારાં પાપી હૈયાંઓનો કાંઇક મેલ ધોવા માટે નીમાજ પઢી લેવો હોય તો ખુદા પાસે બંદગી કરીને માફ માંગવાની તમને તક આપું છું. જો એક પગળું પણ પછવાડે હટયા તો તમારા બનાવનારની હજુરમાં એકદમ તમે પુગી જશો. હીચકારાઓ ! હવે નાહસવા માંડો છો ! તમારી આએ છેલ્લી ઘડી છે. તમારી લુચ્ચાઇના અમે ભોગ થઇ પડયાં છીએ, અને અમે મરણ પામીએ તેની સાથે તમને પણ આવવું પડશે. તમારાં નસીબના લેખ એવાજ છે, વાસ્તે થાઓ, જલદી તૈયાર થાઓ. ”

મેહરઅલી ઉઠી ઉભો થયો અને પરીનના હાથમાંથી દારૂનો ગોળો છોડવવા લાગ્યો અને બોલ્યો, “વાહલી પરીન, મારે ખાતર એ છોડી દે. તું એ શેડતી ના. મારી વાહલી, મારે ખાતર, ખુદાને ખાતર, તારે એમ નહી કરવું.”

“ દૂર જા, મેહર, “ પરીન ઝનુની બની બોલી “ મારા દિલથી દૂર થા, નહીં તો આ ગોળો નાખી દઇશ. હું તારો ભરમ જાણવા માગતી નથી. વહાલા, આએ લુચ્ચો ખુની તને આબેહુબ મળતો આવે છે તેનો ભરમ હું જાણવા માગતી નથી. તને અને એને શો સંબંધ છે ? કાંઇ સંબંધ હોવોજ જોઇએ, તે પણ હું જાણવા માગતી નથી. હું એટલું જાણું છું કે કાંઇ પણ ભરમ છે અન તમે એક મેક સાથે સંબંધ ધરાવો છો, અને તે ભરમ જાળવવા અને તે ભરમ કોઇ નહી જાણે તે માટે તારે ખાતર મારો જાન પણ આપવા હું તૈયાર થઇ છું, વાસ્તે તમે સઘળાં એ લુચ્ચાંઓ, બંદગી કરી લો, હવે તમને જીવવાનો વખત થોડો છે. પાંચ મિનિટ આપું છું તેટલાં ખુદાની હજુરમાં બંદગી કરી લો.”

લતીફા અને ખાનમના હાથ પગ ગગડી ગયા, અને જીભ પણ તતપપે થવા લાગી. લતીફાનો યાર તો રડવા લાગ્યો. નાચાર થઇને રડતાં અને કકળતાં તેઓ સઘળાં ગુંટણ મંડીએ પડીને જેમ બબડાય તેમ બંદગી કરવા લાગ્યાં.

પણ પેલો લુચ્ચો ખુની એટલો હિચકારો નહીં હતો. તેને પરમેશ્વરે સખ્ત માટીમાંથી બનાવેલો હતો, અને તેથી તેનું હૈયું એટલું નરમ નહી હતું. તે બોલ્યો, "ઓ હિચકારાંઓ, ઉભાં થાઓ! અને દારૂગોળો છૂટે તેનો મધુર અવાજ સાંભળવા તૈયાર થાઓ! જયારે મોહતજ આવી લાગ્યું છે તો મરવું તો પડશેજ. રડવા કકળવાથી મોહત પાછું હટનાર નથી. તમે હજારો લોકોને લુટયાં ને હજારોનો જાન કબજ કીધા ત્યારે તમને રડવું નહીં આવ્યું, ને હવે તમારો જાન જવાનો વખત આવ્યો છે ને બાજી ફેરવઇ ગઇ છે ને તમે ફસ્યાં છો ત્યારે તમે નાહસભાગ કરીને રડવા કકળવા લાગ્યાં! અએ ચંડાલો બંધ કરો તમારી બદગી! તમે શું એમ ધારો છો કે તમારો ખુદા આંધળો છે? તમે શું તેની આંખમાં ધુળ છાંતીને તેને આંધળો બનાવી શકશો? ચાલ એ છોકરી, ગોળો ફેંકવો હોય તો ફેંક! હું પણ મારી નસોમાં ખાનદાની લોહી ધરાવું છું. મારી મા હલકી તોખમની હતી તો શુ, પણ મારા બાપનું ખુન તો નવાબી છે. મારા બાપે પાપ કીધું તો શું થયું. લે જો, હું કેટલી હિમ્મતથી મરવા તૈયાર છું!"

તેના થોડા છેલ્લા શબ્દોથી મેહરઅલીનું જીગર ચીગાઇ ગયું. તે ખાટલા ઉપર મોં ઢાંકીને અરધો સુતો અને અરધો બેઠો હતો ને વાર જોતો હતો કે પરીન કયારે ગોળો છોડે, પણ બે ત્રણ મિનિટમાં તે એકદમ ઉઠીને ઉભો થયો. તેણે કાંઇ અચ્ચ્ણુચો ઝટકો લાગ્યો હતો. બંધવાના ઉપલા બોલથી તેનાં મોં ઉપર લોહી ધસી આવ્યું ને તે બોલ્યો,

"એ હિચકારા! તું મરવા આટલી હિમ્મતથી તૈયાર થયો છે ત્યારે મરતી વખતે શા માટે જૂઠું બોલે છે? મરતી વખતે તો જરા સાચુ બોલ! મરતી વખતે માબાપ વાસ્તે હલકા સુખનો શા માટે કાહાડે છે? શરમા! જરા લાજ રાખ! ખુદાને બાર જવા તૈયાર થઇ જૂઠું બોલતાં દિલમાં ડર!"

ખુની બંધવો ખડખડ હસ્યો અને ખુશ મિજાજમાં બોલ્યો, "એમાં મારી માનો વાંક નહી કહેવાય, પણ મારા બાપે ઘણું નિચ કામ કીધું ! કહે, નિચ બાપને નિચ કહેવામાં જૂઠું શું છે? તું બાપને વાસ્તે હિમાયતી કરવા નિકળ્યો છે તેનું કારણ છે, કે તેની નવાબની ખુરસી તને મળી છે. તેણે તને એવા આરામમાં ઉછેર્યો ને મોજમજાહ કરાવીને મોટો કીધો છે, તેથી તું તો તેની તારીફજ ગાય નહીં તો બીજું શું કરે? મારી હાલત જુદી છે. હું તો બાપને લોહીનો તરસ્યો કુતરો ધારતો હતો. હું તો તેને એક હેવાન ગણતો હતો, અને તેને એક નિચેમાં નિચ માણસ સમજતો હતો. પરીન સાંભળ! આપણે બધાંઓ સાથેજ મરનાર છીએ, તો ખરી વાત શું છે, અને વાત શી બની છે તે જણાવીને સાથે મરીએ. હાલના સંજોગમાં એ ભરમ સાથે લઇને મરવાની જરૂર નથી."

"હા, તુંજ બોલ! તુંજ બોલ! તુંજ ખુલાસો કર!" મેહરઅલી બોલી ઉઠયો, "જ્યારે મરણની ઘડી આવી પુગી છે, તો પરીનને આ ભેદ સંભળાવા કર તારો ખુલાસો. તું શું ખુલાસો કરે છે?"

"ઠીક છે! તૈયાર છું! તમે ખુશી છો તો હું તૈયાર છું! પરીન સાંભળ! મેહરઅલીનો બાપ અને મારો બાપ એકજ છે. હું મારા બાપને લુચ્ચામાં લુચ્ચો અને હલકામાં હલકો કુતરો ગણતો હતો, તેનું કારણ એ કે એના બાપે નિચ હવસને આધીન થઇને મારી ગરીબ માને ધાટકી બની જગતની નામોશીમાં મુકી. પોતાના બાપની આ વાત મારો ભાઇ મેહરઅલી જગતથી છુપી રાખવા માગે છે અને પોતાના ખાનદાનના નામને એબ નહી લાગે તેનાં આ સઘળાં ફાંફાં મારે છે!"

"સદંતર ખોટું! બિલકુલ જૂઠું!" મહેરઅલી બોલી ઉઠયો, "એ નિચ ચંડાલ! સાચું બોલ! તું પોતે એક જૂઠો કુતરો છે! તારી મા કોઇ ગરીબ હતીજ નહી. તારી મા તો નવાબની પરણેલી સ્ત્રી અને બેગમ પોતે હતી. તું મારી સગી માનો અને મારા સગા બાપના પેટનો છે તે શું તું જાણતો નથી?"



# પ્રકરણ ૩૯.



## ભરમ તો એ.

પેલો લુચ્ચો લુટારો હસ્યો ને બોલ્યો, "અંહ! હું જાણું છું? ઠીક ઠીક! આએ છોકરીની હું હમણા ખાતરી કરીશ કે તારા બાપની, કહો કે આપણા બાપની–હરામ ઇલ્લતને છુપાવા માટે આ નવી વાત તેં જોડી કાઢી છે! પરીન, પહેલાં તો હુ કબુલ કરૂં છું કે પેલી ચાઠાંવાળી સ્ત્રીનું ખુન થયું તે મેં કીધું, મેં પોતે કીધું. હું કબુલ કરૂં છું કે તે મેં પોતે કીધું. મને આ લતીફા અને ખાનમે તે ખુન કરવા ઉશ્કેર્યો. ઠીક. શાને માટે ખુન કીધું, તેની તુલોતવીલ વીગત આપવાની કશી જરૂર નથી, કારણ કે આપણે બધાં સાથે મરણ પામીશું, પણ પરીન તને ખબર છે કે તે સ્ત્રી કોણ હતી? તેણીનું નામ હસીના હતું. તેણીને લોકો માળીની હસી-નાનાં નામે ઓળખતાં હતાં. એ માળીની હસીનાની શહેના નામની બહેન હતી, અને તે શહેના તે મારી મા. મારી મા શહેના ગરીબ ભોલી ભાલી હતી. તેને આ મારા ભાઇના બાપે–કહો કે અમારા બાપે ફુસ-લાવીને બગાડી, એક નબળી અબળાને પોતાના પૈસાના જોરે લલચાવી. અને જન્મ સુધીની નામોશીમાં નાખી, અને પોતાની નિચ મતલબ પાર પાડીને તેણીને તવળતી છોડી દીધી! અંતે તેણી ભૂખમરા અને તંગીથી મરણ પામી! તેણીનો હું દીકરો છું. મારી મા પોતાનું વેર લેવા મારી માસીને છેલ્લી વસીયત કરી ગઈ હતી, અને આ જે મેં કીધું છે તે મારી માનું વેર લેવા મેં કીધું છે."

મેહરઅલી વચમાં ગુસ્સામાં આવી બોલી ઉઠયો, "સદંતર ખોટું! તદન ખોટું! બિલકુલ ખોટું! ઓ ખુદા! અરે એ કેવું હડહડતું જૂઠું છે! અરે એ ચંડાલ! એ ખોટી વાત તને કોને કહી?"

"મારી માસીએ. મારી માસી, પેલી માળીની હસીનાએ પોતે મને કહી, "દીલારામ ખુની બોલ્યો.

"તારી કોણ? માળીની હસીના તારી માસી! એ ખુદા! અરે એ ચંડાલ ભાઇ, તું એ શું ખરૂં માને છે? માળીની હસીના જેવી એક હલકી ઓરત, જે ફકત તારા બાપના માળીની દીકરી થતી હતી, તે તારી માસી! જે ઓરતની ઉપર આપણા માબાપે ઉપકાર કીધા તે ઓરતે તને આ બધું ગલત સમજાવ્યું છે! અને તેને તું હજી માસી ગણે છે? એ ખુદા! આ કેવો જૂઠો જમાનો! ત્યારે એમ લાગે છે કે તને તારા પોતાના વિષે કાંઇ પણ ખબર નથી! તેથીજ આ સઘળો વખત તું અંધકારમાં ગોટાં ખાય છે! અરે મારા સગા ભાઇ! મારા મા જન્યા ભાઇ! શું તું કોણ છે અને તું કયાં ગયો, ને તારૂં શું થયું, તે ખરેખર જાણતો નથી?"

"હા, હું સઘળું જાણું છું! હું કોણ છું તે હું જાણું છું. હું શહેનાનો દીકરો, અને તે તું પણ જાણે છે"

મેહરઅલી ઘણો ઉશ્કેરાઇને બોલ્યો, "અરે એ હઠીલા, તું શહેનાનો દીકરો નથી, ને શહેના તારી મા નથી. તારો બાપ નવાબ અકબરઅલી ને તારી મા નવાબની બેગમ પોતે હતી."

"એ શું બકે છે!" દીલારામે હવે આશ્ચર્ય પામીને પૂછ્યું.

"હા, હું જે કહું છું તે ખરૂં છે, બોલે બોલ ખરૂં છે, અક્ષરે અક્ષર ખરૂં છે! ખુદા ઉપર બેઠો છે તે જાણે છે કે હું કહું છુ તે ખરૂં છે. તું મારો ભાઇ—અને તું મારો જોડયો ભાઇ છે. તું મારી એક કલાક અગાઉ જનમ્યો હતો, અને તેથી તું મારો વડો ભાઇ છે. અફસોસ! તેથી ખરૂં પુછો તો નવાબની ગાદીનો ખરો હકદાર વારસ તું છે."

"શું! એ શું ખરૂં! એ શું બનાવત નથી?" દીલારામે પીગળી જઇને પૂછ્યું.

"હું સાચું બોલું છું. હું ખુદાને હાઝર નાઝર જાણીને કહું છું કે તું મારો વડો ભાઇ છે. ખરૂં કહું છું કે તારો હક મેં લૂટયો છે, અને ખોટી રીતે હું નવાબની ગાદી પચાવી બેઠો છું. બાપની ગાદીનો હકદાર વારસ તું છે. હું તારો હક ડુબાવનાર ભાઇ છું," મેહરઅલી પસતાવાના સાદે બોલ્યો.

પેલો ખુની દીલારામ તદ્દન ચુપ ઉભો. ઓરડામાં સઘળું ચુપ થઇ રહ્યું. ફકત સઘળાંઓનો દમ લેવાનો સાદ આવતો હતો. બધાં દંગ થઇને ચુપ થઇ ઉભાં હતાં.

પરીન પોતાના આશક આગલ ગઇ, અને આસ્તે રહીને પેલો દારૂનો ગોળો બાજુએ મેલ્યો, અને પોતાના વાહલા આશકના ગળે વળગી અને બોલી, "અંહ! આએ તારો ભરમ કે! તારા બાપે મરતી વખતે આએ મોટો ભરમ કહ્યો તે એ કે? વાહવા! વાહવા! હું જાણું કે એવો તે શું મોટો ભરમ છે! મારા વાહલા મેહર! ફિકર નહી! તને નવાબની ગાદી નહી મળે તો ફિકર ના કર. મને માન ખેતાબની કાંઇ દરકાર નથી. ઉલટું, હવે મને તારી પર એવડો પ્યાર લાગે છે! હવે તારી ને મારી પદવી બન્નેની સરખી લાગશે, અને તેથી તું હવે નવાબ નહીં કહેવાશે તે જાણીને એક રીતે હું ઘણીજ ખુશી થઇ છું."

એમ બોલીને તેણીએ પોતાના સાચા આશકને વળગીને ખરાં હેતની એક મીઠી ચુમી લીધી. આ વાહલ કરવાનો દેખાવ જોઇ દીલારામ જેવા ખુની અને સખ્ત માણસનું હૈયું પણ પિગળ્યું.



# પ્રકરણ ૪૦ મું.



## કપટી ઓરતનો કીનો.

મેહરઅલીએ પણ હવે પોતાના હાથ પરીનનાં ગળામાં નાખ્યા, અને તેણીનો આવો અખંડ પ્યાર અને આવો દૃઢ વિચાર જોઇને ખરેખર મનમાં ખુશી થયો, અને બોલ્યો, "ઓ મારી વાહલી પરીન! ઓ મારી મીઠી પરીન! તારા જેવી સાચી માશુક મળે તોજ જીવવું પ્રમાણ છે. હું તને ખુદાના કસમ લઇને કહું છું કે તારા જેવી સાચી ઓરત મેળવવામાં ખરેખર જીંદગીની મજાહ છે, અને તેમ બની શકતું હતે તો હું ખુશીથી કરતે, પણ અફસોસ! તેમ બનતું નથી! અરેરે મારાથી બની શકતું નથી! ઉલટું જે વખત જશે તેમાં તું અને હું સદાનાં છૂટાં પડીશું!"

"નહી નહી મેહર! હવે તો તેં તારો ભરમ કહી દીધો છે. હવે મારાથી તારો ભરમ છુપ્પો નથી. નવાબી પદવી ગઇ તો શું! પદવી સાથે મને શું કામ છે? આ વાતનો ખુલાસો તો તમો બન્ને ભાઇઓ વચ્ચે થઇ ચુકયો છે અને તે એટલો મનમાનતો છે કે દુન્યાના લોક પણ જાણે તો તેમાં શરમ જેવું કાંઇ નથી!"

"ચુપ રહે! ચુપ રહે! પરીન! એ તું શું વગર વિચારનું બોલે છે? દુન્યાના લોકથી છુપાવવાની ગરજ હજી ઓછી થઇ નથી. એ ભરમ દુન્યા નહી જાણે તો વધારે સારૂં. અરે પરીન! તું ભૂલી કેમ જાય છે કે ખુનો થયાં છે, અને ખુનનો બદલો ફાંસી છે. અરે મારી વચમાં ના બોલ—મારૂં બધું સાંભળી લે—મારા નવાબી બાપના નામને ખાતર, મારા ઉંચા ખાનદાનને ખાતર, એ ભરમ બાહેર પાડવો નહીજ જોઇએ, કારણ કે આ ખુની મારો પોતાનો સગો ભાઈ છે!"

ખુની દીલારામ જે આટલો બધો વખત વિચારમાં પડીને ચુપચુપ દંગ થઈ ઉભો હતો, તે મેહરઅલીના છેલ્લા શબ્દો સાંભળીને ચોંકીને બોલ્યો, "હા, પણ કહેવું સહેલ છે. મને પુરાવો આપ. તારી પાસે કાંઇ પુરાવો છે–પુરાવો છે? કાંય નહી તું મને થાપ આપતો હોય? કાંય નહીં તું મને બનાવતો હોય? કાંય નહીં તું બાજી ખેલતો હોય? આહ! મને તું પુરાવો આપ તો હું કબુલ કરૂં કે હું ઠગાયો છું, મને બીજાઓએ ભમાવ્યો છે અને મેં જબુનમાં જબુન કામો તેને લીધે કીધાં છે. તને આ વાત કોણે કહી? તું એ વાત ખરી કેમ ધારે છે? તું શું ખાતરીથી કહે છે કે હસીનાની બેહન મારી માય નહી?"

જે વાત નવસારીમાં પેલી બુઢી ઝરીના દાસીએ શેરખાંને કહી હતી, તેજ વાત મેહરઅલીએ પોતાના ભાઇ દીલારામને કહી અને કહ્યું, "ભાઇ, આપણી માવતરે જે મેહરબાની માળીની હસીનાને દેખાડી હતી તેને હસીના બિલકુલ લાયક નહીં હતી. તેથી ઉલટું તેણી એક દેવી–એક ડાકણ હતી. તેણીનું સઘળું જીગર કીનામાં લપટાયલું હતું. તેણી એક નાગણ હતી–એક ઝેરી નાગણ હતી, અને દાવ જોઇને ડંખ માંરવા તલપી રહી હતી. જે દિવસે એ માળીની હસીના પોતાના બાપને કેદખાનામાં છેલ્લી મળવા ગઇ હતી, તે વખતે બાપ દીકરીએ એક તાગડો–એક રૂવાં ઉભાં થાય એવો તાગડો ઘડી કાહડયો હતો. નવાબ અકબરઅલીએ તેને દામીસ બનાવ્યો હતો. નવાબ અકબરઅલીએ તેને કેદ કરાવીને ખરાબ લગાડયું હતું. તેના બદલામાં નવાબ અકબરઅલીના વંશને ખરાબ લગાડવું, નવાબ અકબરઅલીના વંશને લુચ્ચાઇમાં ફસાવીને તેના નામને ખરાબ લગાડવું એવા તે બાપ દીકરીએ કસમ લીધા હતા."

"અને તેમ કરવા માટે તે ચંડાલે મને પકડયો કે? "દીવારામ ઉશ્કેરાઇને બોલ્યો.

"હા, સાંભળ મારા ભાઇ. માળીની હસીના આપણા વડા ભાઈ નસરૂદીનને ઉપાડી જઇ શકી નહી, કારણકે તે તે વખતે સમજણનો હતો, અને તેથી તેણી નવાબને બીજાં બચ્ચાં થાય તેની રાહ જોતી થોભી હતી. તેણીના સારાં નસીબે અને આપણા કુંટુંબના કમનસીબે, આપણી માએને હમેલ રહયા. આપણા માએ અને બાવાજીને સમજાવીને હસીના તેમને પુને લઇ ગઇ. ત્યાં આપણી માતાએ એક છોકરાનો જન્મ આપ્યો તે તું હતો. તું જનમ્યો કે દસ પંદર મિનિટમાં હસીનાએ તને પોતાના સ્વાધીનમાં લીધો, અને તને લઇને નાહસી ગઈ. પાછળ એક ચીઠી મુકી ગઇ હતી, તેમાં પોતાની નિચ મતલબ અને કીનાની મકસદ સમજાવી હતી.

મેહેરઅલીએ વાત આગલ ચાલુ રાખીને કહયું, "પણ માણુસ ધારે છે. શું ને ખુદા કરે છે શું. તેણી ઉતાવળમાં ત્યાંથી પસાર થઇ ગઇ પણ પાછળ શું બનશે તેની તેણીને ખબર નહીં હતી. તેણીના જવા પછી થોડી મિનિટમાં આપણા માતાજીએ બીજા છોકરાનો જન્મ આપ્યો, અને તે હું પોતે. કેટલેક મહિને હસીનાને ખબર પડી હશે કે તેણી બેગમનો એક છોકરો ચોરી ગઇ, પણ તે પાક પરવરદેગારે તુરત બીજો બેટો બેગમ સાહેબને સપુરદ કીધો હતો. આપણા બાપે તેણીને પકડવાને ઘણી છુપી ખોળ કીધી, પણ તેણીનો પત્તો કાંઇ મળ્યો નહી, ત્યારે મારા બાપે દાઇને લાંચ આપીને એ વાત કોઇને કહેવા ના કહી. આપણા માબાપ પુનેથી હૈદરાબાદ મને લઇને પાછાં ગયાં, અને એ વાતની કોઇને ખબર પડી નહીં."

"અરે પણ કેટલાંક જનને આ વાત ખબર હતી," પેલો ખુની બખાડીને બોલ્યો, અને એક વાઘ પેરે કુદકો મારીને પેલી લતીફાને ગળચીમાંથી પકડી, અને બોલ્યો, "આ ચંડાલ સ્ત્રી એ વાતથી વાકેફ હોવી

જોઇએ, કારણ કે માળીની બૈરી અને હસીનાની માએ તે એની બેહન થતી હતી. આહ! એ કુતરી! તને તો એ વાત ખબર હશે! બોલ નહીં તો મારી નાખીશ!"

"અરે મારૂં ગળું છોડ! એ કોઇ બચાવો! દીલારા! મારૂં ગળું છોડ, હું તને જે પુછે તે કહું," લતીફા ગુંગળાતી બોલી.

દીલારામે તેનું ગળું છોડયું પણ ખભું મજબુત પકડી રાખ્યું અને પુછયું, "બોલ, એ વાત ખરી કે? આ મારો ભાઇ કહે છે તે ખરૂં છે કે? તું મારો સ્વભાવ જાણે છે વાસ્તે સાચે સાચું બોલ!"

"દીલારા! દીલારા!" લતીફાએ કાલાવાલા કીધા.

"મને જવાબ આપ! આ ખરૂં કે? તમે મને સમજાવ્યું હતું કે નવાબના નિચ હવસનું હું ફરજંદ છું તે ખરૂં કે ખોટું? બોલ! હું આ મેહરઅલીનો સગો ભાઇ ખરો કે? મારી ઉપર જુલમ કરવાની વાત સઘળી જોડી કાહેલી કે નહી? મારા બાપને ગાળો દઇને અપમાન કરવાને તમે મને ખોટો ઉસ્કેર્યો હતો એ વાત ખરી કે? બોલ! બસ! જવાબ આપ એ ખરૂં કે ખોટું!"

"દીલરા! જો જવા દે!"

"બોલ, જલદી બોલ, નહી તો આ પળે તારો જીવ લઇશ, અને ગરદન મરડી નાખીશ. જો જીવવા માંગતી હોય તો બોલ કે આ વાત ખરી કે ખોટી?"

"ખુદાને ખબર છે કે ખરી! મેહરઅલી કહે છે તે બધું ખરૂં છે. આહ! તું પરીનને મેળવવાની બાજી ખેલતો હતો તે સાથે મને ઉમેદ હતી કે તું પરીનને થોડી વારમાં છોડીને મારી ખાનમને ચાહશે; અરે! મારી ઉમેદ ધુળ થઇ છે!" લતીફા બોલી. દીલારામે તેણીને આંચકો મારીને દૂર ઉરાડી મુકી. તેણી જઇને ઓરડાની ભીંત સાથે અથડી અને તેણીનું ગુંટણ લચકાઇ ગયું.

આ સાંભળીને દીલારામે મોં કુમળાવ્યું, "આહ! મારી જીંદગીની પણ ધુળ થઇ છે. આ બદમાસ મુજીઓને ઘટતા ફેજે પુગાડવાં ઘટે છે, પણ શું કરૂં, હું એમને જવા દું છું!—જો મેહરઅલી મારા ભાઇ, આ ચંડાલ સ્ત્રીં આ સઘળા બનાવોનું મુળ કારણ છે. હું હસીના સાથે મુંબઇ આવ્યો તેનું કારણ એ કે હસીનાએ તારે માટે બાજી પાકી રચી રાખી હતી. નવાબ અકબરઅલીની હરામ ઇલ્લતનું વેર હવે તારી ઉપર લેવાને માટે હસીનાએ મને કહયું કે વખત આવી લાગ્યો છે. હું એક લુચ્ચો, લુટારો, ખુની છું. તેથી તારા અને મારા એક સરખા ચેહરાનો લાભ લઇને તને જેલમાં મોકલવો ને નવાબ અકબરઅલીના ખાનદાનને નામોશીનો દાગ લગાડવો, એ હસીનાનો તાગડો હતો—એ તાગડો સેહલો હતો, કારણ કે મારી ખાતરી થઇ હતી કે તારા અને મારા ચેહરા વચ્ચે લેશભાર પણ ફરક નથી. જે સબીવાળાને ત્યાં તે સબી પડાવી હશે, ત્યાંથી એક નકલ જેમ તેમ મેળવીને હસીનાએ મને દેખાડી હતી. તે ઉપરથી એ તાગડો સહેલાઇથી પાર પડશે એમ મારી ખાતરી હતી. મને ખબર નહીં હતી કે હસીના પોતાનું અંગત વેર લેતી હતી. હું તો એમજ સમજતો હતો કે હું મારી માનું વેર લઉ છું. આહ! હવે હું સમજુછું કે તે ડાકણે મારી મારફતે પોતાનું વેર લીધું! આ લતીફાએ મારા મગજમાં વળી બીજી એક બાજીનો ખ્યાલ મુક્યો હતો. આ બદશાસ ઓરતની ખોટી સલ્લાહથી આ સઘળી મુસીબતમાં પડયો છું! એ મા દીકરીએ મને સમજાવ્યો કે નવાબ મેહરઅલીને મળતા ચેહરાને-એટલોજ નહી પણ એથી વધારે મારે લાભ લેવો, એ મા દીકરીની સમજાવત એ હતી કે હસીનાને મારી નાખવી, કારણ કે હસિના સિવાય આ પણા મળતા ચેહરા વિષે બીજું કોઇ વાકેફ હતું નહી; હસીનાને મારી નાખવાની મતલબ પાછલો નવો તાગડો ફતેહમંદ બનાવવા માટે હતી. હસીનાને મારી નાંખીને હસીનાના નામનું કાગજ મારે તારી ઉપર લખવું ને

તેમાં જણાવવું કે હસીનાએ પોતાનું રહેઠાણ બદલ્યું છે, ને હસીનાનું નવાં રહેઠાણ તરીકે અમારાં આ માહિમનું સરનામું આપવું."

મહેરઅલી વચમાં બોલી ઉઠયો, "હા, મને એક કાગજ હસીનાનાં નામનું મળ્યું હતું. તે વાંચીને ફાડી નાખવા લખ્યું હતું, અને તેથી મે તે ફાડી નાખ્યું હતું.

"હા, અને તે કાગળથી આ બન્ને લુચી ઓરતના ફાંદામાં તુ આવીને ફસ્યો. અગાઉથી ગોઠવણ થયા પ્રમાણે એ બન્ને ઓરતોએ તને પકડી રાખ્યો, એ લોકોએ તારાં કપડાં ઉતરાવીને મને લાવી આપ્યાં, અને તારાં કપડાં પેહરીને હું નવાબ મેહરઅલીનું નામ ધારણ કરીને તારે બંગલે ગયો. આ સઘળી બાજી રચનાર આ બન્ને ઓરતો છે. પણ તે બાજી ખેલનાર હું છું— અને આ ઓરતોએ તેમાં મને છુપી મદદ કરી છે. અમે ત્રણ જણે મળીને જમાદાર પોહરો ભરતો હતો તેને પેહલાં ગુંગળાવી મ રી નાખ્યો, અને જમાદારનો વેશ લઇને હું ભરાઇને બેઠો. મેં તને અને હસીનાને મરીઅમનો ઘેરમાંથી ઉતરતાં જોયાં. મેં ભરાઇને તમારી બધી વાત સાંભળી લીધી પછી તમે ઉતાવળમાં તેણીથી છુટા પડીને ગ્રાંટ રોડ તરફનો રસ્તે, લીધો. હસીના તને જતો પછવાડેથી ટગર ટગર જોતી ઉભી રહી હતી તેણીના હાથમાં તારી સબી હતી. અને તે સબી તેણી નીહાળીને જોવા લાગી કે મેં તુરત પછવાડેથી આવીને તેણીનું ગળું કાપી નાંખ્યું અને તેણી તુરત મરણ પામી. હું કાંઇ નવોસવો ખુની નહી હતો. મે આગલ એવાં ઘણાં કરપીણ કામ કીધાં હતાં પણ મારી અતીઘણી હુશયારીથી સઘળેથી બચવા પામ્યો હતો. તે હુશયારી મને હજી છોડી ગઈ ન હતી, અને તે હુશયારીથી મેં હસીનાના હાથમાંથી પેલી સબી લઇ લેવાની સુધ્ધ ઠેકાણે રાખીને તે લઇ લીધી ને ત્યાંથી નિકળીને બીજા જમાદારોને ભેગા કરવા મેં પોતે સીસોટી ફોડી હતી. ત્યારપછી શું બન્યુ

તે તમે જાણતા હશો. મને ખબર નહીં કે પેલા જરમન વિદ્દવાન સ્મીડતના સાંચાથી હસીનાની આંખમાંથી મેહરઅલીની સબી પડશે અને મેહરઅલીનો અને મારો ચેહરો મળતો હોવાથી હું છટકામાં આવીશ, અને તેથી આગલથી ગોઠવણ કર્યા મુજબ તારૂં નામ ધારણ કરીને હું તારે બંગલે ગયો, ત્યાં પોલીસે મને મેહરઅલી જાણીને પકડયો. ખુન તો મેહરઅલીએ નહી પણ મેં કરયુ હતુ."

"પણ તે ખુન વાસ્તે તને ફાંસી જવા દઇશ નહી," મેહરઅલી ફિરકેરાઇને બોલ્યો, "કારણ કે આપણા બાપને તેમની મરતી ઘડીએ મે પવિત્ર કોલ આપ્યો છે કે નવાબ અકબરઅલીના કુટુંબને જરા પણ નામોશી લાગવા દઇશ નહી, અને મારો કોલ હું પાળીશ," પછી તે પરીન તરફ ફરી બોલ્યો, "પરીન! મેં તને કહયું કે હું તારો થઇ શકીશ નહી તેનું કારણ આ મારો કોલ છે! પરીન! આ વાત તે સાંભળી છે. આ ભરમ તે જાણ્યો છે પણ એ વાત તું કોઇને પણ કહેશે નહીં એવો તું કોલ આપ."

"હું પવિત્ર વચનથી બંધાવું છું કે અતરે થયલી વાત હું મારા હોઠ વાટે બાહેર જવા દઇશ નહી. મારા બોલ ઉપર તને ખાતરી છે કે?"

"હા, ખાતરી છે કે મારી સાચી વફાદાર પરીન એ વાત કોઇને જણાવશે નહી," મેહરઅલીએ જવાબ દીધો, અને બોલ્યો "અને હવે–"

તે આગલ બોલી શકયો નહીં. તેના ગળામાં શબ્દો ખુંચવા લાગ્યા. તેણે પરીનને એક વધુ કોટી કીધી ને ચુમી લીધી, અને પછી પાછું મન મક્કમ કરીને પોતાની આગલથી તેણીને ખસેડીને પોતાના ભાઇ દીલારામને કહયું, "ચાલ ભાઇ, મેં આપણા બાપને વચન આપ્યો છે તે વચન પાળવો જોઇએ, અને આપણા કુટુંબને નામોશી લાગવા દેવી નહીં જોઇએ, પણ એ સઘળાંનો આધાર તરી ઉપર છે. ચાલ નવાબ દીલારામ ચાલ."

"ચાલ! કયાં ચાલ?" દીલારામે પૂછ્યું.

'પોલીસપર"

પોલીસપર! ઓ ખુદા! તું મને પોલીસપર લઈ જવા રાજી છે?" દીલારામે પૂછ્યું.

"હા, પણ તને ફસાવવા નહીં. હું પોતે પકડાઇશ," મેહેરઅલીએ જવાબ દીધો.

"તું પકડાય?"

"હા, આપણા ખાનદાનનું નામ બચાવવા હું તારી જગા લઉં, અને તું મારી જગા લે. પોલીસપર આવીને તું તારા પોતાના વાસ્તે કહે કે નવાબ અકબરઅલીનો ખરો વારસ હું છું. હું પોલીસ આગલ કબુલ કરીશ કે ખરો ગુનેહગાર અને ખુની હું છું, ને ત્યાં કબુલ કરીશ કે મને નવાબ અકબરઅલીના ખાનદાન સાથે કાંઇ લાગતું વળગતું નથી. પોલીસ આપણ બન્નેના એક મળતા ચેહરા જોઇ ગભરાટમાં પડશે, પણ આખરે મારી વાત માનશે. એમ કીધાથી નવાબ અકબરઅલીના ખાનદાનને નામોશી લાગતી અટકશે. લોકો સમજશે કે આ મળતા ચેહરાનો લાભ લઇ કોઇ બાહેરના ધુતારાએ આ ખુન કીધું છે. કેમ મારી મતલબ તમને સમજ પડી કે?", મેહેરઅલીએ પૂછ્યું.

"મેહર! મેહર! નહી નહી! હું એ કબુલ રાખતી નથી! હું એ ભોગ આપવા તૈયાર નથી!" પરીને ત્યાં કકળાટ કરી મેલ્યો.

"પરીન! તું મને વચન આપી ચુકી છે એટલે એ વાત તું ઉઘાડી પાડી નહીં શકશે! તારો પવિત્ર કોલ તું તોડશે એવો મને જરા ધાસ્તી નથી! જેમ મારા કોલ માટે હું મારી જીંદગીનો ભોગ આપવા તૈયાર થયો છું, તેમ તારા કોલ માટે તું તારાં સુખનો ભોગ આપવા તૈયાર થા. આપણે પેલી જેહાનમાં સાથે એક થશું."

મેહરઅલી પોતાના ભાઇને સમજાવવા લાગ્યો કે "ચાલ ભાઇ ચાલ, હું કહું છું તે પ્રમાણે મને કરવા દે."

"યા અલ્લાહ! મેં તને આટલું નુકસાન કીધું, આટલો હેરાન કીધો, આટલો સતાવ્યો તે છતાં તને તારા ભાઇનું આટલું બધું લાગે છે! તું દોલત આબરૂ જાન સર્વેનો ભોગ આપવા તૈયાર થયો છે! વળી એ સઘળો ભોગ મારે માટે, અને મારા જેવા એક ચોર લુટારા ખુની ને માટે! ઘણું અજાયબ!"

"નહીં ભાઇ, ફકત તારે માટે નહી, પણ બાપદાદાની આબરૂને ખાતર! મરણની છેલ્લી ઘડીએ મારા બાપે પોતાના દિલની ધાસ્તીથી મને વાકેફ કીધો અને કહયું કે રખેને મારાં નામને કલંક લગાડવાનો દાવ ભવિષ્યમાં મંડાય, અને તેથી મારા બાપના નામને કલંક લાગે નહીં તે માટે એ સઘળો ભોગ આપવા હું તૈયાર થયો છું."

"પણ મારા ભાઇ, હું ગમે એવો લુચ્ચો છું, પણ તારી ખરી વાત જાણ્યા પછી શું તું એમ ધારે છે કે તને ભોગ થયલો જોવા હું કબુલ થઇશ? યા અલ્લા! તું કેવો ભલો છે! એ ખુદા, આ કેવો સાચો ભાઇ છે! અરે મને જ્યારે યાદ આવે છે કે આ ચંડાલ સ્ત્રીઓને લીધે મેં તને હેરાન કીધો, ત્યારે મને એ ચંડાલ ઓરતો ઉપર ઝનુન છૂટે છે! એ લોકને લીધે મેં મારા ભાઈ તરફ જે વર્તણુક બતાવી છે તે માટે હું શરમીંદો થયો છું."

"તને એ પ્રમાણે બોલવાની કાંઇ જરૂર નથી. આપણા બાપદાદાની મોટી આબરૂ અને ઉંચા ખાનદાનને સહેજ પણ દાઘ અને કલંક નહી લાગે તે માટે હું તારાં કામનો જવાબદાર બનવા તૈયાર થયો છું. તું મારાથી એક કલાક મોટો છે અને તેથી મરનાર નવાબની ખુરસીનો હકદાર વારસ તું છે, વાસ્તે તું નવાબની જગા લે અને તેનું નામ સાચવ."

"મારા વાહાલા ભાઇ, મને તારો હાથ આપ!" દીલારામ દુઃખી દિલે બોલ્યો, "આહ! આપણુ બન્ને એક બાપના દીકરા છીએ, તે છતાં આપણા વચ્ચે કેટલો ફરક! બદમાસ મુજીઓની સંગતને લીધે મારી ચાલ ચલણમાં કેટલો ફેરફાર!—નહી—નહી બનશે!—એ ખુશ ચેહરેની નેક વફાદાર છોકરી, મારા ભાઇને સદા ચાહજે ને સદા વળગી રહેજે, કારણ કે એ તારે લાયક છે. તમો પરણીને સુખી થજો!"

તે વધુ બોલવા જતો હતો, પણ તેટલામાં ઘર ઉપર પોલીસનો દરોડો પડયો, અને બારણું ઉંઘાડીને પોલીસના માણસોએ આવીને સઘળાંઓને એકદમ પહરેજ કીધાં.



## પ્રકરણ ૪૧.



### છેવટ.

એક લશકર બીજાં લશકર ઉપર છાપો મારે તે મીસાલ પોલિસના માણસોએ છાપો માર્યો. સઘળાંઓને પોલિસનો સહેજ પણ ખ્યાલ નહી હતો, તેથી તેઓ સઘળાં ગભરાયાં.

"આ સઘળા ગભરાટ વચ્ચે કોઇ બોલી ઉઠયું "આ, રહી પરીન! અહીં છે અહી છે!" એમ કહીને પરીનની પાછળથી તેણીને કોઇએ પકડી લીધી. આ પકડનાર રજબઅલી હતો. આ ન ધારેલા મેલાપથી અને આ ન ધારેલા બનાવથી તેણી પોતાના બાપના હાથમાં બેસુધ્ધ થઇ પડી, પણ બેસુધ્ધ થવા અગાઉ તેણી શેરખાંને જોઇ બોલી ઉઠી હતી "કોણ? શેરખાં બી સાથે છે કે?"

પોલીસે પેહલાં લતીફા, ખાનમ અને લતીફાના યારને બેડી ઠોકી, ને પછી પોલીસ પેલા બે ભાઇઓ આગલ આવીને જોય છે તો બેડી કોણને પેહરાવવી, મેહરઅલીને કે દીલારામને ? તેમના એક સરખા મળતા ચેહ-રાથી પેહલી પળે પોલિસ ગભરાટમાં પડી. આવો એક સરખો મળતો ચેહરો દુન્યામાં જવલેજ હોય છે, અને તેવી વેળા માણસની સાધારણ આંખો ઠગાય તેમાં નવાઇ નહીં.

હજી પોલીસ આ પ્રમાણે પોતાના ગભરાટમાં વિચારમાં પડી, તેટલાં દીલારામે મેહરઅલીના અંગ ઉપર ધસીને તેનાં કોઠાંમાં એક મુક્કી મારીને તેને બેભાન બનાવી મેલ્યો અને બોલ્યો, "લુચ્ચા ! દગાખોર ! આખરે ફસાવવાનો તાગડો કીધો ! અને પોલિસને બોલાવી ! અફસોસ ! હું તારી બાજી સમજ્યો નહી !" પોલીસને મેહરઅલીએ બોલાવી એમ દીલારામ ખોટું સમજીને બોલ્યો. એક બાજુથી મુક્કી મગજમાં સજ્જડ લાગ્યાથી મેહર-અલી બેભાન થઇ ચત્તાપાટ પડયો, ને બીજી ગમથી દીલારામ કોનસ્ટે-બલોની આગલ હિમ્મતથી જઇ ઉભો ને કહયું "લઓ મને પકડો, નવાબ મેહરઅલીનું મોંઢું મેં બંધ કીધું છે. લઓ મને પકડો, હું બાજી ખેલ્યો પણ હું બાજી હાર્યો છું ! પણ આ બાજી મારી કસુરથી હાર્યો નથી. હજી પણ સંભાળજો, બીજી તક મળતાં બાજી હાથમાંથી જવા દઇશ નહી."

રજબઅલી બોલ્યો, "એજ પેલો નાહસી ગયલો બંધવો ખુની ! જુઓ જુઓ ! નવાબ મેહરઅલી અને એનું મોંઢુ કેવું મળતું છે ! એક બાલ જેટલો પણ ફરક નથી !"

"એ બુઢા ! તું જૂઠું બોલે છે ! બાલ જેટલો ફરક કેમ નથી ? જો ઘણો ફરક છે ! એ તો નવાબ છે અને હું તો એક ખુની છું ! ફક્ત અમારા ચહેરા મળતા આવે છે, બીજુ કાંઇ મળતું આવતું નથી."

આટલું બોલી તે શેરખાં તરફ ફરીને બોલ્યો, "સલામ આલેકુમ, શેરખાં સાહેબ, હું તમને સારી પેઠે ઓળખું છું. મેં તમારી હુસ્યારી માટે ઘણી તારીફ સાંભળી છે અને આ 'કેસ'માં પણ તમોએ ચપળાઇ દેખાડી હશે. લેકીન પેલો કરીમખાં, તેની હુસ્યારીની વાત તો બોલો નહી. કરીમખાંને બોલાવો ને પૂછો કે સબી ઉપરથી કોણને પકડશે, આએ બેસુધ્ધ થયલા નવાબને કે મને?"

શેરખાં પણ તાજ્જુબ થયો અને બોલ્યો, "ખરેખર! કેમ કહેવાય! આ તો જાણે એક વટેણાની બે ફાર! એક સરખો ચહેરો! એક સરખો બાંધો!"

"હા, શેરખાં સાહેબ, અને તેથીજ પોલિસે ખોટે માર્ગે દોરવઇને આએ બિચારા નિરદોષનું નામ બદનામ કીધું. જુઓ, કૉનસ્ટેબલો, તમને શાક્ષી આપવી પડશે. ખુનની તપાસ વેળા તમારી જુબાની લેવાશે ત્યારે તમને કહેવું પડશે કે અમે એક ચેહરાના બે જણ છીએ. આએ પડેલો છે તે ખરો નવાબ મેહરઅલી છે ને મેં ફકત તેનું નામ ધારણ કીધું છે, અને હું—"

"મને ખબર છે કે તું કોણ છે? હૈદરાબાદની જેલમાંથી નાહસી ગયલો દીલારામ નામનો બંધવો તે તુંજ કે?"

"હા, શેરખાં, તે હુંજ. મારી બુઢી બિલ્લી, તે હુંજ ઉંદર છું. મેં જનાઇ લીધું છે કે તારામાં બહુજ ચંચલાઇ છે, ને તેથી હું તને માન આપું છું."

ને જે બોલ્યો તે સઘળું કૉનસ્ટેબલોએ લખી લીધું.

રજબઅલી પોતાની દીકરીને બેસુધ્ધ હાલતમાં ઉંચકીને બાહેર વિકટોરિયામાં મુકવા ગયો. શેરખાં અને એક બીજો કૉનસ્ટેબલ મેહરઅલીને ઉંચકીને નિચે લઇ ગયા અને ગાડીમાં બેસાડયો.

ચાર જણને ગાડીમાં બેસીને જવાની તક આપીને પેલા ખુનીએ પોતાના હાથમાં બેડી પડેલી છતાં, પરીને જે દારૂગોળો બાજુ મેલ્યો હતો, તે એકદમ ઉંચકીને જમીન સાથે અફાળ્યો અને અફળાતાં બોલ્યો; "ચાલો બાપદાદાના નામનો ભરમ હવે કોઇ જાણશે નહી!"

વિકટોરિયા સેહજ આગલ ચાલી કે રજબઅલી અને શેરખાંએ એક ધડાકો સાંભળ્યો, ને તે ધડાકા સાથે તે ઘર ચુરે ચુરો થઇને પડી ભાગ્યું, અને તેમાં દીલારામ, લતીફા, ખાનમ, અને લતીફાનો યાર, અને તેમની ચોકી કરવા આગલ ઉભેલા સઘલા સિપાઈ કોનસ્ટેબલોનો ચુરે ચુરો થઇ ગયો.

સેસન્સ બેસવાનો ટાઇમ થયો હતો પણ ખુનની તપાસ કોની કરે? અંતે ખુનની તપાસ જ્યાંની ત્યાં રહી ગઇ. દરેક ન્યુસપેપરોમાં નિચલો ફકરો છપાયાથી નવાબ મેહરઅલી તરફ દરેક જણ દયા અને દિલસોજીની નજરથી જોવા લાગ્યાં:—

**નવાબ મેહરઅલી**—જાણીતા હૈદરાબાદવાલા મરહુમ નવાબ અકબરઅલીના બેટા નવાબ મેહરઅલીને ભાયખલા તરફ થયલાં બે ખુનને માટે પકડવામાં આવ્યો હતો, પણ જે બંધવાને પકડવામાં આવ્યો હતો તે નવાબ મેહરઅલી નહી પણ કોઇ દિલારામ નામનો લુટારાઓની ટોળીમાંનો એક હતો. હૈદરાબાદની જેલમાંથી આ લુટારો પોતાના સાથીઓ સાથે આવી માહિમ રહયો હતો. ખરા નવાબ મેહરઅલીના ચેહરાને મળતો ચેહરો આ દિલારામ ધરાવતો હોવાથી, તેનો લાભ લેવા માટે ખરા નવાબ મેહરઅલીને તેના સાથીઓએ દગાથી પોતાના માહિમના મકાનમાં પકડી રાખ્યો હતો. મુંબઇની ચબરાક પોલીસે આ ખરી વિગત શોધી કાહાડીને ખરા નવાબ મેહરઅલીનો છૂટકારો કર્યો છે, તેમજ મુંબઇના જાણીતા શેઠિયા રજબઅલીની દીકરી પરીન જે થોડા દાહડા થયા ગુમ થઇ ગઇ હતી, તેણીને પણ ઉપલી લુચ્ચાની ટોળીએ માહિમ કેદ કરી રાખી હતી, તેણીને પણ પોલિસે છોડવી છે. ખરો ખુની અને તેનાં લુચ્ચાં સાથીઓ સઘળાં પોતાના હાથે દારૂગોળો ફોડીને મરણ પામ્યાં છે.

ઉપલો ફકરો દરેક ન્યુસપેપરમાં છપાયાથી ખરા નવાબ મેહર-અલીનાં દોસ્ત આશનાવો ખુશી થઇને તેની તરફ દિલાસોજીથી જોવા લાગ્યાં.

પરીને તેમજ મેહરે નવાબ અકરઅલીનાં કુટુંબનો ભેદ ત્રીજાં કોઇને કહયો નહી.

પરીન અને મેહરનાં લગ્ન ધામધુમથી થયાં અને તેઓ બન્ને વચ્ચે પ્રીતિ સાચી હોવાથી તેઓનાં લગ્ન ઘણાં સુખી નિવડયાં.

પેલા કરીમખાંને મુંબઇની સરકારે હજી તો કામ ચલાઉ નેમેલો હતો, તે છતાં તેણે આવું અઘટિત અને અવિચારી પગલું ભર્યું હતુ, તેથી મુંબઇની સરકારે તેની જાયુકની નેમણુક કરવા ના પાડી, પણ આપણે ઉપર કહી ગયા તેમ તે નીઝામના રાજયમાં બહુ લાગવગ ધરાવતો હતો, તેથી ત્યાં પાછી નોકરી મેળવતાં તેને ઝાઝી મુશકેલી પડી નહી.

પેલા શેરખાંને રજબઅલીએ દશ હજાર રૂપીઆની નાદર રકમ ઇનામમાં આપીને તેનો હેસાન માન્યો. શેરખાંની ઉંચી મન શકિત અને ઉંચી અવલોકન શકિત જોતાં આ ઇનામ તેને લાયક હતું.

પોલિસ કે રજબઅલી જાહેર ન્યુસપેપરમાં શેરખાંનું નામ બાહેર લાવ્યા નહી હતા, તે છતાં પોલિસની પણ ખાતરી થઇ હતી કે શેરખાં નામના પ્રાઇવેટ ' ડિટેકટિવે ' આ કેસમાં તારીફ લાયક સેવા બજાવી છે. તેથી મુંબઇની સરકારે આ શેરખાંને પોતાની પોલિસમાં મોટો ઓધ્ધો આપવાની ભલામણ કીધી, પણ ખોટી માત્ર શેરખાં ' હા ' પાડે તેની હતી. શેરખાં ખાનગી આસામીઓને મદદ કરીને હજારો રૂપીઆ ઇનામમાં મેળવતો હોવાથી નોકરીની બેડીમાં પડવા માગતો નથી, અને તેથી મુંબઇની પોલિસમાં એ મોટો ઓધો લેવા તેણે ઉપકાર સાથે ના પાડી, તે છતાં પોતાની સેવા કોઇબી કેસમાં હજી તે ખુશીથી આપે છે.



# પેન્ટો ક્યાંથી લેશો?

---

સઘળી જાતના પેન્ટો, સુકકા રંગો, વારનીસ, બેલતેલ બ્રશ, વગેરે વગેરે.

## જથાબંધ તથા છુટક મલશે.

જાણીતા ગુડલાશવોલનો, હબકનો, બ્લેનડલ સ્પેનશનમો, અને વીલકીન્સ હેવુડનો સઘળો માલ અમારે ત્યાં કોઇબી વખતે તુરત મલશે.

તે ઉપરાંત ગોરીપુર બેલતેલ, અને એસપીનલનું વારનીસ અમારે ત્યાંથી ખાસ મળશે.

**મહમદઅલી અબદુલઅલી**
**પાલનપોરવાલા.**

૧૩૯ શેક મેમન સ્ટ્રીટ રંગબજાર—મુંબઈ.